# वीर दुर्गादास
## अथवा मारुसरदारो

લેખક: વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ
નિવાસસ્થાન-નડીઆદ

પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
ભિક્ષુ-અખંડાનંદ. સ્થળ-અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ બીજી-પૃષ્ઠ ૨૪૦-પ્રત ૩૩૦૦-સં.૧૯૮૧-કુલપ્રત ૮૬૦૦

મૂલ્ય ૦॥, પાકું પૂંઠું ૦॥।

# बीजी आवृत्तिनुं निवेदन

આ પુસ્તકની પહેલી આવૃત્તિ 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા સંવત ૧૯૬૮ મા નીકળ્યા પછી થોડાં વર્ષબાદ આ પુસ્તક મળતું બંધ પડયું હતું. એ પછી એક પ્રકાશક તરફથી બરાબર 'વીર દુર્ગાદાસ' એવુંજ નામ આપીને સોએક પૃષ્ઠની એક ચોપડી નીકળી છે.

સંયોગોની અનુકૂળતાએ અત્ર તરફથી આજે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આ પુસ્તકના પાકા પૂંઠાં ખાદીનાં બંધાવેલાં છે.

એક સજ્જને આ પુસ્તકનું હિન્દી ભાષાંતર પણ છપાવ્યું છે.

આ આવૃત્તિ છપાવવા પૂર્વે લેખક મહાશય પાસે એવી મતલબની પરવાનગી માગવામાં આવી હતી કે જ્યારે જ્યારે આ પુસ્તકની આવૃત્તિઓ આ સંસ્થાને છપાવવી હોય ત્યારે તે પણ છપાવી શકે, અને લેખક અથવા તેમના વારસોને છપાવવી હોય ત્યારે તેઓ પણ છપાવી શકે.

લેખક મહાશયે પૂર્ણ નિષ્કામભાવે એ પરવાનગી આપી છે. એને માટે સંસ્થા તરફથી તેમજ ગુજરાતી વાચકવર્ગ તરફથી તેમનો હૃદયપૂર્વક આભાર માનવામાં આવે છે.

સં૦ ૧૯૮૧, રામનવમી. **ભિક્ષુ-અખંડાનંદ**

# पहेली आवृत्तिना निवेदननो सारांश

આ પુસ્તક એક ઐતિહાસિક નવલકથારૂપે છે. ગુજરાતની કેટલાંક વર્ષ સુધી સારી સેવા બજાવી બંધ પડેલા 'વિજ્ઞાનવિલાસ' નામે માસકના અંકોમાં આ નવલકથા તેના રચનાર મહાશયે આપી હતી.

આ વાર્તા તેમાં જોવામાં આવતા નિશ્ચલ સ્વામીભકિત, નિષ્કામ સ્વાર્થ-ત્યાગ, અપૂર્વ સાહસ, અડગ સહનશીલતા, અસાધારણ સ્વધર્મપ્રીતિ અને પ્ર-ચંડ વીરત્વ ઇત્યાદિ સદ્‌ગુણોને લીધે વાચકવર્ગમાટે હિતાવહ જણાયાથી કર્તાની પરવાનગી લઇને તે વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ નવલકથાના પ્રયોજક સુપ્રસિદ્ધ વયોવૃદ્ધ ગુર્જરસાક્ષર શ્રીયુત વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ છે. તેમણે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની રજા નિષ્કામતાથી આપી છે; તથા યોગ્ય સુધારણાસહિત આ વાર્તાની સ્વહસ્તે ફરીથી લખી રાખેલી કોપી જે ઘણા સમયથી હસ્તે પરહસ્તે ચઢી ગઇ હતી તે કેટલોક યત્ન કરીને મેળવી આપી છે; તેમજ આ વાર્તા પોતા તરફથી પ્રસિદ્ધ કરવાના મૂળ વિચાર સમયે કેટલોક ખર્ચ કરીને ત્રાંબાના પત્રાવાળાં તેમણે જે ચિત્રો ખાસ તૈયાર કરાવેલા તે આ પુસ્તકની સાથે છપાવવા સારૂ આપ્યા છે. આ સર્વ બદલ એ ઉદારચિત્ત મહાશયનો આ સંસ્થા તરફથી અતિ પ્રેમપૂર્વક આભાર પ્રદર્શિત કરવામા આવે છે.

આ વાર્તામાં આવેલા મુખ્ય સ્થળરૂપ મારવાડમા આવેલું જોધપુર અને તેની આસપાસનો પ્રદેશ જાતે જોઈ આવીને, તેમજ વાર્તામાના મુખ્ય ઐતિહા-સિક બનાવો અને પાત્રાવિષે બનતી માહિતી મેળવીને આ આવૃત્તિની પ્રત ઉકત લેખકમહાશયે ફરીથી લખી તૈયાર કરેલી હોવાથી; તેમજ આ સાથે અપાયલા દુર્ગાદાસ તથા રાણા રાજસિંગજીનાં ચિત્રો પણ તેમણે તે પ્રદેશમાંથી જાતે મેળવેલી છબીઓ ઉપરથી તૈયાર કરાવેલા હોવાથી જે અન્ય ગૃહસ્થે "વિજ્ઞાનવિલાસ" ભેગા કરી તે ઉપરથી દુર્ગાદાસની વાર્તા છ-પાવી દીધાનું લેખક મહાશયે પ્રસ્તાવનામાં જણાવ્યું છે; તેના કરતા આ પુસ્તક ગુર્જરવાચકવર્ગમાં વિશેષ આદરને પાત્ર મનાય તો તે સંભવિતજ છે.

સંવત ૧૯૬૮ શ્રાવણ સુદ પડવો — ભિક્ષુ—અખંડાનંદ

# पहेली आवृत्तिनी प्रस्तावना

રાજકોટમાં પ્રકટ થતા "વિજ્ઞાનવિલાસ"ના તંત્રીનું કામ ઇ૦ સ૦ ૧૮૭૮ થી મેં કરવા માડયાં પછી અંગ્રેજીમા "મિસ જેનપોર્ટર"ની લખેલી "સ્કૉટીશ ચીફ્સ"ની નવલકથા મારા વાંચવામા આવી. ત્યારથી મારા મનમાં આવ્યું કે એ કથાનું ગુજરાતીમાં અનુકરણ થાય એવો બનાવ હિંદુસ્તાનના ઇતિહાસમાંથી ખોળી કહાડી એક વાર્તા વિજ્ઞાનવિલાસમા લખવી. એ વિચારને પરિણામે આ વાર્તા વિજ્ઞાનવિલાસમાં લખાઇ. "સ્કૉટીશ ચીફ્સ" મા વર્ણવેલા બનાવોનું ને આ વાર્તામા આવેલા બનાવોનું સામ્ય ઘણું છે. ઈંગ્લાડના રાજા ૧ લા એડવર્ડે સ્કૉટલાડ જીત્યા પછી તેની ધુંસરીમાથી નીકળવાને સ્કૉટીશસરદારો સામે ઉઠયા. તેમા આગેવાન વિલિયમ વાલેસ હતો. તેણે છેવટ સુધી લઢીને પોતાના રાજા બ્રસને માટે સ્કૉટલાંડ સ્વતંત્ર કર્યું; પણ એ છેવટની લડાઇમાં માર્યો ગયો. મારવાડના રાજા જશવંતસિંગજી મહારાજના મુવા પછી ઔરંગઝેબ પાદશાહે એ રાજ્ય ખાલસા કર્યું, ત્યારે પોતાના બાળરાજા અજીતસિંગજી માટે પાદશાહ સામા મારવાડ સરદારો ઉઠયા. તેમનો આગેવાન દુર્ગાદાસ હતો. તેણે છેવટસુધી લઢીને મારવાડ સ્વતંત્ર કર્યું ને પોતાના રાજાને ગાદીએ બેસાડી રાજા પાકી ઉમરનો થતાં સુધી રાજ્ય સાચવ્યું. આટલું સામ્ય લઇ સ્કૉટીશ ચીફ્સનું અનુકરણ કર્યું છે. બાકીનો ભાગ આપણા ઐતિહાસિક બનાવોમા થોડા ફેરફાર સાથે લખાયો છે.

સરકારી નોકરીમાંથી પેન્શન લીધા પછી મને વિચાર થયો કે મેં દુર્ગાદાસની વાત લખી તે વખતે મારવાડનો મુલક જોયો નહોતો; તેથી જોયા વગર જે લખાયું છે તે મુલક જોઇ યોગ્ય ફેરફાર સાથે વાર્તા લખી છપાવવી. આ વિચારથી હું જોધપુર ગયો. ત્યાંનો કિલ્લો, શહેર ને આસપાસનો મુલક જોયો. જોધપુરમાં રહી દુર્ગાદાસસંબંધી કેટલીક માહિતી મેળવી તથા દુર્ગાદાસ, જશવંતસિંહજી મહારાજ ને ઉદેપુરના રાણા રાજસિંગજીના ચિત્ર મેળવ્યાં. આ રીતે તૈયાર થઇ પાછા આવી આણેલાં ચિત્ર ઉપરથી પુસ્તકમાં મૂકવાને ત્રાંબાના બ્લોક કરાવ્યા અને તે આવ્યાથી 'દુર્ગાદાસ'ની વાત છપાવવાની નોટીસો બહાર પાડી. એ નોટીસ વાંચવામા આવતાંજ એક ગૃહસ્થે 'વિજ્ઞાનવિલાસ' એકઠાં કરી દુર્ગાદાસની વાત છપાવી દીધી. આ વાત મારા જાણવામાં આવતાંજ મેં એ વાત છપાવવાની માંડી વાળી. હાલમાં

મારા લખેલા પુસ્તકની લખેલી પ્રત સસ્તા સાહિત્ય મંડળે માગણી કરવાથી તેમને આપ્યાથી આ પુસ્તક તેમણે છપાવી સસ્તી કિંમત રાખી એનો બહોળો ફેલાવો કરવાનો યોગ આણ્યો છે.

કર્તા

# पहेली आवृत्तिविषे एक अभिप्राय

દુર્ગાદાસઃ—આ નામની ઐતિહાસિક નવલકથા અમને અભિપ્રાય માટે મોકલીઆપવામાં આવી છે. એકાદ પુસ્તકનું અવલોકન કરવું એટલે તેના વખાણ કરવાં, એવો કાંઇ નિયમ બાધી શકાય નહિ; પરંતુ રા૦ વિઠ્ઠલદાસ ધનજીભાઇનું નામ એટલું બધું જાણીતું છે કે તેમની ઓળખાણ આપવી પડે તેમ નથી. કારણ કે તેમની બીજી ઐતિહાસિક કૃતિ—મેવાડની જાહોજલાલી—તેમની રસીલી છટાને લીધે અત્યંત લોકપ્રિય થઈ પડેલી છે. પ્રસ્તુત પુસ્તક કર્તાએ " વિજ્ઞાન વિલાસ " એ નામના ચોપાનીઆ માટે લખ્યું હતું તે તેમા છપાઇ ગયું હતુ. તેને સુધારી ફરીથી છપાવવા તેમણે મનસુબો કર્યો; દરમિયાન કોઇ સાહિત્યના ચાંચીઆએ તેને વિજ્ઞાન વિલાસમાથી તફડાવી નવેસર છપાવી દીધું, ને કર્તાનું નામઠામ પણ જણાવ્યું નહિ આવું હલકું કામ કોણે કર્યુ તે કર્તાએ મોટા દીલથી છાનું રાખ્યું છે, પણ તે બરોબર થયું નથી. કેમકે સાહિત્યની ચોરી છાની રાખવાથી નુકશાન છે. આ તફડંચીથી ન ગભરાતાં, તેમણે સુધારેલી નવલકથા બહાર પાડી છે, તે જોઇ અમનેઆનંદ થાયછે.અંગ્રેજીમાં મિસ પોર્ટરની "સ્કૉટિશ ચીફ્સ" નામની નવલકથાનું અનુકરણ સહેજ વસ્તુ ગુંથવામા કર્યુ છે એમ કર્તા કહે છે; પણ તેમાંઆપેલી બીના એવી અસરકારકરીતે તથા સચોટ વર્ણવવામા આવી છે કે અનુકરણનો લેશમાત્ર અવકાશ રહ્યા હોય એમ અમને જણાતું નથી.તારીખ, નામ, ઠામ સાથે સઘળી બીનાઓ રજુ કરવામા આવી છે અને જાણીતા નવલકથાકાર સર વૉલ્ટર સ્કૉટની સાદી અને રસીલી શૈલીનું ભાન તેમણે કરાવ્યું છે. આખી વાર્તા વાંચવા જેવી છે તેથી તેનો સાર ન આપતાં અમે વાચકોને તે પૂરી વાંચવા ભલામણ કરીએ છીએ. ઐતિહાસિક વસ્તુને જરા વધારે રસીલું કરવા એકાદ વધારે આકર્ષક સ્ત્રીપાત્ર કર્તાએ કૃત્રિમરીતે ઉમેર્યું હોત તો વધારે ઠીક પડત એમ અમને લાગે છે.

**'સાહિત્ય'** જાન્યુઆરી—૧૯૧૩.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૯ | એવા | એવામાં |
| ૧૬ | ૧૬ | છે. | છો. |
| ૧૮ | ૬ | ગાંદાસ | દુર્ગાદાસ |
| ૬૬ | ૯ | બગલામાંથી | બગલમાથી |
| ૭૨ | ૬ | દવસ | દિવસ |
| ૭૨ | ૧૨ | પસા | પૈસા |
| ૭૨ | ૨૪ | દવસ | દિવસ |
| ૮૦ | ૨૫ | કયું | કર્યું |
| ૧૦૪ | ૧૮ | કરવી | કરાવી |
| ૧૦૫ | ૧૯ | આસપાસ ઠાકોરોના | આસપાસના ઠાકોરો |
| ૧૧૫ | ૧૧ | કરવ્યો ને | કરાવ્યો ને |
| ૧૩૧ | ૨૮ | તેમને | તમને |
| ૧૩૨ | ૧૧ | સાને | સૌને |
| ૧૪૩ | ૪ | કર્યું | ઠર્યું |
| ૧૫૭ | ૨૫ | રાજસ્થાનનો | રાજસ્થાનને |
| ૧૭૨ | ૨૧ | વંશજો | વંશજ |
| ૧૮૩ | ૨૧ | ટરવા તયા | કરવા તૈયાર |
| ૧૯૩ | ૨ | પ્રદશમાં | પ્રદેશમાં |
| ૧૯૬ | ૮ | લેનાારા | લેનારા |
| ૨૦૧ | ૬ | સાથી | સૌથી |
| ૨૧૦ | ૯ | સર્નનો | સર્વનો |
| ૨૧૭ | ૩ | મત્રોને | મિત્રોને |

# अनुक्रमणिका



# वीर दुर्गादास

## અથવા મારૂ સરદારો

## પ્રકરણ પહેલું-કથાપ્રવેશ

**શ્રીસદ્‌ગુરવે પરમાત્મને નમ:**

પોતાને બેસવા માટે મયૂરાસન કરાવનાર અને પોતાની બેગમ માટે આગ્રામાં આરસનો તાજમહેલ બંધાવનાર દિલ્હીનો બાદશાહ શાહજહાન ઈ૦ સ૦ ૧૬૫૭માં માંદો પડયો ત્યારે તેનો મોટો દીકરો દારા રાજ્ય-કારભાર ચલાવવા લાગ્યો. તે વખતે દારાના બીજા ભાઈઓ જૂદા જૂદા પ્રાંતોમાં સુબાગીરી ઉપર હતા. તેમાં ઔરંગઝેબ દક્ષિણમાં, મુરાદ ગુજરાતમાં ને શુજા બંગાળામાં સુબો હતો. એ ત્રણેના મનમાં રાજ્યલોભ પ્રદીપ્ત થયો. તેથી તેમણે દારા સાથે લઢીને રાજ્ય મેળવવાની તૈયારી કરી ઔરંગઝેબે ખળતાથી મુરાદને રાજ્ય અપાવવાની લાલચ આપી પોતાના પક્ષમાં લીધો અને બંને જણા લશ્કર જમાવી આગ્રે આવવાને નીકળ્યા. તે વખતે માળવામાં બાદશાહી સુબેદાર જોધપુરનો રાજા જશવંતસિંગ હતો. તેને દારાએ લખ્યું કે તમારે મુરાદ અને ઔરંગઝેબને આગ્રા ઉપર આવતાં રોકવા. જશવંતસિંગે પોતાનું લશ્કર જમાવી ઉજ્જન આગળ પડાવ નાખ્યો. ઔરંગઝેબ પહેલો આવી પહોંચ્યો. તેણે જોયુ

કે જશવંતસિંગ પોતાને રોકવાને તૈયાર થઇ ઉભેલો છે તેથી તે મુરાદના આવતા સુધી. થંભ્યો. જશવંતસિંગે વિચાર્યું કે ઔરંગઝેબ એકલાને હરાવવામાં શો માલ છે? એકલે હાથે લઢતાં જે ડરીને થંભેલો છે તેને હરાવવામાં શી મર્દાનગી? માટે મુરાદના આવ્યા પછી બંનેના એકત્ર સૈન્યને હરાવવું. આમ વિચારી બંને જણા મુકામ નાખી પડયા; એવામાં મુરાદ પણ આવી પહોંચ્યો. બંનેનાં સૈન્ય એકઠાં થયાં ને ઉજ્જન આગળ લઢાઇ થઇ. પહેલે દિવસે કોઇની હારજીત થઇ નહિ; પણ એ દિવસે ઘણા રજપૂતો રણમાં પડયાથી જશવંતસિંગને જીતવાની આશા રહી નહ, તેથી જે રજપૂતો બાકી રહ્યા હતા તેઓ પીઠ બતાવી નાસી જવાને બદલે કેસરીઆં કરી નાગી તલવારે ઘોડેસ્વાર થઇ બંને શાહજાદાઓના લશ્કરને ભેદીને આરપાર સામે મોઢે જવાનો નિશ્ચય કરી મુસલમાન લશ્કરને કાપતા ચાલ્યા; તેમાંથી જે જીવતા રહ્યા તે જોધપુર જઇ પહોંચ્યા.

મધ્યરાત્રે જોધપુર પહોંચ્યા ત્યારે દરવાજા બંધ હતા. દરવાજાની કુંચીઓ રાણીવાસમાં હતી. ત્યાં કુંચી લેવા દરવાન ગયો ત્યારે રાણીએ કહ્યું કે મારો પતિ છાનોમાનો આવે નહિ. એ તો વાજતેગાજતે દિવસે શહેરમાં પધારે માટે એ કોઈ ઠગારો હશે; એમ કહી કુચીઓ આપી નહિ, તેથી આખી રાત શહેરબહાર ગાળી સવારમાં મહારાજા મહેલમાં પધાર્યા. ઉજ્જનની લડાઇમાં મહારાજા ઘાયલ થયેલા હતા; તેનાપર પાટાપટી કરાવ્યાં. બાદ મહારાજાને જમવા માટે રાણી શીરો શેકવા લાગી. લોઢાની તવીમાં લોઢાના તવેતાથી શીરો હલાવતી જોઇ મહારાજાની માતુશ્રીએ કહ્યું કે:–" ભાટી બાઇ! તમે આ શું કરો છો? લોઢે લોઢું ઘસાવાથી તો મારો દીકરો નાસીને ઘેર આવ્યો છે ને ઘેર પણ તેજ કરો છો, તો અહિંથી નાસીને દીકરો કયાં જશે? માટે ચાટવાથી શીરો શેકો." આ સાંભળી જશવંતસિંગજી મહારાજનાં રુવેરુવાં ઉભાં થયાં. જખમોના ટેભા તૂટી ગયા ને ઢોલીઆમાં બેઠા થઇ પોતાના સરદારોને મેળવી લશ્કર જમાવવા હુકમ આપ્યો. એટલે રાજમાતાએ કહ્યું કે;"ભાઇ! એમાં તારો દોષ નથી. એ તો બાળપણામાં તું ધાવણો હતો, ત્યારે એક દિવસે હું સ્નાન કરતી હતી તે વખતે તું બહુ રડવા લાગ્યો, ત્યારે છાનો રાખવાને દાસીએ તને ધવડાવ્યો હતો. એ વાત મારા જાણવામાં આવી કે મેં તને ઉંધે માથે ઝોલો ખવડાવી બધું ધાવણ કહાડી નખાવ્યું; છતાં કાંઇ રહ્યું હશે તેની આ અસર છે.

નહિ તો મારા શુદ્ધ ધાવણનો ધાવેલો રણમાં પડે કે જીતીને આવે, પણ નાસી આવે નહિ."

જશવંતસિંગ લશ્કર જમાવી આગ્રે આવવા નીકળ્યા, તે વખતે દારા નાસી ગયો હતો ને ઔરંગઝેબે શુજાની સામા પોતાના શાહજાદાને મોકલ્યો હતો; તેથી મહારાજા શુજાને સહાય કરવા ગયા. બંને જણાએ ઠરાવ કરી એકીવખતે કજવાના રણમાં બે બાજુથી શાહજાદાના લશ્કર ઉપર હુમલો કરવાનું ઠરાવ્યું. વખતસર રજપૂતોએ હુમલો કર્યો, પણ આળસુ ને દારૂડીઆ શુજાએ વખત ગુમાવ્યાથી રજપૂતો તેનો પક્ષ ત્યજી જોધપુર આવ્યા ને દારાને મદદ કરવાનું ઠરાવી દારાને અજમેર બોલાવ્યો; પણ દારા આવી પહોંચ્યો નહિ. ઔરંગઝેબે જોયું કે જશવંતસિંગ જેવા બળવાન રાજા સાથે વિરોધ રાખવામાં ડહાપણ નથી. તેને પોતાના સૈન્યમાં મોટા સરદારની જગા આપી મેળવી લીધો ને દક્ષિણમાં શિવાજીમહારાજનું બળ વધતું જતું હતું તે રોકવાને દક્ષિણની સુબાગીરી ઉપર મોકલ્યા. જશવંતસિંગ મહારાજના મનમાંથી પણ બાદશાહ-પરનું વેર શમ્યુ નહોતું;તેથી તેમને પણ ભાવતું હતું ને વૈદે કહ્યા જેવું થયું. દક્ષિણ-માં જઇ તે શિવાજીમહારાજને મળી ગયા ને બાદશાહી ઉંધી વાળવાની યુક્તિ રચી. બંને હિંદુધર્મ તારવાને ઉત્સુક હતા, તેથી એ બંનેનો મેળ મળ્યો; પણ એ વાત ઔરંગઝેબ બાદશાહના જાણવામાં આવતાંજ એણે જશવંતસિંગજીની બદલી કરી લાહોર મોકલ્યા. લાહોરમાં પણ એમણે એજ ઘાટ ઘડવા માંડ્યો. એવા-માં કાબૂલમાં બળવો થયો, તેથી બાદશાહે જશવંતસિંગજીને એ બળવો શમાવવાને કાબૂલની સુબાગીરી ઉપર મોકલ્યા. એ હાડી ને પહાડી મુસલમાનોને પણ જેર કરી એમણે બળવો શમાવ્યો. એ પ્રાંતના હાકેમો તે વખતે પેશાવરમાં રહેતા હતા. તે પ્રમાણે કાબૂલમાં શાંતિ કરી પોતે પેશાવરમાં રહેવા લાગ્યા; પણ એ લઢાઇઓમાં એમના બે દીકરા માર્યા ગયા.

જશવંતસિંગજી મહારાજ સુબાગીરી ઉપર રહેતા હતા ત્યારે જોધપુરમાં એમનો પાટવી પુત્ર પ્રથીસિંગ રાજ્ય ચલાવતો હતો. એ પણ એના બાપના જેવોજ બહાદૂર ને પરાક્રમી હતો. આલમગીર ( ઔરંગઝેબ ) બાદશાહે જોયું કે જશવંતસિંગનો ઘાટ તો કાબૂલમાંજ થશે; તોપણ જ્યાંસુધી પ્રથીસિંગ હયાત છે ત્યાંસુધી જોધપુરનું રાજ્ય ખાલસા થશે નહિ. તેવામાં અજમેરમાં મેરલોકે બળવો કર્યાથી તે સમાવવાનો પ્રથીસિંગને હુકમ કર્યો. પ્રથીસિંગે તે

પ્રમાણે મેરલોકોને જેર કરી વશ કર્યા. આ નોકરીના બદલામાં બાદશાહે પ્રથીસિંગને સિરપાવ આપવાનું ઠરાવી દિલ્હી બોલાવ્યો. દરબાર ભરી બાદશાહે તેના પરાક્રમમાટે ખૂબ વખાણ કરી પોશાક આપ્યો. એ વિષમય પોશાક પહેરતાંજ પ્રથીસિંગ બેભાન થઇ પડયો ને મરણ પામ્યો. આ પ્રમાણે બાદશાહે દગો કરી પોતાના શત્રુના પ્રાણ લીધા.

એ રીતે જશવંતસિંગ મહારાજના ત્રણે પુત્રો મરણ પામ્યા. મહારાજની વૃદ્ધાવસ્થામાં એ તેમને કારી જખમ થઇ પડયો. તેમની પ્રકૃતિ બગડી ને જોધપુરનું રાજ્ય નવારસું થઇ પડયું. તે સમજ્યો કે બાદશાહે પોતાના ઉપર સંપૂર્ણ વેર વાળ્યું છે. હવે બાદશાહ પોતાની ઉમેદ બર લાવવાને જોધપુરનું રાજ્ય ખાલસા કરશે. તેનું વેર વાળી શકે એવું કોઇ રહ્યું નથી. એવા શોકમાં પોતાનો અંતકાળ પાસે આવેલો એણે જોયો; તેથી હવે શું કરવું ને કેમ કરવું એની ગડભાંગ એના મનમાં થવા લાગી.

થોડીવારમાં ચાંપાવતોના આગેવાન શોનિંગજીને એકાંતમાં બોલાવી, એક લોખંડની સીકાબંધ પેટી મંગાવી કહ્યું કેઃ—" ભાઇ ! આ પેટી તમારી પાસે રાખજો ને મારવાડને મોગલોને કબજેથી છોડાવી જોધપુરનો જે રાજા થાય તેને એ પેટી આપજો; અને તેના સિવાય એ પેટીમાં શું છે, તે બીજા કોઇએ પણ જોવું નહિ. એવો સમય આવે ત્યાંસુધી તમારે એ પેટી સલામત સાચવી રાખવી; પરંતુ જો ત્યાંસુધીમાં તમારે માથે એવી આફત આવે કે તમે એ પેટીને સલામત સાચવી શકો નહિ, તો એ પેટી તમે એવીજ બીજી કોઇ સલામત જગાએ સોંપજો. " એમ બોલી પેટીની સુપ્રત કરી, પોતાના સર્વ સરદારોને એકઠા થવાની આજ્ઞા આપી. એ વખતે એમની સાથે ચાંપાવત, કુંપાવત, જોધાવત, મેડતીઆ, ઉદાવત, કરણોત, પાતાવત, જેતમાલ, મંડલા, ભાટી, ઉહડ એટલી જાતના સરદારો હતા. તે સર્વ મહારાજાની આજ્ઞા થતાંજ દરબારમાં એકઠા થયા. તેમને મહારાજાએ કહ્યું કેઃ—" ભાઇઓ ! બાદશાહે આપણા ઉપર સંપૂર્ણ વેર લીધું છે. હવે આ શરીર ઝાઝો વખત કહાડવાનું નથી. જોધપુરનું રાજ્ય ખાલસા કરવામાં બાદશાહને હવે અંતરાય કરે તેવું કોઈ રહ્યું નથી. હવે મારવાડ મોગલાઇમાં જોડાશે. બાદશાહ સામા કમર કસી આ વૈરનો બદલો વાળી મારવાડને છોડાવનાર કોઇ રાજ્યવારસ રહ્યો નથી. માત્ર મારી ભાટી ને હાડી એ બે રાણીઓ સગર્ભા છે, તેમને પેટે જો જોધ-

પુરની ગાદીનો વારસ જન્મે તો તે તમો સર્વેની સહાયથી બાદશાહ સામો થઇ મારવાડને છોડાવવાને સમર્થ થવા સંભવ છે; માટે મારી આજ્ઞા છે કે મારી પાછળ એ બે રાણીઓને સતી થવા દેશો નહિ. જો ઈશ્વરેચ્છાથી તેમને પેટે મારવાડની ગાદીનો વારસ જન્મે તો તમો સર્વે એકદિલથી જેવી રીતે આજસુધી મારી સાથે વળગી રહ્યા છો, તેવીજ રીતે તમારા એ બાળરાજાને ઉછેરી તેને રાજ્ય મેળવવામાં છેવટસુધી સહાય કરજો; એટલી તમારા આ છેવટની રજા લેતા રાજાની આજ્ઞા છે." આટલું બોલતામાં તો મહારાજાની છાતી ભરાઇ ગઇ ને સંવત ૧૭૩૫ ના મહા વદ ૧૦ ને રોજ જશવંતસિંગજી મહારાજા પોતાનો દેહ છોડી દેવલોક પામ્યા.

જશવંતસિંગજી દેવલોક પામ્યા ત્યારે તેમની આજ્ઞા પ્રમાણે ભાટી ને હાડી એ બે રાણીઓને સરદારોએ સતી થવા દીધી નહિ. બાકીની સર્વ રાણીઓ સતી થઇ. મહારાજા દેવ થયા પછી બંને રાણીઓને પ્રસવ થતાં સુધી પેશાવરમાં રાખીને તેમના બંદોબસ્ત માટે થોડાક સરદારો ને માણસો ત્યાં રહ્યા. બાકીના સર્વ પોતપોતાનાં બૈરાંછોકરાં સાથે મારવાડમાં આવી પોતપોતાની જાગીર સંભાળવા લાગ્યા; તેમાં સોનિંગ ચાંપાવત પણ હતો.

પૂરે મહિને મહારાણી જાદવાણી (ભટીઆણી) ને સંવત ૧૭૩૫ ના ફાગણ વદ ૪ ને રોજ પુત્ર પ્રસવ્યો. તેનું નામ અજીત પાડયું. બીજે દિવસે હાડી રાણીને પણ પુત્ર પ્રસવ્યો. તેનું નામ દલથંભન પાડયું. પેશાવરમાં રહેલા સરદારો એ રાણીઓ ને બાળકુંવરોની સંભાળ રાખતા હતા.

જશવંતસિંગ મહારાજના દેવલોક પામ્યાના સમાચાર બાદશાહને મળતાંજ તેણે મારવાડની ગાદી બિનવારસી સમજી પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને એ રાજ્ય ખાલસા કરી જોધપુરમાં મોગલ સુબો મૂકયો. જ્યારે અજીત ને દલથંભનના જન્મના સમાચાર આલમગીરને પહોંચ્યા ત્યારે તે પોતાના પોંચા કરડવા લાગ્યો. મારવાડ દેશ ખાલસા કરવાની પોતાની ઇચ્છાને આડે આવનાર જશવંતસિંગના આ બાળકુંવરો છે, એમ તેને જણાયું. તેથી તેણે એ સર્વેને પેશાવરથી દિલ્હી બોલાવ્યાં. બંને રાણીઓથી મુસાફરી ખમી શકાય એવું થયું ત્યારે મારુ સરદારો પોતાની બંને રાણી અને તેમના બાળકુંવરોને સાથે લઇ દિલ્હી આવવા નીકળ્યા. રસ્તામાં આવતાં બીજો કુંવર દલથંભન—દેવલોક પામ્યો. થોડે દિવસે તેઓ દિલ્હી આવ્યા ને તેમણે ઉદાવત રૂપસિંગજીની હવેલીમાં ઉતારો કર્યો તથા

બાદશાહને સમાચાર કહાવ્યા.

બાદશાહે મારુ સરદારોને કહ્યું કે મહારાજાના બાળકુંવરને અમારે સ્વાધીન કરો. અમે એને ઉછેરી ઉમરલાયક થયેથી અમારે હાથે જોધપુરની ગાદીએ એનો રાજ્યાભિષેક કરીશું અને તમે તમારી જાગીરમાં જાઓ.આથી સરદારો સમજ્યા કે મારવાડનું રાજ્ય ખાલસા કરવામાં અજીતનું સાલ છે. તેનું કાસળ કહાડવાને બાદશાહે આ ખેલ રચ્યો છે. તેમણે કહ્યું કે બાદશાહ સલામત ! હજુ અમારો બાળરાજા ધાવણો છે. ધાવણ છૂટયા સિવાય આપની પાસે શી રીતે સોંપાય ? માટે ધાવણ છૂટતાં સુધી અમારી પાસે રહેવા દો. ધાવણ છૂટશે એટલે આપને સોંપી અમે જોધપુર જઇશુ; પરંતુ એટલી મુદત અમે બધા સરદારો અહિં રહીને શું કરીએ ? અમારાં બૈરાંછોકરાં હેરાન થાય છે ને જાગીર ખરાબ થાય છે; માટે અમારી રાણી ને થોડા સરદારને અહીં રાખી બાકીનાં સર્વેને જોધપુર જવાની રજા આપો તો સારૂં. દુર્ગાદાસ કરણોતનું આવું બોલવું સાંભળી બાદશાહ સમજ્યો કે ટાઢે પાણીએ ખસ જાય છે તો ચોળીને ચીકણું કરવામાં શો માલ છે ? એમ વિચારી એણે તેમ કરવાની સૌને રજા આપી; પરંતુ એ જનાર સાથે રાણી કે તેનો કુંવર જતા રહે નહિ અને દગો કરી બધા મારુસરદારો છટકી જાય નહિ તેની તપાસ રાખવાનો તેણે છુપો બંદોબસ્ત કર્યો.

પેશાવરથી જે જે સરદારો દિલ્હી આવ્યા હતા તેમાંથી પોતપોતાના કુટુંબના એકેક બબ્બે માણસ રાખી બાકીના સર્વ મારવાડ જવાને તૈયાર થયા. રાઠોડો સમજતા હતા કે અજીતને દિલ્હીમાં રાખવામાં જોખમ છે તેથી તેની જગાએ એક બીજા બાળકને ઓઢવી એક મદારીના કંડીઆમાં અજીતને સુવાડી એ સરદારોની સાથે એ મદારીને પણ વિદાય કર્યો. એ સરદારોમાં મુકુંદદાન ખીચી પણ હતો. દિલ્હીને દરવાજે ચોકસી તો થઇ પણ મદારીના કંડીઆમાં સાપને જોઈ તેને સલામત જવા દીધો. એ મદારી મુકુંદદાનની સાથે આબુના ડુંગરામાં આવ્યો. અજીતને મારવાડના રાજ્યમાં રાખવો એ જોખમભરેલું સમજી રાઠોડોએ તેને શીરોહીના રાજ્યમાં આબુના ડુંગરામાં છુપો રાખી ઉછેરવાનું કામ મુકુંદદાસને સોંપ્યું હતું. એ ખીચી સરદાર ખરો રાજ્યભક્ત હતો. તે શીરોહીના રાજ્યમાં ડોડવા ગામમાં પુષ્કરણા બ્રાહ્મણ જયદેવના ઘરમાં આવી રહ્યો ને પોતાના બાળરાજાને ઉછેરવા લાગ્યો.

આણી તરફ ઔરંગઝેબે મારવાડ ખાલસા કરી બાદશાહી લશ્કર મોકલી

એ દેશ કબજે કરવા માંડયો; તથા બાદશાહતના કાયદાકાનુનો લાગુ પાડવા માંડયા. બાદશાહી મુલકમાં જજીઆવેરો દાખલ કર્યો હતો; તીર્થસ્નાન કરનારા પાસે પણ વેરો લેવાતો હતો; યાત્રાળુ ઉપર પણ કર મૂકવામાં આવ્યો હતો; હિંદુઓને વટલાવી મારીકૂટી મુસલમાન કરવાનો અને હિંદુદેવાલયો તોડી મસીદો કરાવવાનો પઠાણુધારો આલમગીરે દાખલ કર્યો હતો. બાદશાહી દરબારના સલાહકારોમાંથી લશ્કરોની સરદારીમાંથી ને પ્રાંતોની સુબાગીરીમાંથી હિંદુઓને બાતલ કર્યા હતા તથા કોઇ પણ સરકારી મોટા હોદ્દાની નોકરીમાં હિંદુઓને નહિ રાખતાં માત્ર મુસલમાનોનેજ રાખવાનો ઠરાવ કર્યો હતો. જગાઓ આપવામાં લાયકી જોવાનું અકબરશાહનું ધોરણ રદ કરવામાં આવ્યું હતું. આ સર્વ બાદશાહી મુલકના ધારા મારવાડને પણ લાગુ પાડવામાં આવ્યા. તે પ્રમાણે અમલ કરવાનું જોધપુરના સુબાને ફરમાન થયું. એ સુબો પણ બાદશાહી ફરમાનનો અક્ષરશઃ અમલ કરે એવો મોકલવામાં આવ્યો.

આ પ્રમાણે થોડા દિવસ વીત્યા પછી બાદશાહે અજીતસિંગને પોતાને સ્વાધીન કરવાની માગણી કરી. તે ઉપર દુર્ગાદાસે સર્વ મારુ સરદારોને એકઠા કરી વિચાર કર્યો. તેમાં એવો ઠરાવ કર્યો કે, આ ઓઢવેલો કુંવર બાદશાહને હવાલે કરતાંજ બાદશાહ સમજશે કે અજીતસિંગને છટકાવ્યો છે એટલે એ ગામે ગામ, રાજ્યમાં ને પરરાજ્યમાં એની તપાસ કરાવી અજીતનો ઘાત કરાવશે તો આપણી ધારણા ધૂળમાં મળશે. વળી જે બાળકને આપણા રાજકુંવરતરીકે ઓઢવ્યો તેને આપણે હાથેજ મોતને સ્વાધીન કરીએ તો તેથી આપણી જાતિને અને રાજ્યભક્તિને પણ કલંક ચોંટશે, માટે આપણા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી એ કુંવરનું આપણે રક્ષણ કરવું. એમ ઠરાવી સર્વેએ ઘોડેસ્વાર થઇ નાગી તલવારે કેસરિયાં કરી બાદશાહી લશ્કર ભેદીને જવું ને જે બચે તેમણે રાજકુંવરની ભાળ કહાડી તેની સંભાળ રાખી એ કુંવર મોટા થયે તેને મારવાડનું રાજ્ય જીતવામાં સહાય કરવી એમ ઠેરવ્યું.

કુંવરને તાબે નહિ કરતાં રાજપૂતો છેતરવાને જૂઠા વાયદા કરે છે એમ સમજી જોરાવરીથી કુંવરનો કબજો લેવાને આલમગીરે સંવત ૧૭૩૬ ના શ્રાવણ સુદ ૭ને રોજ દિલ્હીના કોટવાલ ફોલાદને ૨૦ હજારનું લશ્કર આપી મોકલ્યો. તેણે રાઠોડોનો ઉતારો ઘેરી લીધો. તે વખતે રાઠોડો સાથે ૨૫૦–૩૦૦ કરતાં વધારે માણસો નહોતાં. રાઠોડ સરદાર રણછોડદાસ જોધાવત, રૂઘનાથદાસ ભાટી,

રૂપસિંગ ઉદાવત ને દુર્ગાદાસ કરણોતે ફોલાદ સાથે બે ચાર વાર સલાહને મિષે આવ-જા કરી તે દરમીઆન સર્વે જણા તૈયાર થયા. મહારાણી ભટીઆણી પણ સજ્જ થઈ ઉભેલી હતી. તેને દુર્ગાદાસે કહ્યું કે અમે સર્વ મરવાને તૈયાર થયા છીએ, તે વખતે તમારી આબરૂ કોણ સાચવશે ? તમે હવે કયા સુખની ઇચ્છાથી જીવતાં રહ્યાં છો ? મહારાણીએ કહ્યું કે, "ભાઇ ! હું જીવતી પણ મુવેલીજ છું. એમ કહી પોતાના પેટમાં ખોસેલી કટાર બતાવી કહ્યું કે આ કટાર મારી લાજ રાખશે; પણ મારા પિતાવગરના કુંવરને માટે મારા સરદારો કેવા લઢે છે તે જોવાની મને હોંસ છે તેથી આ કટાર પેટમાં ખોસી રાખી છે; કેમકે તે કહાડતાંની સાથેજ આંતરડાં બહાર આવી પ્રાણ નીકળા જશે" એમ કહી પાછી કમર તંગ બાંધી લીધી. પછી સર્વે સરદારો ને માણસો કેસરીઆં કરી ઘોડેસ્વાર થઇ નાગી તલવારે બહાર નીકળી મુસલમાનોનું અસાવધ લશ્કર કાપતા ચાલ્યા. દરવાજા સુધી પહોંચતામાં તો મુસલમાનોનાં ૭૦૦-૮૦૦ માણસો મરાયાં; પણ ઘણા આગળ થોડાનું શું ગજું ? ઘણાખરા રજપૂતો રણક્ષેત્રમાં પડયા. ભટીઆણીજી પણ પોતાની ઇચ્છા તૃપ્ત કરી સંતુષ્ટ થઇ કમરમાંથી કટાર કહાડી ત્યાંજ લોથ થઇ પડી.

મારુ સરદારોમાંથી માત્ર દુર્ગાદાસ કરણોત, રૂપસિંગ ઉદાવત, મોહોકમસિંગ મેડતીઆ, ભોજરાજ બીદાવત અને દુધોજી ને મહાસિંગ ચાંપાવત એટલાજ જીવતા રહ્યા. તે પણ ઘાયલ થએલા હતા, તેમણે શીરોહીના રાજ્યમાં જઇ પોતાના બાલકુંવરની ભાળ કહાડી તેને ઉછેરવાનો પાકો બંદોબસ્ત કરી તેઓ પોતપોતાની જાગીરમાં જઇ રહ્યા.

આ વાર્તાનો નાયક દુર્ગાદાસ પણ પોતાને વતન કલ્યાણગઢમાં આવી રહ્યો ને ત્યાં પોતાના કુટુંબને પણ બોલાવી લીધું.



# પ્રકરણ બીજું—દુર્ગાદાસ ઘેર

દુહો

કાસુ વ્હે ઇધકો કહ્યાં, સાચ પીઆરો સોય;
દુધણી જાયો દુરગીઆ, કરે ન સમોવડ કોય.

મતલબ—વધારે કહ્યાથી શું પણ એટલું તો સત્ય કે દુર્ગાદાસની બરાબરી કરી શકે એવો કોઇ માડીજાયો નથી.

દુર્ગાદાસ કલ્યાણગઢમાં આવી રહ્યો ત્યારે મારવાડમાં જ્યાં જુએ ત્યાં મોગલોનાં થાણાં બેઠેલાં હતાં. દરેક કિલ્લામાં મોગલરક્ષકો મૂક્યા હતા. મોગલ અમલદારો રાજ્ય ચલાવતા હતા અને જોધપુરમાં મોગલ સુબો મૂકેલો હતો. આખા મારવાડમાં જ્યાં જુએ ત્યાં મોગલ, મોગલ ને મોગલજ હતા. મુસલમાનો બાંગ પોકારતા ને કુરાન પઢતા ને જુલમથી હિંદુઓને વટાળતા હતા. હિંદુઓને પકડીને મારતા, જુલમ કરતા ને મુસલમાન નહિ થનારને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવતા. તેમનાં દેવળો તોડતા, બ્રાહ્મણોને પકડી જનોઇઓ બાળી નાખતા અને તેમનાં ધર્મપુસ્તકો કૂવામાં નાખી દેતા. સઘળા મારુદેશમાં એ પ્રમાણે મોગલાઇ કેર વર્તાઇ રહ્યો હતો અને મારુસરદારો ને લોકો એ જુલમ અને કેરને શાંતથી તાબે થએલા જણાતા હતા. તેઓ ધારતા હતા કે આપણો રાજા—આપણું શિરછત્ર પડ્યું ને આપણો દેશ બીનવારસ—નધણીઆતો થયો છે. આપણા મહારાજાના ધાવણા બાળકને પણ મરાવી નાખ્યો છે; એટલે બાદશાહ ઉપર વેર લેનાર હવે કોઇ રહ્યો નથી. જશવંતસિંગ મહારાજના મોટાભાઇ અમરસિંગનો દીકરો નાગોરવાળો ઇંદ્રસિંગ પણ બાદશાહે આપેલી લાલચથી લલચાયો છે અને મંડોરના મૂળ વતની પડિયાર પણ રાઠોડનું જૂનું વેર તાજું કરવાને તૈયાર થયા છે, ત્યાં આપણે ધણી વગરના ઢોર જેવા શું કરી શકવાના છીએ, એમ સમજી તેઓ નાહિંમત થઇ ગયા હતા.

મારવાડની આવી સ્થિતિ જોઇ દુર્ગાદાસને ઘણું લાગ્યું; પણ શું કરે?

એનો કાંઇ ઉપાય નહોતો. બાળરાજાને જાહેરમાં મૂકી મારુસરદારોને એકઠા કરે તો દેશમાં થએલી ફાટફુટથી વખતે અધૂરે જાય; માટે ખરો લાગ આવતાં સુધી રાહ જોવાનો દૃઢ ઠરાવ કરી તે કલ્યાણગઢ આવ્યો ને ત્યાં એકાંતવાસ ભોગવવા લાગ્યો. એ ગામ અરવલ્લી ડુંગરની તળેટીમાં એકાંતમાં હોવાથી ત્યાં એનું કોઇ નામ દઇ શકે તેમ નહોતુ; તેમ બીજાં ઠેકાણાંમાં શા બનાવ બને છે તેની ખાસ તપાસ કરાવે નહિ ત્યાંસુધી કાંઇ માલમ પડે તેમ નહોતું. ત્યાં પોતાને અને પોતના કુટુંબને રહેવાને માટે એક મહેલ બાંધેલો હતો. મહેલની આસપાસ એક નાનો સરખો કોટ કરાવેલો હતો. ત્યાં પોતે, પોતાનો દીકરો તેજકરણ અને ભાઇ જશકરણ રહેતા હતા. રાજ્યપ્રકરણી વાતચીતમાં ને દેશના સમાચારમાં એ ત્રણે ભાગ લેતા હતા. દુર્ગાદાસનો બાપ આશકરણ તો ઉજ્જનની લઢાઇમાં મરણ પામ્યો હતો; પણ એની મા જીવતી હતી. વૃદ્ધ માજી પોતાના બંને દીકરાને પોતાના દેશને મોગલોના જુલમથી મુક્ત કરવાને હરરોજ ઉશ્કેરતાં હતાં. તેમના બને પુત્રો પણ ઉશ્કેરવા પડે તેવા નહોતા. તેમની કૂખ વગોવે તેવા નહોતા–તેમના ધાવણને જશ આપે એવા હતા; પરંતુ બંને ભાઈ શાંત પ્રકૃતિના ને દીર્ઘદૃષ્ટિવાળા હતા. લાગ આવ્યા વગર પોતાની ધારણા બર આવવાનો સંભવ જણાયા વગર દીવામાં પતંગીઆની પેઠે ઝંપલાવે તેવા નહોતા; તેથી તેઓ રાત્રિદિવસ પોતાના દેશમાં શા શા બનાવ બને છે, લોકલાગણી કેવી છે, મારુપટાવતોના વિચાર કેવા છે, આસપાસના બીજા રજપૂત રાજાઓનું વલણ કેવું છે, તેની તપાસમાં રહેવા લાગ્યા તથા તે માટે પોતાનાં વિશ્વાસુ માણસોને આસપાસનાં ગામોમાં આસપાસના સરદારો તરફ ને ઉદેપુર, વિકાનેર, જેસલમેર, બુંદી વગેરે રાજ્યોમાં મોકલી દીધા. તેઓ વખતો વખત રજેરજ બનાવની તેમને ખબર આપવા લાગ્યા.

મારુસરદારોને અને તેમાં વિશેષે દુર્ગાદાસને શિકારનો બહુ શોખ હતો. તેની ઉંમર પાંત્રીસ છત્રીશ વરસની હતી. તે ઉંચો, મજબૂત ને દેખાવડો હતો. તેની ભુજા ને પગના નળા કસરતથી બહુ કડણ થએલા હતા. તે તલવારના એકજ ઝટકાથી જબરા ડુક્કરના બે ભાગ કરી નાખે એવો જોરાવર હતો. તેનો દેખાવ દુશ્મનની છાતીમાં ધ્રાસકો પાડે–તેને ધ્રૂજાવે તેવો હતો. તેની મોટી વિશાળ ચળકતી આંખો, મોટું કપાળ ને લંબગોળ તેજસ્વી ને લાંબી કાળી દાઢીવાળો ચહેરો ભભકાવાળો–સામાને આંજી નાખે એવો હતો. તે દર-

રોજ હાથમાં ઢાલ, તલવાર ને ભાલો લઈ ઘોડા ઉપર બેસી શિકારે જતો; ને લાગ આવે જનાવરો સાથે, કોઇ કોઇ વાર તેવાજ મોગલોનો પણ શિકાર કરતો. તેનો દીકરો તેજકરણ પણ આ વખતે સોળ સત્તર વરસનો હતો ને તે પણ એના બાપની સાથે કોઇ કોઇવાર શિકારે જતો; તેથી તે પણ તલવાર, ભાલો ને બરછીનો ઉપયોગ કરતાં શિખ્યો હતો. એનો દેખાવ પણ એના બાપના જેવોજ હતો. એના મોં ઉપર મૂછ હજુ હમણાંજ ફુટવા માંડી હતી; પણ જો એના બાપ જેટલી એને દાઢી મૂછ હોય તો દુર્ગાદાસને અને તેજકરણને ઓળખી કહાડવા મુશ્કેલ પડે. દુર્ગાદાસનો ભાઇ જશકરણ પચિસ અને ત્રીસની વચ્ચેનો દુર્ગાદાસ જેવોજ પણ લગાર ઘઉવર્ણો હતો. ત્રણે જુવાન ઉંચાઇમાં લગભગ સરખા હતા. જશકરણ બહાદુરીમાં, સાહસમાં કે શિકારમાં પોતાના મોટા ભાઇથી કોઇ રીતે ઉતરે એવો નહોતો. લઢાઇમાં હથિયાર કેમ વાપરવાં, પરાક્રમ અને સાહસ કેવું કરવું, એ તે દુર્ગાદાસ પાસેથી શીખ્યો હતો, એનો બાપ એને નાનો મૂકી મરણ પામ્યાથી તે તેના મોટા ભાઇના હાથ નીચેજ કેળવાયો હતો; તેથી તેનામાં દુર્ગાદાસના સઘળા ગુણો આવ્યા હતા. દુર્ગાદાસ ને જશકરણ બન્ને મળતા ગુણના, સરખા વિચારના ને સરખા પરાક્રમના હતા; પણ નાનો ભાઇ હમેશાં મોટા ભાઇની આજ્ઞામાં રહી તેના હુકમ પ્રમાણેજ ચાલતો. કોઇવાર તેની આજ્ઞા ઉથાપતો નહિ ને તેના પૂછ્યા વગર વચમાં ડહાપણ કરતો નહિ; તથાપિ જ્યાં સ્વતંત્રપણે વિચાર જણાવવાનો હોય ત્યાં પોતાના ભાઇનાથી વિરુદ્ધ વિચાર હોય તોપણ તે બનાવવાને શરમાય કે અચકાય એવો નહોતો; પણ એવું બનતુંજ નહિ. મોટી બાબતોમાં તેમના વિચાર કવચિતજ જૂદા પડતા. દુર્ગાદાસ ને જશકરણ એ રામલક્ષ્મણનો જોટો હતો એમ કહીએ તો તે ખોટું નથી.

મોગલરાજ્યની વિરુદ્ધ લાગણીવાળા જે જે મારુ સરદારો હતા, તે બધાના ઘરની ઝડતી લેવાનો બાદશાહે પોતાના સુબાને હુકમ કર્યો; તેથી એક પછી એક ચાંપાવત, કુંપાવત, ઉદાવત, બીદાવત, જોધાવત, ભોજરાજા, મેડનીઆ વગેરેના ઘરની તપાસ કરવા માંડી. ગામે ગામ ને ઘેરઘેર મુસલમાન સિપાઇઓના ઓચિંતા પહેરા મૂકી દીધા, કે કોઇ કાંઇ છુપાવી કે ચોરી શકે નહિ. તપાસગીરોએ ઘરમાંથી છુપા કાગળો ને મહારાજાના ખજાનાનો માલ ખોળવા માંડયો. મહારાજાએ આપેલી બક્ષીસો રાજ્યની છે, એમ ગણી તે જપ્ત કરવા

માંડી; તેમાં કેટલીક તો તેમની પોતાની પણ તણાઇ જવા લાગી. કેટલાક અણુ-ઘડ મુસલમાનો રજપૂતોના જનાનાની તપાસ કરવા પણ હુંસાતુંસી કરવા લાગ્યા. મારુસરદારોને માંહોમાંહે મળતા, કાગળપત્ર લખતા કે મસલત કરતા અટકાવવા માંડયા. તેમના ઉપર પૂર્ણ ચોકસી રાખવા માંડી. આમ કરવામાં રજપૂતો ને મુસલમાનો મારામારીપર આવી જતા. કલ્યાણગઢ એકાંતમાં હોવાથી મુસલમાનોની તપાસમાં આવતું પ્રથમ બચી ગયું; તોપણ મુસલમાન સિપાઇઓ રજપૂતો ઉપર પૂરતી ચોકસી કરવા લાગ્યા. એ દેખરેખમાંથી છટકીને વેશ બદલીને પણ દુર્ગાદાસના વિશ્વાસુઓ તેને છુપીરીતે રજેરજ વાતની બાતમી પહોંચાડતા હતા, તેથી મુસલમાનોએ આજે કયું ગામ ને કાલે કયું ગામ તપાસ્યું ને હવે કયું તપાસવાના છે, તે સઘળું દુર્ગાદાસના જાણવામાં આવતું.

મારુસરદારોએ આરંગઝેબને હવાલે મારવાડનું રાજ્ય જવા દીધું તેથી તથા બાદશાહે તેમના ઘરની ઝડતી લેવાનો હુકમ કર્યો તે હુકમનો સહેલાઇથી અમલ થવા દીધો અને નરમાસથી તેના હુકમને તાબે થયા એ જોઇ દુર્ગાદાસને માઠું લાગ્યું. મારુસરદારોને આવા બાયલા ને રાજ્યભક્તિહીન કે સ્વદેશલાગણી-હીન થયેલા જોઇ તે બહુ દીલગીર થયો. જે મારવાડીઓ જશવંતસિંગની સરદારી નીચે મુસલમાનો સામા માળવાનાં મેદાનોમાં, ગંગાના કાંઠા ઉપર, મારવાડના રણમાં કે કાબૂલના પહાડોમાં સિંહની પેઠે તૂટી પડતા, જેઓ ભય-નું નામ પણ જાણતા નહિ કે પીઠ બતાવવાનું સ્વપ્નમાં પણ વિચારતા નહિ; જેઓ તોપો સામા તલવારોવડે ખેલવામાં ડગતા કે ડરતા નહિ; તે મારવાડી-ઓને પોતાના મહારાજાના મરણ પછી આવા છેક નાહિંમત થઇ ગએલા જોઇ દુર્ગાદાસને કાળજે કારી જખમ લાગ્યો. જે મારુસરદારોએ દિલ્હીથી પોતાના બાળરાજાને બાદશાહના ડરથી છુપાવી આબુમાં મોકલ્યા પછી તેની જગાએ ઓઢવેલા બાળકને બચાવવાને કેસરિયાં કરી નાગી તલવારે મરણને હાથમાં લઇ ઝંપલાવ્યું હતું, તેમાં બચેલા મારુસરદારો ને તેમના વંશજો આટલા થોડા સમયમાં આવા કાયર થઈ ગયા; એ જોઇ તેનું કાળજું કોરાઇ ગયું. તેમના બાયલાપણા માટે તેને ધિક્કાર છૂટવા લાગ્યો અને તે જેમ જેમ મારુ સરદારો નાહિંમત થયાના સમાચાર સાંભળતો ગયો તેમ તેમ તેને વધારે વધારે જુસ્સો ઉત્પન્ન થતો ગયો; તથા એ સરદારોના બાયલાપણા માટે તિરસ્કાર ઉપજતો ગયો; પણ એ બહાદૂર વીર શાંતિથી ને ધૈર્યથી સબુરી પકડી બેઠો. પોતાના દેશના

દુશ્મનોને મારી કહાડી મારુદેશ સ્વતંત્ર કરવાનો સારો લાગ આવવાની રાહ જોતો બેઠો. મારવાડની સ્વતંત્ર ભૂમિને મુસલમાનોના જુલમ સહન કરતી દુર્ગાદાસ બળતી છાતીએ જોતો બેઠો.

પોતાના દેશની સ્વતંત્રતા પાછી મેળવવાને પોતાના બાહુબળનો ઉપયોગ કરવાનો હમણાં યોગ ન હોવાથી તે પોતાનો વખત શિકારમાં, ભાટચારણોથી પૃથુરાજ રાસા જેવા રાસા ને પહેલાં થઈ ગએલા પોતાના વીર રજપૂતોની વાતો તથા મહાભારત ને રામાયણની કથા સાંભળવામાં ગાળવા લાગ્યો. કોઇ પ્રસંગે કુટુંબ સાથે વાતચીત કરવામાં, મસલત કરવામાં કે પોતાના વિશ્વાસુઓએ આણેલા સમાચાર સાંભળવામાં પણ તે રોકાતો. કલ્યાણગઢના એકાંતવાસથી તે શાંતિમાં રહેતો હતો, તોપણ એનાં માણુસો બહારના બનાવો કહેતાં તેથી તથા મુસલમાનોના જુલમથી નાસીને જેઓ એની પાસે શરણુ માગવા આવતા તેમની વાતો સાંભળવાથી તેનું લોહી ઉકળતું. દુર્ગાદાસ સગાસ્નેહી વગરનાંનો સ્નેહી થઇ પડયો. તેનું ઘર નિરાધારનું આશ્રયસ્થાન થયું. તે એવા નાસી આવેલા આશ્રિતોને ખોરાકીપોશાકી આપતો ને દુઃખીઓની બરદાસ્ત લેતો. તેના કુટુંબનાં માણુસો પણ એવાં માણસોની બરદાસ્ત લેવામાં કાંઇ તેનાથી ઉતરતાં નહોતાં.

---

# પ્રકરણ ત્રીજું

## સોનિંગજી ચાંપાવત ને દુર્ગાદાસ

### સોરઠો

ઔરંગ ઘોર અંધાર, જોત મિટે રાજા જશો;
તું દુરગા તીણુવાર, અંધા લકડી આશોત.

મતલબ—ઔરંગઝેબરૂપી ઘોર અંધારી રાત્રિમાં જશવંતસિંગજી મહારાજરૂપી દીવો હતો તે પણ ગુલ થયો; પણ તે વખતે આશકરણના પુત્ર દુર્ગાદાસ ! તું આંધળાની લાકડી થયો.

એક દિવસે દુર્ગાદાસ પોતાનાં સગાંસ્નેહીઓની સાથે બેસીને મહાભારતની કથા સાંભળે છે, એટલામાં દરવાને આવીને ખબર આપી કે આઉવાવાળા મહારાજ ચાંપાવત પધારે છે. આ સાંભળી દુર્ગાદાસ ઉઠીને ચાંપાવતને સામો લેવા ગયો. બને દોસ્તદારો મળ્યા ને એકાંતમાં બેઠા. એક કલાક સુધી વાતચીત કર્યા પછી દુર્ગાદાસે પોતાનો ઘોડો ને ચાર સ્વારોને અને બે ખાસગીરોને તૈયાર થવાનો હુકમ આપ્યો અને પોતાની મા, ભાઇ ને દીકરાને કહ્યું કે હું આજેજ ચંદ્રોદય સુધીમાં પાછો આવીશ. મારે મહારાજ ચાંપાવત સાથે થોડું કામ છે, માટે ત્યાં જઇ વાળુ કરતાં પહેલાં પાછો આવીશ. પછી પોતાના ભાઇને આવી ઉડાઉડના વખતમાં સંભાળ રાખવાનું સોંપી દુર્ગાદાસ ચાંપાવત સાથે ચાલ્યો.

સંધ્યાકાળ થઇ, રાત્રી પડી, વાળુ વખત વીતી ગયો પણ દુર્ગાદાસ પાછો આવ્યો નહિ. તેની માતા, પુત્ર અને ભાઇ, સગાં ને સ્નેહી તેની વાટ જોવા લાગ્યાં. સઘળાં અગાસીએ ચઢીને દુર્ગાદાસને આવવાનો રસ્તો જોતાં બેઠાં. રાતના દશ વાગવા આવ્યા, ચાકરો અને સિપાઇઓ ઝોકાં ખાવા લાગ્યા, એટલે તેમને સુવા જવાની રજા આપી. માત્ર દરવાજાપરના પહેરેગીરને તાકીદ આપી કે બરાબર જાગૃત રહે ને પોતે પણ દરવાજાની સાંકળ ખખડાવવાની રાહ જોતાં બેઠાં. દુર્ગાદાસ વખતસર નહિ આવ્યાથી સઘળાંની આંખમાંથી નિદ્રા જતી રહી. ચંદ્રમા પ્રકાશ્યો, આખા રસ્તા ઉપર રૂપેરી ચાદર પથરાઇ ગઇ; પણ મેદાનમાં પથરાએલી શાંતિનો ભંગ કરનાર દુર્ગાદાસના ઘોડાની પડઘી વાગતી સંભળાઇ નહિ.

આજસુધી સોનિંગજી ચાંપાવતે દુર્ગાદાસને ત્યાં આવી તેની શાંતિમાં ખલેલ પહોંચાડી નહોતી; પણ તે કાબૂલથી પાછા આવ્યા પછી આ વખતે પ્રથમજ આવ્યો હતો. તેણે આવીને દુર્ગાદાસને કહ્યું કે મારે આપને ખાનગી વાત કરવાની છે, જે મારે ગામ ગયા વગર બીજે કોઇ ઠેકાણે કરાય તેમ નથી; માટે ત્યાં પધારશો તો ઉપકાર થશે. આવી નજીવી માગણીની ના પાડવી એ દુર્ગાદાસને ઠીક લાગ્યું નહિ; તેથી તે તેની સાથે ગયો. રસ્તામાં જતાં બન્ને છુપા ચાલ્યા જાય છે ને તેનાં માણુસ પાછળ પાછળ શાંતિમાં આવે છે, એટલામાં આઉવાગઢ આવી પહોંચ્યો. ચાંપાવતે માણસોને ચૂપકીથી ચાલવાની સંજ્ઞા કરી ને સઘળા ગઢમાં પેઠા, તો એ ગઢ મુસલમાનોએ ઘેરી લીધેલો જણાયો. મુસલ-

માન સિપાઇઓથી ગઢ ભરાએલો જોઇ અંદર જવાને દુર્ગાદાસ લગાર થંભ્યો. તેને દગો ભાસ્યો; પણ ચાંપાવતે તરતજ દુર્ગાદાસનો હાથ પકડીને તેના કાનમાં કહ્યું કે:–"તમારા દેશની ખાતર ચાલો." દેશને માટે જીવ આપવાને દુર્ગાદાસ પાછું જુએ એવો નહિ હતો, તેથી એ શબ્દમંત્રથી તે અંદર દોરાયો, એટલે તેનાં માણસો પણ અદર પેઠાં.

ચાંપાવત તેને અંદરના ઓરડામાં લઇ ગયો, તે વખતે સૂર્યાસ્ત થતો હતો. કલ્યાણગઢ દૂર હોવાથી હવે મધ્યરાત્રિ પહેલાં પોતાને ઘેર કેમ પહોંચાશે તથા ત્યાંસુધી તેનાં માજી આતુરતાથી રાહ જોશે એ વિચારમાં દુર્ગાદાસ ચાંપાવતને શું કહેવાનુ છે તે સાંભળવાની રાહ જોવા લાગ્યો. ઓરડામાં પેઠા પછી ચાંપાવતે બારણાં બંધ કર્યાં ને ભયથી આસપાસ જોવા લાગ્યો. ને ધીરેથી દુર્ગાદાસની નજીક આવી ધીમે સાદે બોલ્યો કે:–"તમે ગીતાજીના સોગન ખાઓ કે હું આ ઠેકાણે જે તમને કહું તે વાત બીજાને કહેશો નહિ." દુર્ગાદાસે કહ્યું કે:–"આવા દગાફીસાદના વખતમાં અજાણી વાત માટે હું મારા અંતઃકરણને બાંધી શકતો નથી, જો તમને એક રાઠોડ ને તમારા દોસ્તના વચનનો ભરોસો હોય તો કહો; ને જો એ વાજબી હશે તો મારૂં વચન એજ બસ છે." ચાંપાવતે કહ્યું કે:–"ત્યારે તમે સોગન તો નહિજ ખાઓ કેમ ?" દુર્ગાદાસે કહ્યું કે "ના." ચાંપાવત કહે:–"ત્યારે તો હું વિશ્વાસ રાખી શકતો નથી." દુર્ગાદાસે ઉભા થઇને કહ્યું કે, "ત્યારે હું જવાની રજા લઉં છું." ચાંપાવતે કહ્યું કે:–"ઉભા રહો મારા દોસ્ત ! મેં આટલી વાર તમારા ઉપર અણવિશ્વાસ આણ્યો એ ભૂલ કરી. મને માફ કરજો. આવા દગાના સમયમાં તમે સોગન ખાવાને આટલા અચકાઓ એ કુદરતી છે. તેમ મારા કામથી તમને માલમ પડશે કે મારે પણ ઉતાવળ કરવાનું કામ નહોતું. આવા વખતમાં સારા સારા માણસ પણ દગાખોર નિવડે છે; તથાપિ તમારા જેવા નિષ્કલંક પ્રમાણિક નરનો શબ્દજ બસ છે. હવે હું તમારા બોલ ઉપર ભરોસો રાખું છું. જરા થોભો. હું આ આવ્યો."

ચાંપાવત એક છુપું બારણું ઉઘાડી અંદર ગયો; ને થોડા વખતમાં લોઢાની એક નાની પેટી લઇ પાછો આવ્યો ને દુર્ગાદાસની નજીક મૂકી પોતે પ્રથમ વાસેલું બારણું બરાબર વાસેલું છે કે નહિ તે જોઈ આવ્યો. ચાંપાવતને આટલી બધી ચોકસી રાખતો જોઇ દુર્ગાદાસ અજબ થયો; ને એ શું કહે છે તે સાંભળવાની બહુ આતુરતાથી રાહ જોવા લાગ્યો. સોનિંગજી પાછો આની પેટી

પાસે બેઠો ને પેટી ઉપર હાથ મૂકી બોલ્યોઃ–"બહાદુર દુર્ગાદાસ ! જ્યારે આપણે કાબૂલમાં હતા ને જ્યારે મહારાજા જશવંતસિંગ પોતાના પાટવીપુત્રના દગાથી થએલા મોતથી તથા બીજા બંને નાના પુત્રો મરણ પામ્યાથી શોકાતુર થયા ને ઉદાસીનતામાં રાતદિવસ ગાળવા લાગ્યા, તે વખતે તેમને જણાયું કે બાદશાહે પોતાના ઉપર સંપૂર્ણ વેર લીધું છે ને છેવટે તે મારવાડનું રાજ્ય ખાલસા કરીને પૂરૂં કરશે. હવે બાદશાહ ઉપર કોઇ વેર લેનાર રહ્યું નથી, તેથી મારવાડની ભૂમિ ઉપર કોઇ મારુ વંશ રાજ્ય કરે એવી આશા રહેતી નથી. એવા એવા વિચારમાં તેમનું શરીર ઘસાઇ ગયું ને અશક્ત થઇ ખાટલાવશ થયા, ત્યારે તેમણે મને એકાંતમાં બોલાવ્યો ને આ પેટી સોંપીને કહ્યું કેઃ–" મારુદેશ સ્વતંત્ર થાય નહિ ને મારુનો સ્વતંત્ર રાજા જાગે નહિ ત્યાંસુધી એ પેટી સાચવી રાખવી પણ ઉઘાડવી નહિ. જે મારી ગાદી સ્વતંત્ર કરે તેજ ઉઘાડે. તારાથી ન સચવાય–કાંઇ સંકટ આવી પડે તો જે યોગ્ય મારુવીર એને સાચવી શકે એવો હોય તેને એ પેટી સોંપજે. એજ મારી છેવટની આજ્ઞા છે." એમ કહી એ પેટી મને સોંપી. તે પછી સઘળા સરદારોને દરબારમાં એકઠા કરી, મહારાજાએ સર્વેને છેવટની આજ્ઞા કરી તે તો તમે જાણોજ છે. મહારાજાનો દેહ પડયા પછી હું મારવાડમાં આવ્યો. મેં આજસુધી એ પેટીનું મહારાજાની આજ્ઞા પ્રમાણે રક્ષણ કર્યું; પણ હમણાં તો અહીંઆં આ દશા થઇ છે. ગામેગામ, ગઢેગઢ ને ઘરેઘર જોવા માંડયાં છે. ગઢ ઘેરી લીધા છે. તમે જુઓ છો તેમ મારો ગઢ પણ ઘેરાયો છે. મને સવારમાં એક ફકીરે આવીને ચિઠ્ઠી આપી. તેમાં માત્ર ચારજ બોલ લખેલા હતા. " નાગોરના ઈંદ્રસિંગની શીખવણીથી આઉવા ઘેરાશે માટે ચેતજો." અક્ષર ઉપરથી મેં જાણ્યું કે એ ચીઠ્ઠી લખનાર સુરજમલ કુંપાવત છે. ચીઠ્ઠી વાંચી કે આ પેટી તમને સોંપવાના ઇરાદાથી હું પંડે તમને બોલાવવા આવ્યો. તમારાવગર જીવસટ્ટે એને સાચવે એવો બીજો કોઇ મને ન જણાવાથી તમને બોલાવ્યા છે; માટે એ પેટી લો અને આપણા મહારાજાની મરતી વખતની આજ્ઞા ધ્યાનમાં રાખજો. મુસલમાનોના પંજામાંથી છટકી જવાય કે મારાથી એ પેટી સચવાય તેમ નથી. બાદશાહના ઘાતકી સરદારો ગામેગામ ને ગઢેગઢ ઘેરીને પડ્યા છે. તેમાં શમશેરખાનના જુલમથી તો હદ વળી ગઇ છે. આ કિલ્લાની જડતી લેવાને એ પંડે આવવાનો છે અને એના આવતાં સુધી કાંઇ ધાલમેલ નહિ થવા દેવાને

આ મુસલમાન સિપાઇઓની ચોકી મૂકી છે; માટે આવી સંકડામણના સમયમાં તમારા જેવો બહાદૂર રાઠોડસરદાર બીજો મને મળવાનો નથી અને કલ્યાણુ-ગઢના એકાંત સ્થળમાં તમારૂં કોઇ નામ પણુ દેનાર નથી; માટે આ પેટી લો ને તેને સંભાળજો." એ પેટીની બંને બાજુએ કડીઓ જડેલી હોવાથી દુર્ગાદાસે તે પોતાની બગલમાં લટકાવી દીધી ને તે ઉપર ચોફાળ ઓઢવાથી પેટી અદૃશ્ય થઇ.

સોનીંગજી ચાંપાવતનું મન પ્રફુલ્લિત થયું, તેના માથાપરનો બોજો કમી થવાથી તેનો ચહેરો ખુશ જણાયો ને ચિંતા જતી રહી. તેણે એક ચાકરને બોલાવી દુર્ગાદાસનાં માણુસોને તૈયાર થવાને કહાવ્યું. દુર્ગાદાસે જ્યારે ચાંપાવત પાસે જવાની રજા માગી ત્યારે તેણે ફરીને કહ્યું કે, પેલી પેટીનું જીવની પેઠે જતન કરજો અને એ ઉઘાડવાની મના છે તે યાદ રાખજો. દુર્ગાદાસે કહ્યું કે એ વાતની ફિકર કરશો નહિ. જે કારણુથી એ પેટી તમારે મને સોંપવી પડી છે, એવો સમય આવ્યેથી મારે બીજી સલામત જગાએ એ પેટી જ્યાંસુધી સોંપવી પડશે નહિ ત્યાંસુધી તેનું ઉપલું પડ પણ મારા સિવાય બીજું કોઈ જોવા પામશે નહિ. ચાંપાવતે કહ્યું કે તે પેટી બીજાને સોંપવી પડે ત્યારે મારા કે તમારા જેવી સંભાળ લેનારને સોંપવાની કાળજી રાખજો; કેમકે એમાં શું હશે એ કોને માલમ છે. કદાચ એમાં એવું હશે કે જે જોવાથી આપણી પવિત્ર ભૂમિ ઉપર પડતાં દુઃખોમાં વધારો પણ થાય.

એમાં ગમે તે હશે તેની સાથે આપણે નિસ્બત નથી. જે જોવાની મના કરેલી છે, તે જોવાથી પાપજ છે; પણ પેટીના વજન ઉપરથી મને લાગે છે કે એમાં કંઇ ઝવેરાત હશે. આપણા મહારાજાએ મરતી વખતે ધાર્યું હશે કે મારુદેશને મુસલમાનોના પંજામાંથી ને દુઃખમાંથી જે છોડાવશે, તેની મહેન-તનો બદલો એ ખજાનો આપી વાળવો. ચાંપાવતે કહ્યું કે મને એ વિચાર આવ્યો નહોતો. વખતે તેમ પણ હોય. એમાં જે છે તેના આપણે જવાબદાર છીએ; માટે ચાલો, એ વિષે જરા વિચાર કરીએ. દુર્ગાદાસે કહ્યું કે એ વિચાર કરવાનું કામ આપણું નથી, એમાં શું છે તે જાણુવાની આપણે જરૂર નથી. એમાં જે છે તે આપણે જેયા વગર સાચવવું, એ આપણી ફરજ છે; અને એ ફરજ હવે તમે મારે માથે નાખી છે, માટે હું વચન આપું છું કે તે હું અદા કરીશ. રામ! રામ!

ચાંપાવતે કહ્યું; અરે એટલી ઉતાવળ શી છે? જરા વાર તો થોભો.

દુર્ગાદાસે ચાલતાં ચાલતાંજ કહ્યું કે હવે મને મોડું થાય છે. ચંદ્રમા ઉગતાં પહેલાં ઘેર પહોંચવાનું મેં વચન આપેલું છે. આપને જો કાંઇ વિશેષ ફરમાવવું હોય તો કાલે મારે ઘેર પધારજો. હું ત્યાં મળીશ. મારૂં ઘર તે આપનુંજ છે, એમ બોલતો તે ઘોડેસ્વાર થયો. તે વખતે કેટલાક મુસલમાન સિપાઇઓ ગઢમાં અહિંતહિં ભટકતા ર્ગાદાસ તરફ જોતા હતા. જ્યારે દુર્ગાદાસે પેંગડામાં પગ ઘાલ્યો ત્યારે તલવાર હાથમાં પકડી કે બગલમાં પેટી રહેવાની જગા થાય. ચાંપાવતને દહેશત હતી કે રખેને પેટી જણાઇ જાય; તેથી તેણે કહ્યું કે તલવાર છૂટી રાખી છે તેથી વહેમ તો નહિ જાય? એ વહેમથી જે છુપાવવા જતો હતો તે ખુલ્લું થયું. ચાંપાવતે દુર્ગાદાસના ચોફાળનો એક છેડો ખેંચીને તલવારની ચમકતી મુઠ ઉપર ઢાંક્યો પણ તેથી પેટી ખુલ્લી થઇ; ને તે આસપાસ ઉભેલાના જોવામાં આવી. દુર્ગાદાસ તેની કાંઇ પણ દરકાર કર્યા વગર સવાર થયો ને પોતાનાં માણસોને ચલાવવાનો હુકમ આપી પોતે રામરામ કરી રજા લીધી. જતાં જતાં મુસલમાન સિપાઇઓમાંથી તેની પાછળ થવાનો કાંઇક અવાજ દુર્ગાદાસના સરવા કાને આવ્યો; તેથી પકડાઈ જવાની દહેશતે સીધો રસ્તો છોડી આડફેટે રસ્તે ચાલ્યો ને થોડા વખતમાં તે કંટાળીઆની હદમાં આવી પહોંચ્યો.

દુર્ગાદાસ આવતો હતો ત્યારે રસ્તામાં અંધારી ઘોર રાત્રિ હતી. રાત્રે આકાશમાં તારાના ચાંદરણા વગર લગાર પણ ઉજેશ નહોતો. એ સમયે ચાંપાવત સાથે થએલી વાત ઉપર વિચાર કરતો દુર્ગાદાસ રસ્તો કાપતો ચાલ્યો. તેના મનમાં તુરંગો આવવા લાગ્યા કે મારુદેશને છોડાવનાર કયો વીર પુરુષ જાગશે; ને આ માર્મિક પેટીનો ભેદ ખુલ્લો કરશે ? અલબત, મહારાજાનો કુંવર અજીતસિંગ મોટો થશે તો એજ માત્ર આ પેટીનો કબજો લઇ શકશે. એના વગર આ દેશનું દુઃખ ટાળનાર બીજો કોઇ માડીનો પુત્ર હોય એવું હાલનો સમય જોતાં કોઇ જણાતું નથી. એવા એવા વિચારમાં તે કંટાળીઆ સુધી આવી પહોંચ્યો. પૂર્વ તરફ દૂર આકાશમાં ચંદ્રમાનાં શીતળ કિરણો પ્રકાશવા લાગ્યાં. ધીરે ધીરે શાંત રાત્રિમાં મેદાન રૂપેરી ચાદરથી પથરાઇ ગયું. આ વખતે એણે એનાં વૃદ્ધ માજીને ઘેર પાછા આવી પહોંચવાને કહ્યું હતું. પોતાનાં વૃદ્ધ માજી, પુત્ર અને ભાઇ કેવી આતુરતાથી પોતાની રાહ જોતાં હશે એ વાતનો હવે એના મનમાં વિચાર આવવા લાગ્યો. જેમ જેમ ઘર નજીક આવતું હતું તેમ તેમ તે ઘેર પહોંચવાની ઉલટમાં ઘોડાને જલદી ચલાવતો હતો; પણ

હજી ઘર તો દૂર હતું. પાંચ માઇલ રસ્તો કાપવાનો બાકી હતો; તેથી ચંદ્રમાના અજવાળામાં ઘોડો ખેલાવતો કંટાળીઆ વચ્ચે થઇને ચાલ્યો.

થોડે દૂર ચાલ્યો કે "મદદ મદદ" એવો અવાજ એને કાને પડ્યો; તેથી તેણે ઘોડાની લગામ ખેંચી. હથીઆરનો ખખડાટ સાંભળ્યાથી એ અવાજ ક્યાંથી આવ્યો તે એણે જાણ્યું કે તરતજ ઘોડાને એડી મારી આવેલા અવાજ તરફ તલવાર ખેંચીને ચાલ્યો. તેને જોઈ તેના સવારો પણ સાવધ થઇ પોતાના સરદારની પાછળ ચાલ્યા.

થોડે દૂર આવ્યા કે બે રજપૂતો ઉપર મુસલમાનોની એક નાની ટોળી જુસ્સા-બંધ હુમલો કરતી જણાઈ બને રાઠોડો એક ભીંતને ટેકાવી પોતાના ઉપર હુમલો કરનારને પોતાની તલવારોવડે દૂર રાખતા હતા. બે ઉપર બાવીશ જણા તૂટી પડેલા જોઇ દુર્ગાદાસ તેમની વહારે ધાયો. તેનાં માણસોએ પણ તેનો દાખલો લીધો. દુર્ગાદાસની ને તેનાં માણસોની તલવારે હુમલો કરનારાઓનાં ધડ માથું જૂદાં કરવા માંડેલાં જોઈ તથા પોતાને વખતસર સહાય આવી મળેલી જોઇ પેલા બનેને હિંમત આવી. તેમાંનો એક જરા પુખ્ત ઉંમરનો હતો, તે પોતાના દુશ્મનો ઉપર કૂદી પડ્યો; પણ એવામાં તેના ઉપર પાછળથી એવો ઝટકો આવ્યો કે તરતજ તે જમીન ઉપર પડ્યો. દુર્ગાદાસ ને તેનાં માણસો ત્યાં દોડી ગયાં ને પેલા ઘાયલને પોતાનાં માણસોને સોંપ્યો; ને તેને રસ્તો કાપી ઘેર લઇ જવાનો હુકમ કર્યો. દુર્ગાદાસ ને બીજા ત્રણ જણ ત્યાં રહ્યા. એટલામાં બીજો રાઠોડ દુશ્મનના ઘાથી મરણ પામ્યો. એ મારનારને દુર્ગાદાસે તેજ ક્ષણે એકજ ઝટકાથી ભોંયસુંઘતો કર્યો. એટલે દુશ્મનોએ બૂમ પાડી કે:–" ખૂન ખૂન, જોરાવરખાન મરાયો " જોરાવરખાન મરાયાનું સાંભળ્યું કે આસપાસથી મુસલમાન સિપાઇઓ ધસી આવ્યા. દુર્ગાદાસ પણ સમજ્યો કે જોરાવરખાન મરાયાથી આ ઠેકાણે ઘણાં માણસો મળશે ને એકનો ઉપાય બે, તેમ આપણું કાંઇ ચાલ-વાનું નથી; માટે " સમયવરતે સાવધાન " એવું વિચારી દુર્ગાદાસ ને તેનાં માણસો મુસલમાનો એકઠા થાય તે પહેલાં તો ચાલી નીકળ્યા ને સલામત ઘેર આવી પહોચ્યા.

# પ્રકરણ ચોથું—દુર્ગાદાસ ઉપર આફત

દુહો

આફત પર આફત પડી, ડગ્યો ન દુર્ગાદાસ;
સુવર્ણ તાવી ટીપતાં, પ્રકટે પૂર્ણ પ્રકાશ.

દુર્ગાદાસ ઘેર આવ્યો ત્યારે તેણે જેને મરતો ઉગાર્યો હતો તે ઘાયલ રાઠોડ એક ઢોલીઆ ઉપર પડેલો હતો. દુર્ગાદાસનો પુત્ર, ભાઇ ને ચાકર તેની પાટાપાટી કરતા હતા. ઘરડાં માજી દુર્ગાદાસની રાહ જોઇ તેને કુશળક્ષેમ આવતો જોવાને ટમટમી રહ્યાં હતાં. તેણે દુર્ગાદાસને પૂછ્યું કે કેમ બેટા! આટલું બધું મોડું થયું? આ ઘાયલ આદમી કોણ છે અને તમને રસ્તામાં શી અડચણ પડી? (માથા ઉપર હાથ ફેરવીને) હાય હાય! આ માથામાંથી લોહી શાનું નીકળે છે? દુર્ગાદાસે કહ્યું કે કાંઇ નહિ. માજી! ફિકર જેવું કાંઇ નથી. ગભરાશો નહિ. આ ભલા માણસને કેમ છે? પેલા ઘાયલ માણસે કહ્યું કે, હું ધારૂં છું કે મારો જીવ બચાવનાર તો સલામત છે? દુર્ગાદાસે કહ્યું કે કાંઇ ફિકર જેવું નથી. તમને કેમ છે? એ તો તે વખતે લઢાઇમાં લગાર તલવારનો ઘસરકો થયો છે; પણ જો માથે ટોપ ન હોત તો હું કામ આવી જાત. હવે માત્ર પાટો બાંધ્યાથીજ સારૂં થઇ જશે. એટલામાં તો ઘરડાં માજીએ મલમલનો એક કડકો ચીરીને પાટો બાંધી દીધો એટલે લોહી વહેતું બંધ પડયું.

બહાદૂર દુર્ગાદાસ! તમે જેનો જીવ બચાવ્યો તે હું માંડાનો મહાસિંગ ચાંપાવત છું. મોંઢાઢી બાંધેલાં હોવાથી હું કદાચ ઓળખાયો નહિ હોઉં; પણ હવે તો મને ઓળખ્યો હશે. દુર્ગાદાસે કહ્યું કે ત્યારે તો મારા હાથને પણ ધન્ય છે કે જેણે મારુદેશના એક શૂરા ને ઉપયોગી પુત્રનું રક્ષણ કર્યું.

મહાસિંગે કહ્યું કે આજની રાતથી મુસલમાનોની પણ ખાત્રી થઇ હશે કે મારુદેશ બાયલો બની ગયો નથી; તેમાં એવા પણ વીર પુરુષ હજુ છે કે જે જુલમની સામા થવામાં ને દગાખોરને શિક્ષા કરવામાં ડરે એવા નથી. એ સાંભળી વૃદ્ધ માજીએ કહ્યું કે ત્યારે શું મારા પુત્રને માટે દગો કરવામાં આવ્યો હતો?

મહાસિંગે કહ્યું કે નહિ. દુર્ગાદાસ સામો કે કોઇપણ વીર રાઠોડની સામો નહિ; પણ આપણા દેશ ઉપર થતો જુલમ આપણે જોઇએ છીએ. આપણે જાણીએ છીએ કે મુસલમાનોએ દગાથીજ આપણો દેશ કબજે કર્યો છે અને આજે રાત્રે જુલમ ને દગો મારા પોતાના ઘર ઉપરજ અજમાવવા તેમણે વિચાર કર્યો હતો. કંટાલીઆના મુસલમાન લશ્કરમાંથી કેટલુંક લશ્કર મારુ કુટુંબ માંડામાં રહે છે ત્યાં મોકલ્યું. એવા ઇરાદાથી કે ત્યાં કોઇ દસ્તાવેજો હોય તો પકડાય; કેમકે અમે બાદશાહની વિરુદ્ધ છીએ તે તેઓ જાણે છે. એ લશ્કરને મેં ગામમાંજ પેસવા દીધું નહિ. તેથી તેઓ બીજે દિવસે વધારે માણુસ લઇ આવી હુમલો કરીને અમારૂં ગામ જીતી લેવાના સોગન ખાઇને પાછા ગયા; પણ તે વાતની સચ્ચાઇની ખાત્રી તથા આ પ્રમાણે વગરકારણે જુલમ ન કરવાનું ત્યાંના મુખ્ય અધિકારીને કહેવાને હું જાતે તેમની પાછળ ગયો.

કંટાલીઆના સરદાર સમશેરખાંને હું મળ્યો. તેણે મારી જડતી લેવાને માણુસો મોકલ્યાનું કબૂલ કર્યું; પણ મારવાડમાં મારી સત્તા કેટલી છે, તેથી કદાચ ડરીને કહ્યું કે હવે માંડાની ઝડતી લેવામાં આવશે નહિ. પછી અંધારૂં થવાથી મેં રજા લીધી અને મારાં માણુસો ઉભાં હતાં તે તરફ જતો હતો એટલામાં એક જુવાન મારી પાસે આવ્યો. જે માણુસોને મેં માંડાથી પાછા કહાડ્યા હતા, તેમનો સરદાર એજ હતો; તેથી મે એને ઓળખ્યો. શમશેરખાંએ કહ્યું હતુ કે એ એનો ભત્રીજો જોરાવરખાં છે. તેણે મને કહ્યું કે મારા કાકા તમને એક અગત્યની વાત કરવી ભૂલી ગયા છે, તે કરવા પાછા બોલાવે છે. તેથી હું તેની સાથે પાછો વળ્યો; પણ જે જગાએ શમશેરખાંને મળ્યો હતો તે ઓરડામાં લઇ જવાને બદલે એક અંધારે રસ્તે થઇને એક બીજા નાના ઓરડામાં મને બેસાડ્યો ને કહ્યું કે મારા કાકા હમણાં આવશે. એમ કહી તે પાછો વળ્યો ને બારણા બહાર નીકળી હું બોલું તે પહેલાં તો સાંકળ વાસી.

મને લાગ્યું કે હવે હું કેદ પકડાયો. હવે મારા કુટુંબની શી વલે થશે તેનો મને વિચાર આવ્યાથી ભય ઉત્પન્ન થયો. મારાથી જેટલું થાય તેટલું બળ બારણું ઉઘાડવાને કે ભાંગવાને કર્યું; પણ વ્યર્થ. તેથી નિરાશ થઇ વ્યગ્ર ચિત્તથી હું ત્યાં બેસી રહ્યો; એટલામાં બે માણુસો બારણું ઉઘાડી હ થમાં બેડીઓ લઈ આવ્યા. તેમણે કહ્યું કે હવે તમે બાદશાહના કેદી છો, એમ કહી તેઓ મને પકડવા આવ્યા પણ તેની દરકાર કર્યા વગર મારી તલવારથી તે-

માંના એકને ઘાયલ કરીને બીજાને ધક્કો મારી જમીનપર પટકી હું બહાર આવ્યો ને જેમ તેમ કરીને શમશેરખાંના ઉતારાની પછીતે નીકળ્યો. રસ્તામાં મારો ચાકર ગુમાન મળ્યો. મેં તેને ઉતાવળમાં તેની તલવાર ખેંચી મારી સાથે આવવાનું કહ્યું. તેણે કહ્યું કે હું લગાર આગળ આવ્યો છું ને આપણાં બીજા માણુસો આપને વાર થવાથી આશ્ચર્ય પામતા રાહ જોઇ ત્યાં મકાન-માંજ ઉભા છે.

સપડાયલો હું છૂટયાથી ખુશી થતો તથા શમશેરખાંએ કરેલા દગાનું પરિણામ ભયંકર આવશે તેના ડરમાં, મારા કુટુંબના રક્ષણાર્થે પગપાળા જલદીથી જવાનો નિશ્ચય કરી ઉતાવળો ઉતાવળો જતો હતો એટલામાં મને હથિયારબંધ માણુસોએ આવીને ઘેરી લીધો. ચંદ્રમાના પ્રકાશથી મેં તેમને ઓળખ્યા કે જોરાવરખાન પોતાના માણુસો લઇ આવ્યો છે.

જોરાવરખાંએ મારા માથા ઉપર તલવારનો એક ઝટકો માર્યો ને ખુશાલીમાં બૂમ પાડી. તેના સિપાઇઓને કહ્યું કે હવે ચાલો માંડા લૂંટીએ. મહાસિંગ મુઓ કે લાલબા તમારા હાથમાં નક્કી આવી સમજજો. એક ક્ષણુવારમાં તો દરેક જણુ તલવાર ખેંચી મારા ઉપર ધસી આવ્યા ને મને કેટલીક જગાએ ઘાયલ કર્યો; પણુ મારી વહાલી પુત્રીના રક્ષણુનો વિચાર આવતાં મારા હાથમાં એટલું બધુ તો બળ આવ્યું કે મારા ચાકરની બૂમથી તમે મારી વહારે આવ્યા ત્યાંસુધી મેં મારૂં રક્ષણુ કર્યું. હું હમણાં અહિં સલામત છું; પણુ મારા દગાખોર દુશ્મનોએ અત્યારસુધીમા માંડે જઈ શોએ કેર વર્તાવ્યો હશે! ઘરનાં થોડાં માણુસો સિવાય તેમનું રક્ષણુ કરનાર બીજું કોઇ નથી. મારાં થોડાં માણુસો તો કંટાલીએ મારી સાથે આવેલાં તે ત્યાં માર્યાં ગયાં હશે કે કેદ પકડાયાં હશે. ઘર આગળ મારી પુત્રી ને તેની મા નિરાધાર છે. મારો ભત્રીજો બાળક ને લઢાઇના કામથી અજાણ્યો છે. દુર્ગાદાસે કહ્યું કે, મહારાજ! એ બાબતની કાંઈ ફિકર રાખશો નહિ. એ પાપી જોરાવરખાં તો મારી શમશેરનો સ્વાદ ચાખી ક્યારનોએ નરકમાં પહોંચી ગયો છે. તમને વિદાય કર્યા પછી જોરાવરખાંના મુઆથી સિપાઇઓ બૂમ પાડી ઉઠયા કે ખૂન! ખૂન! જોરાવરખાન મરાયો! એમ કહી સઘળા મુસલમાન સિપાઇઓ મારા ઉપર ધસી આવ્યા; પણુ તેમના પંજામાંથી હું છટકી આવ્યો છું; માટે તમારા ઘર તરફની તમે હવે ફિકર રાખશો નહિ.

એટલામાં એક દરવાન દોડતો આવ્યો ને કહ્યું કે મહારાજ ! નાસો, નાસો. તમારી પાછળ મુસલમાનો પડેલા છે; માટે નાસો. એવામાં બહારથી મ્લેચ્છો ગઢીનો દરવાજો ઉઘાડવાની બૂમો પાડવા લાગ્યા. ઢાલો સાથે અફળાતા ભાલાના અવાજ સંભળાયા. 'જોરાવરખાનના ખૂન સાટે દુર્ગાદાસનું માથું લઇશું' એવા પોકાર થઇ રહ્યા. એ સાંભળી પોતાના દીકરાનો પ્રાણ ઉગારવાને વૃદ્ધ માજી બોલ્યાં કે, બેટા ! ક્યાંય સંતાઇ જા. સંતાયા વગર છૂટકો નથી. મ્લેચ્છો તો ઘણા છે તેમાં તારે ઝંપલાવવામાં સાર નથી. એ ઘણાની આગળ તારો કે તારા ભાઇનો શો આશરો ? માટે નાસ. સંતા. દુર્ગાદાસે કહ્યું, પણ ક્યાં ? શું આ વખત સંતાવાનો કે નાસવાનો છે ? તમને અને આ ઘાયલ પરોણાને દુશ્મન આગળ મૂકીને મારે નાસવું જોઇએ ? મહાસિંગે કહ્યુ કે, શું તમે જોતા નથી કે દુશ્મનો કેટલા છે ? તમે તેમની બૂમો સાંભળો છો ને ? તેઓ ખૂન સાટે ખૂન માગે છે. જો તમને તમારા કુટુંબ ઉપર, તમારાં માજી ઉપર, મારા ઉપર કે આ ઘરનાં માણસો ઉપર પ્રેમ હોય તો એક ક્ષણની પણ વાર કર્યા વગર સતાઓ. જુઓ, જુઓ, આ શું થયું !

એવામાં બૂમેબૂમ પાડતી ને થરથરતી દાસીઓ ઉંઘમાંથી ઝબકીને દુર્ગાદાસ પાસે દોડી આવીને બોલી, મહારાજ ! હવે શું થશે ? મુસલમાનો દરવાજા આગળ આવ્યા છે ને હવે અમને મારી નાખશે.

દુર્ગાદાસે કહ્યુ કે:–"તમે શામાટે ગભરાઓ છો ? તેઓ મને ખોળે છે. તમારા કોઇનુ તે નામ દેનાર નથી, માટે તમે તમારે ઠેકાણે જઇને સુઇ જાઓ." આ પ્રમાણે ખાત્રી આપ્યાથી તે સઘળી પોતપોતાની જગાએ જઇ સૂતી એટલે દુર્ગાદાસે મહાસિંગ તરફ ફરીને કહ્યું કે તમે કહો છો તે ખરૂં, પણ આવા તોફાનના વખતમાં આ સઘળાંને છોડીને મારે સંતાવું જોઇએ ? એ સાંભળીને તેઓ સઘળાં બોલી ઉઠયાં કે હા, હા, અમને મૂકીને તમે સંતાઓ.

એવામાં દુર્ગાદાસના ત્રણ માણસો દોડતા આવ્યા ને તેમણે કહ્યું કે અમારો ઉપાય નથી. બે મુસલમાન સિપાઇઓ કોટ ઉપર ચઢી આવ્યા; તેમાંનો એક મરાયો ને એકને પાછો ધકેલી પાડયો. પણ તેઓ ઘણા છે. તેમને હવે આપણા માણસો ઝાઝીવાર રોકી શકશે નહિ; માટે આપ તો જ્યાં સંતાવાય ત્યાં સંતાઓ.

એટલે ઘરનો દાસ નાથુ બોલ્યો કે હા, મહારાજ ! ખરી વાત છે. પાછળ વાડામાં એક હવડકૂવો છે. માંહે પાણી નથી; માટે તેમાં તમે સલામત રહી શકશો.

વૃદ્ધ માજીએ કહ્યું, કે દીકરા ! 'જો તારો મારાપર પ્રેમ હોય તો મારી ખાતર સંતા. તારી સ્ત્રી જે પીયર છે ને જે હજુ સુવાવડમાંથી ઉઠી નથી, તેના ને તેના ધાવણા બાળકના રક્ષણાર્થે સંતા. જુલમી ને નિર્દય મુસલમાનો તને દેખીને ગુસ્સામાં આ બધાના પ્રાણ લેશે; માટે તેમના પ્રેમની ખાતર પણ સતા.'

દુર્ગાદાસે કહ્યું કે, 'માજી ! તમે આ શું બોલો છો ? તમેજ મને આવી સંતાઇ જવાની બાયલી સલાહ આપો છો ? હું સંતાયો ને મલેચ્છોએ તમારા ઉપર હાથ ઉગામ્યો તો તમે શું કરશો ?'

માજીએ કહ્યું બેટા ! હું બાયલી સલાહ આપતી નથી; પણ ડાહી સલાહ આપું છું. રજપૂતોએ સમય વર્તીને ચાલવું. આંધળીઆં કરીને દેખતી આંખે કૂવામા પડવું નહિ. તેમ કરવાથીજ સઘળાએ ખત્તા ખાધા છે ને ખાય છે. બહાદુરી ને દ્રઢતા સાથે ડહાપણ અને વિવેક અવશ્યનાં છે. આ વખતે મુસલમાનો સખ્યાબંધ છે. એટલા બધા સામા તમે ત્રણ જણા થઇને કપાઇ મરો તેથી કાંઇ આ દેશનો ઉદ્ધાર થવાનો છે ? તેને બદલે તમે ત્રણ હાલ બચ્યા હશો તો આગળ અનુકૂળ સમય આવ્યે કામમાં આવશો, માટે હમણાં તો સંતાઓ. અમારૂં તે નામ દેવાના નથી. મને પૂછશે તો મારે શો જવાબ દેવો, તે હું જાણું છું; માટે તમે તો સંતાઓ. તારી સાથે મહાસિંગ, તારો ભાઈ ને દીકરો તમે ચારે જણા કૂવામાં ઉતરીને સંતાઓ. મને ડોશીને તેઓ શું કરવાના છે ?

દુર્ગાદાસે કહ્યું, ત્યારે માજી ! તમે પણ અમારી સાથે ચાલો. કૂવો મોટો છે એટલે બધાનો સમાસ થઇ શકશે; પણ સર્વથી પહેલા તો મહાસિગ મહારાજને ઉતારો, કેમકે કજીઆનું મૂળ એઓ છે. તે જો હાથ આવ્યા તો એમનો નાશ તો તરતજ કરશે.

મહાસિંગે એ વાત કબૂલ કરી. દરવાજા બહાર મ્લેચ્છો કોટ તોડી પાડવાની બૂમો પાડતા હતા, તેવામાં મહાસિગ અને દુર્ગાદાસ વગેરે બાગમાં ગયા ને મહાસિંગને બહુ સંભાળથી પ્રથમ કૂવામાં ઉતાર્યા. તે પછી દુર્ગાદાસને ઉતારવા માટે કમરે દોરડું બાંધ્યું; પણ તેની પડખે પેલી લોઢાની પેટી હોવાથી નીચે ઉતરતાં વખતે મહાસિંગને વાગે માટે પ્રથમ તે પેટી છોડીને તે કૂવામાં મૂકી. મહાસિંગ પેટી છોડી લેતા હતા, એટલામાં કેટલાક મુસલમાન સિપાઇઓ કોટપર ચઢીને નીચે ઉતરી પડયા અને ફતેહના પોકાર મારવા લાગ્યા. અને

કૂવાની લગભગ આવી પહોંચ્યા. હવે દુર્ગાદાસ કૂવામાં ઉતરી શકે એટલો વખત નહોતો; તેથી વૃદ્ધ માજીએ કહ્યું કે, બેટાઓ ! આ આમલીના ઝાડપર ચઢી જાઓ. એની ઘટામાં અત્યારે કોઇએ જણાવાનું નથી, એમ બોલી માજી ને ચાકર મહેલમાં જતાં રહ્યાં ને દુર્ગાદાસ, તેનો પુત્ર ને ભાઇ કોઇપણ દેખે તે પહેલાં સપાટાબંધ ઝાડપર ચઢી ગયા. દુર્ગાદાસ આમલીની ગુફામાં સંતાઇને નીચેના દુશ્મનો તરફ ફરી જોવા લાગ્યો, તો દુશ્મનો ઝાડ નીચે આવતા જણાયા. "જોરાવરખાંને મારનારનું સત્યાનાશ જજો" એવી બૂમો પાડીને "ખૂન સાટે ખૂન" એમ બોલતા દુર્ગાદાસને ખોળવા લાગ્યા. એ ટોળામાં તેમનો સરદાર હતો તે બોલ્યો કે ભાઇઓ ! હું કોટ કૂદી પડયો તે વખતે મારી કોણીમાં જરા છોલાયું છે, તેથી હું અહિં ઉભો છું, એટલી વારમાં તમે બધે તપાસ કરી દુશ્મનને મુએલો કે જીવતો પકડી લાવો. એ હુકમ સાંભળી તેઓ આમતેમ ખોળવા લાગ્યા; એટલામાં જેઓ દરવાજો ઉઘાડયા પછી અંદર પેઠા હતા, તેઓ ખબર લાવ્યા કે દુશ્મનનો ક્યાં પત્તો લાગતો નથી. તેવામાં એક જણ બોલી ઉઠયો કે આ ઘરડી ડોકરી એને સંતાઇ રહેવાની જગા બતાવશે. એમ કહી નાથુને અને ઘરડાં માજીને એ સરદારની આગળ ખડાં કર્યાં. વૃદ્ધ માજી જો કે ઘરડાં હતાં, તેમના ચહેરા ઉપર કરચલીઓ વળી હતી, તોપણ તેમની વિશાળ આંખો અને ભવ્ય ચહેરો જોઇ એ સરદાર માજીની તરફ માનની નજરથી જોવા લાગ્યો. એ સરદારે કહ્યું કેઃ—"સિપાઇઓ ! તમે દૂર ખસો" એમ કહી તે માજી તરફ આગળ આવીને બોલ્યો કેઃ—"માજી ! તમે બીશો નહિ, મને માલમ નહોતું કે આ મહેલમાં આપ હશો, નહિ તો મારાં માણસોને મના કરીને હુંજ આપની પાસે આવત. આપને અહિં પકડી આણ્યાં તેથી હું દિલગીર છું અને એ બાબત આપની માફી માગું છું. અજાણ્યા જુવાનીઆઓને માલમ નથી કે વૃદ્ધ માણસને માન આપવું જોઇએ, તેમાં પણ આપ તો અબળાજાતિ છો. માજી ! હું અહીં દુર્ગાદાસને ખોળવા માટે આવ્યો છું. એણે કંટાલીઆના હાકેમ સમશેરખાંના ભત્રીજા જોરાવરખાંનું ખૂન કર્યું છે, તેથી તેને પકડીને અમે ખૂન સાટે ખૂન લઇશું. જોરાવરખાંનું ખૂન થયું ત્યાં એની તલવારનું મીણિયું પડેલું હતું, તે ઉપરથી એ ખૂન કરનાર દુર્ગાદાસજ છે એમાં લગારે શક નથી; માટે માજી ! તમે અમને કહો કે એ ક્યાં સંતાયો છે ? જો તેમ કરશો તો બાદશાહ આલમગીર તમારા ઉપર મહેરબાની કરશે."

માજીએ કહ્યું:–"ભલા માણસ ! હું દુર્ગાદાસની મા છું. તમે એને આ પ્રમાણે બોલી શા આધારે ગુન્હેગાર ગણો છો તે મને સમજાતું નથી." સરદારે કહ્યું કે:–" ફરમાનને આધારે; કે જે ફરમાન દુર્ગાદાસે તોડયું છે." માજીએ પૂછયું કે, "કયું ફરમાન ? દુર્ગાદાસ માત્ર ઇશ્વરી ફરમાન કે મારુદેશના કાયદા સિવાય બીજું કોઇ ફરમાન માનતો નથી. એ બેમાંથી એકે એણે તોડયું નથી." સરદારે કહ્યું કે, "માજી! કંટાળીઆમાં એણે જોરાવરખાંને મારી નાખ્યો છે અને બાદશાહનું ફરમાન છે કે:–" જે રાઠોડ કોઈપણ મુસલમાન સિપાઇને કે અમલદારને દુઃખ દેશે કે હરકત કરશે તો તે ગુન્હા બદલ તેને શૂળીએ ચડાવવામાં આવશે' અને એણે તો ખૂન કર્યું છે, એટલે એ શૂળીને પાત્ર ઠર્યો છે."

માજીએ કહ્યું કે:–"એ તો એક જુલમગારનો કાયદો છે. એ કાયદાને કોઇ પણ સ્વતંત્ર રાઠોડ કબૂલ રાખવાનો નથી અને કદાચ મારા દેશીઓ એ ફરમાન કબૂલ રાખે, તોપણ મારા દીકરાની બાબતમાં તો તે લાગુ પણ પડી શકતો નથી. મારો દીકરો એક રાઠોડ છે. તે મુસલમાનોનાં ખૂન કરવામાં મોટાઇ માનતો નથી; પણ જ્યારે એણે જોયું કે મુસલમાનોની એક આખી ટુકડી બે નિરાધાર રાઠોડ ઉપર તૂટી પડી છે, ત્યારે તેણે નબળા ને નિરાધારને ઘાતકીઓના ઘેરામાંથી છોડાવવાને પોતાની તલવાર ખેંચી છે. બે રાઠોડોમાંથી એક તો ત્યાંજ ઘાયલ થઇ મરાયો ને બીજો મરણતોલ થયો છે. આવા અસમાન કજીઆમાં જુલમગારની સરદારી લેનાર જોરાવરખાં મરાયો તો તે યોગ્યજ થયું છે. તેમાં દુર્ગાદાસનો કાંઇ પણ વાંક નથી; કેમકે એણે એક ઘાયલ નિરાધારને બચાવવાને તેને માર્યો છે. એ રાઠોડ સરદારના બચાવમાં સેંકડો મુસલમાન મરાયા હોત તોપણ શું હતું ?"

સરદારે આ સાંભળી પોતાના સિપાઇઓને જરા દૂર ખસવાનો હુકમ કર્યો. બાદ તે માજી તરફ ફરીને બોલ્યો, " માજી ! તમે જેવો દુર્ગાદાસનો બચાવ કરો છો તેવો બચાવ કરનાર મારા જોવામાં કોઇ અબળા ભાગ્યેજ આવી હોય. જોરાવરખાં કેવી રીતે મરાયો એ વાત મારા જાણવામાં તમે કહી ત્યારેજ આવી અને તે ખરી હશે; કેમકે એ બાયલાને હું સારી પેઠે ઓળખું છું. દુર્ગાદાસે જેવો મારા જાતભાઇઓનો બચાવ કરવાને હું યત્ન કરૂં, તેવોજ યત્ન કર્યો છે; માટે માજી ! તમે તમારો પુત્ર ગમે ત્યાં સંતાડયો હોય, પણ તે જગા આટલામાં નજીક ન હોવી જોઇએ;

કેમકે કંટાલીઆનો હાકેમ આ મકાનની આસપાસની કોઇ પણ જગા જોયા વગર રહેવા દેશે નહિ. હું હમણાં જાઉં છું પણ કાલે સવારે દુર્ગાદાસને આ ઘરમાં ફરીને આવતો અટકાવવા માટે કે ઘરમાંથી નાસી નહિ જવા દેવા માટે ચોકી મૂકવામાં આવશે." એમ બોલી તેણે નાથુને છોડી દેવા માટે પોતાનાં માણસો ને હુકમ કર્યો. મુસલમાન સરદારની આ પ્રમાણે રહેમિયત જોઈ, વૃદ્ધ માજીએ તેનો આભાર માની તેને આશીર્વાદ દીધો. એ મુસલમાન સરદાર તે મહમદખાં હતો. તેણે હુકમ કર્યો કે સિપાઈઓ ! દુર્ગાદાસ કયાંઇ છટકી ગયો છે, માટે ચાલો, સઘળા સ્વાર થાઓ ને કંટાલીએ જઇ ગામની બીજી તરફ તજવીજ કરીએ. તમે ચાલતા થાઓ, હું પણ આવું છું. એ સાંભળી સઘળા સ્વાર થઇ ચાલ્યા; એટલે નાથુ, માજી ને મહમદખાં માત્ર ત્યાં રહ્યાં. માજીએ કહ્યું, "બહાદૂર સરદાર ! તમારી આવી શુભ વર્તણુકથી હું બહુ આભારી થઇ છું અને હું પરમેશ્વર પાસે માગું છું કે આવીજ સ્થિતિમાં જો તમે કોઇવાર આવો તો તે તમારૂં રક્ષણ કરે. શૂરા સરદાર ! તમારા જેવા મુસલમાનોમાં ભલા માણસો કેટલાક છે ? હું કહું છું કે તમારા જેવા સારા સરદારો મુસલમાનોમાં હોય તો બાદશાહને મારવાડ તાબે કરવી કઠણ પડશે નહિ તમારા જેવી ભલમનસાઇથી મારવાડના સિંહો બકરા જેવા થઇને મારામારી કર્યા વિના તાબે થઇ શાંતિમાં રહેશે. મારવાડ પરતંત્ર છે, એવું તેમને જણાશે નહિ; પણ હું ધારૂં છું કે તમારા જેવા ભલા મુસલમાનો બીજા ભાગ્યેજ હશે; નહિ તો મારવાડ આટલી ત્રાહ ત્રાહ પોકારે નહિ." મહમદખાંએ કહ્યું કે, "માજી ! તમે કહો છો તે ખરૂં છે. આજના સમયમાં સર્વે અન્યાયી ને જુલમી થઇ ગયા છે. તેમના મનમાંથી ખુદાનો ડર જતો રહ્યો છે. હું તો જ્યાં જાઉં છું ત્યાં ખુદાને હાજર જાણીને મને જે સારૂં લાગે તેજ કરૂં છું. ખરા સિપાઇઅચ્ચાનું ખુદા કલ્યાણ કરે છે; એમ હું માનું છું. હું જો કે મારા સરદારને તાબે રહી બાદશાહની નોકરી બજાવું છું તોપણ મારી નોકરીનો બદલો હું માત્ર ખુદા પાસેજ માગું છું. ખુદા મને જીત આપીને કે માનમરતબો વધારીને બદલો આપો કે લડાઇમાં ઘાયલ થતાં પોતાને શરણે લઇ સ્વર્ગ આપો, તે મારે મન સરખુંજ છે. હવે માજી ! રાત ઘણી જાય છે ને ટાઢ પડે છે, માટે આપ ઘરમાં પધારો. હું રજા લઉં છું," એમ બોલી મહમદખાં ચાલ્યો; ને માજી તેને

આશીર્વાદ દઇ નાથુ સાથે ઘરમાં ગયાં.

જ્યારે આમલી નીચે મ્લેચ્છો વૃદ્ધ માજીને પકડી લાવ્યા ત્યારે દુર્ગાદાસને એટલી રીસ ચઢી કે તે અવિચારે એકદમ સઘળું જોખમ ખેડી નીચે કૂદી પડવાને તૈયાર થયો, પણ એટલામાં તો મહમદખાંના માયાળુ બોલ સાંભળીને તે શાંત પડ્યો. પાછળથી મહમદખાંએ વૃદ્ધ માજીને જે મીઠાં વચનોથી રાજી કર્યાં ને પોતાના છૂટકારા માટે જે રસ્તો બતાવ્યો તે સાંભળ્યું, ત્યારે પણ તેને એમજ લાગ્યું કે જાણે હમણાંજ જાતે જઇને મહમદખાંનો ઉપકાર માનું; પણ લગાર વધારે વિચાર કરી તે નીચે કૂદી પડતો અટક્યો. એ મહમદખાં ને સઘળા મુસલમાન સિપાઇઓ દરવાજા બહાર ગયા કે નાથુ દોડતો આમલી નીચે જઇને બોલ્યો કે, સાહેબ ! નીચે ઉતરો. હવે કોઇ પરાયું અંદર નથી. દુર્ગાદાસે ને તેના ભાઇએ નાથુનો અવાજ ઓળખ્યો ને ત્રણે જણા નીચે આવ્યા. સઘળા માજી પાસે ગયા, એટલે માજીએ કહ્યું કે, બેટા ! હવે તમે અહિંથી કોઇ સલામત જગાએ જતા રહો. મને કાંઇ અડચણ નથી ને મારૂં કોઇ નામ દેનાર નથી; પણ હમણાં ચોકીનાં માણસો આવે તે પહેલાં તમારે જવું જોઇએ. દુર્ગાદાસે કહ્યું કે, માજી ! હું એકલો જાઉં છું. જશકરણને અને આ છોકરાને તમારી પાસે રહેવા દો. માજીએ કહ્યું કે તેમ કરવાની જરૂર નથી. તારી સાથે એ બંને તને કામના થઇ પડશે ને મારે તો ચાકરો છે, એટલે કોઇની જરૂર નથી. માટે બેટા ! તમે ત્રણે જલદીથી જાઓ. પેલા પાપીઓ આવી પહોંચશે તો પછીથી જવું મુશ્કેલ પડશે. બેટા જશા ! તારા મોટા ભાઇની સાથે તું જા ને એની મદદમાં રહેજે અને આ નાનકાને પણ સાથે રાખ. એ તારા હેરાફેરા કરવાને કામ લાગશે. અને તારી સાથે દુ:ખમાં કેળવાઇને હુશિયાર થશે. નાના છોકરાને નાનપણમાંથીજ એવી મુશ્કેલીઓમાં કેળવવા એ રજપૂત માબાપોનું કામ છે; કેમકે ઘરખુણીઆ, મોંજોયા, બાયલા રજપૂતો કરતાં લડાયલા ને કસાયલા બહાદુર રજપૂતોની મારવાડને આ સમયે ઘણી જરૂર છે; માટે બેટા ! તમે ત્રણે જણા હવે જલદીથી જાઓ. ઢીલ કરવી એ જોખમભરેલું છે. જાઓ, ભવાની મા તમારૂં રક્ષણ કરશે !

દુર્ગાદાસે કહ્યું કે માજી હું જાઉં છું. આ નજીકના અરવલ્લીની કરાડમાં ઘણીએ ગુફાઓ છે તેનો હું ભોમીઓ છું. અમે ત્યાં સૂરજ ઉગતા પહેલા જઇને ભરાઇ રહીશું; ને સાંજે તમારી સુખશાંતિના સમાચાર કહેવાને નાથુને

મોકલજો. નાથુ ! તું આવે ત્યારે નજીકની કરાડમાં આવી આ સરણાઇ વગાડજે ને તેમાં " રાઠોડારી તલવાર ને મારુરી રાખડી" એ ગાજે એટલે તું આવ્યો એમ હું સમજીશ; એમ કહી દુર્ગાદાસ, જશકરણ ને તેનો દીકરો તેજકરણ ત્રણે ચાલ્યા. હવડકૂવા આગળ આવ્યા ત્યારે અંદર કોઇ હાલતું ચાલતું જણાયું નહિ. મહાસિંગને સ્થિર ચતાપાટ પડેલા દીઠા; એટલે દુર્ગાદાસે નાથુને બૂમ પાડીને કહ્યું કે અમારા ગયા પછી તું આપણા ચાકરોને એકઠા કરી મહાસિંગને બહાર કહાડજે ને જો એ હયાત હોય તો અત્યારેજ તેમને વિદાય કરી દેજે; પણ મને લાગે છે કે એ મરી ગયા છે માટે તેમને અત્યારેજ અગ્નિદાહ દેજો ને મને ખબર મોકલજો અને માજી ! પેલી લોઢાની પેટી તમે જીવની પેઠે સાચવજો; પણ એમાં શું છે તે જોશો નહિ. એ પ્રમાણે સૂચના આપીને ત્રણે જણા તલવાર, ભાલો વગેરે હથીઆર ભીડી પાછલે બારણે થઇ ચાલી નીકળ્યા ને થોડીવારમાં દેખાતા બંધ થયા.

માજી ઘરમાં આવીને પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં કે, હે પ્રભુ ! તું મારા દીકરાઓનું રક્ષણ કરજે અને તેમને જલદીથી મારા ભેળા મેળવજે. એમ કહી નાથુને કહ્યું કે અલ્યા નાથુ ! તું તારી જગાએ જઇને સૂઇ જા ને આરામ લે. મને તો હવે ઉંઘ આવવાની નથી. મારા છોકરા ગયાથી મારી ઉંઘ તો તેમની પછવાડે ગઇ છે. તું થોડીવાર આરામ લઈ લે કે પછી આપણે મહાસિંગના મુડદાને અને પેલી પેટીને બહાર કહાડીએ. મહાસિંગને અગ્નિસંસ્કાર કરવો જોઇએ, તેમ પેલી પેટીને પણ જીવની પેઠે સાચવી રાખવી જોઇએ. એ પેટીના રક્ષણમાં તો મારા દીકરાની આબરૂ રહેલી છે. નાથુએ કહ્યું, ઠીક, માજી ! હું જાઉં છું ને આપ પણ આરામ લો. એમ કહી તે જૂદા ઓરડામાં ગયો. આખા મકાનમાં તજવીજ કરી તો બીજો કોઇ ચાકર જણાયો નહિ. કેટલાક નાસી ગયા હતા ને કેટલાકને તો મોગલલશ્કરે કેદ કરી મોકલી દીધા હતા, તેથી નાથુએ ધાર્યું કે સવારે નાઠેલામાંના કોઇ કોઈ તો પાછા આવશે. તે નહિ આવે તો આસપાસનાં ઝૂંપડાંમાંથી સવારે કેટલાક બહાદુર મરદોને લાવીને ઘરડાં માજીના રક્ષણાર્થે રાખી હું દુર્ગાદાસ પાસે જઇ ખબર લાવીશ. એમ વિચારી તે સવાર થવાની રાહ જોતો પથારીમાં સૂતો.

એટલામાં દૂરથી તેના કાનમાં ઘોડાની પડઘીઓ વાગતી સંભળાઇ. થોડી વાર ધારીને સાંભળે છે એટલામાં તો ઘરનો વરંડો મુસલમાન સિપાઈઓથી ભરાઇ

ગયો. તે જોઇ એ વૃદ્ધ માજીના ઓરડામાં દોડી ગયો. ત્યાં જતામાંજ મુસલમાનોએ તેને પકડયો ને કહ્યું કે અરે ગદ્ધા ! ખુની દુર્ગાદાસ ક્યાં છે ? તે કહે; નહિ તો જુલમથી કહેવાની જરૂર પાડીશું. નાથુ એ સાંભળી કંપ્યો; તે પોતાના જીવ માટે નહિ, પણ વૃદ્ધ માજીના બચાવ માટે. તેણે કહ્યું કે,"મારો માલિક તો અહિંયાં નથી." મુસલમાન સરદારે પૂછ્યું કે,"ક્યાં છે?" નાથુએ કહ્યું કે, "હું નથી જાણતો."

સરદારે કહ્યું, રે ગદ્ધા ! હમણાં તને જાણવાની જરૂર પાડીશું. વારૂ, એની સ્ત્રી અને ડોશી ક્યાં છે? એમ બોલી એનાં માણસોને હુકમ કર્યો કે તેમને ખોળી કહાડો. એ સાંભળતાંજ સિપાઇઓ આસપાસ દોડયા ને પલકવારમાં ડોશીને પકડીને મુસલમાન સરદારની નજીક લાવ્યા. એ જોઇ નાથુનો જીવ કપાઇ ગયો; પણ શું કરવુ તે સૂઝે નહિ. રજપૂતની સ્ત્રીને મુસલમાનો પકડી લાવ્યા. જે કોઇને મોં બતાવે નહિ, તેને લશ્કર વચ્ચે ઉઘાડે મોઢે ઉભી રાખી. તે જોઇ નાથુને ઘણું લાગ્યું; પણ શું કરે? મુસલમાનોએ તેને મજબૂત પકડેલો હતો. તેણે ઘણોએ યત્ન કર્યો પણ એ રાક્ષસો આગળ તે વ્યર્થ ગયો.

મુસલમાન સરદારે માજી તરફ ફરીને કહ્યું કે, હું કંટાળીઆનો કિલ્લેદાર છું. હું બાદશાહ આલમગીરની આણ દઈ તમને ત્રણ સવાલના જવાબ દેવાનો હુકમ કરૂં છું. જો સાચા જવાબ દેશો તો ઠીક છે, નહિ તો મોત નજીક આવ્યું જાણજો. ૧ લું તો મારા ભત્રીજાનું ખૂન કરનાર દુર્ગાદાસ ક્યાં છે? ૨ જું પેલો બીજો રાઠોડ સરદાર કોણ હતો કે જેને માટે મારો ભત્રીજો મરાયો? ને એ સરદાર ક્યાં છે? એના ને એના કુટુંબ ઉપર વેર લઇશ ત્યારે જંપીશ. ૩ જું દુર્ગાદાસ પેલી ઝવેરાતભરેલી પેટી ચોરી લાવ્યો છે તે પેટી ક્યાં છે? એ ત્રણે સવાલના જવાબ તમારા જીવને જોખમે આપજો; પરંતુ એ સવાલો સાંભળી તે મૂગી રહી, તેથી સુબાએ કહ્યું કે તમારે જાણવું કે જેમ હું વેર લેનાર છું તેમ બદલો વાળી આપું એવો પણ છું. જો સાચું કહેશો તો પુષ્કળ ધન આપીશ, પણ જો નહિ કહો તો તમારો જીવ મારા હાથમાં છે.

આ સાંભળી માજી બોલ્યાં કે મને વૃદ્ધને મરવાનો શો ભય છે. હું તો મરવાની તૈયારીમાંજ છું. એમ બોલી એમને જે સિપાઇએ પકડયાં હતાં તેના આધારે ઉભાં રહ્યાં.

આ સાંભળી સુબો બહુ ગુસ્સે થયો. તેણે ધાર્યું કે ડોસી લલચાય કે ગુસ્સાની દરકાર રાખે એવી નથી; તેથી તે નરમાશથી બોલ્યો કે માજી! તમે દુર્ગાદાસ ક્યાં છે તે કહો. જો સાચી વાત કહેશો તો હું બાદશાહને લખીને એનો ગુન્હો માફ કરાવીશ; પણ મારા ભત્રીજાનું ખૂન જેને માટે થયું તેના ઉપર તો વેર લઇશજ. વળી તેની જાગીર ખૂચી લઇ હું જશાને અપાવીશ; પણ જો સાચું નહિ બોલો તો સઘળાના જીવ જોખમમાં આવશે એમ નક્કી જાણવું.

માજી બોલ્યાં, "તમારા લોકોનો શો વિશ્વાસ? "અબી બોલ્યા ને અબી ફોક" દગાખોરનો વિશ્વાસ કરનાર હમેશાં માર્યા જાય છે. તમે શામાટે ખોટી થાઓ છો? હું વૃદ્ધ છું ને મરવાની અણી ઉપર આવેલી છું. તમે ગમે તેવી લાલચ આપો કે ધમકી આપો, તોપણ હું મારા દીકરાનો જીવ જોખમમાં નાખનાર નથી. એ જ્યાં હોય ત્યાંથી ખોળી લો. હું તમને કહેનાર નથી એ નક્કી સમજજો. વૃદ્ધ માણસને છોકરા સલામત મૂકીને મરવા જેવું બીજું સુખ નથી." આટલું બોલી ડોશી થાકથી નીચે બેસી ગયાં.

સુબો આથી વધારે ગુસ્સે ભરાયો. તેની વેર લેવાની વસ્તુનો પત્તો નહિ લાગ્યાથી તેણે ગુસ્સામાં તલવાર ખેંચી. તેણે કહ્યું ડોશી! તું મને પગે શામાટે લાગે છે? પગે લાગ્યાથી હું જંપું કે પાછો હઠું એવો નથી. દુર્ગાદાસનું રહેઠાણ બતાવ નહિ તો આજ ક્ષણે તારો જીવ ગયો જાણજે.

ડોશીએ કહ્યું કે મ્લેચ્છ! તું દૂર ખસ. હું પરમેશ્વર વગર કોઇને પગે લાગતી નથી. હું તે પરમ કૃપાળુ પ્રભુને વિનવું છું કે તે મારા પુત્રોને સલામત રાખે; અને ઔરંગઝેબ કે તારા જેવા તેના જુલમી નાયકોના હાથમાં જતો તેને બચાવે. તારા જેવા પાપીને પગે લાગીને હું અપવિત્ર થવાની નથી.

આ સાંભળી સમશેરખાંને પગથી માથાલગી જ્વાળા પ્રકટી. તેણે ગુસ્સાના આવેશમાં આ અબળા ડોસી ઉપર એવો તો તલવારનો ઘા કર્યો કે જો નાથુ વચમાં આવી પડયો ન હોત તો તેના તેજ ક્ષણે બે કડકા થઇ ગયા હોત. સુબાએ ડોશી ઉપર તલવાર ઉગામી કે નાથુને જેણે પકડયો હતો તેના હાથમાંથી એટલું જોર કરીને તે છટકયો કે એ ઘાતકી સુબાનો ઝટકો થોડો તેણે ઝીલી લીધો; એથી એ પણ ઘાયલ થઇ નીચે પડયો. ડોશી "પ્રભુ મારા છોકરાઓનું રક્ષણ કરજે" એટલું બોલતાં બોલતાં નીચે પડી ને તેજ ક્ષણે તેનો આત્મા સદ્‌ગતિ પામ્યો ને નાથુ તેના શબ ઉપર બેભાન થઇને પડયો.

આ જોઇ સઘળા સિપાઇઓ સ્તબ્ધ થઇ ગયા. તેઓ પરધર્મી અને રજપૂતોના કટ્ટા શત્રુ હતા; તોપણ આ રીતે આ બે નિરપરાધીઓનાં ખૂન થએલાં જોઇ તેઓ નરમ પડયા. તેમના સરદારનું આ કૃત્ય તેમને નાપસંદ પડયું હોય એવું તેમના ચહેરા ઉપરથી જણાયું. તેથી સમશેરખાં બોલ્યો કે ભાઇઓ ! હવે તમે બધા ચાલો. આપણે કંટાલીએ જઇએ. આજની રાતની તમારી નોકરીના બદલામાં આ બળવાખોરનું ઘર લૂંટી લઇ જાઓ. મારી તમને રજા છે. એ સાભળી દૂરથી એક અવાજ આવ્યો કે:–" ખુદા અમને એવું કામ ન કરાવે. જે ખુદાનો ચોર હશે તે આ ધણી વગરના ઘરમાંથી રાતી પાઇ પણ લઇ જશે." સઘળા સિપાઇઓ ઘરમાંની એક પણ જણસને હાથ અડાડયા વગર એક પછી એક એમ પોતાના સરદારનો હુકમ માથે ચઢાવી કંટાળીએ જવા નીકળ્યા. એવામાં એક જણ સમશેરખાંની નજીક આવીને મડદાં તરફ નિહાળીને નીચી દષ્ટિએ જોઇ રહ્યો. એ જોઈ સમશેરખાં બોલ્યો:" કેમ ખુદાબક્ષ, તમે અહિં ઉભા છો ? ચાલ્યા જાઓ. ચાલો આપણે જઇએ." ખુદાબક્ષે કહ્યુ :–"હવે હું તમારી સાથે આવવાનો નથી." સમશેરખાંએ કહ્યું કે, "શું તમે તમારા સરદારનો હુકમ તોડો છો ? " ખુદાબક્ષે કહ્યું કે, "હવે તમે **મારા સરદાર નથી ને હું તમારો સિપાઇ નથી. હવે તમને મારા ઉપર હુકમ કરવાની સત્તા નથી. તમે આજે આ બે નિરપરાધીઓનાં ખૂન કરી મારા ઉપરની તમારી સત્તા ખોઇ છે. તમારા જેવા ખૂનીની તાબેદારી હવે હું કરવાનો નથી. બાદશાહે પંડે તમને આવાં ખૂન કરવાને મોકલ્યા નથી. હું બાદશાહના સામો થતો નથો. માત્ર તમારા જેવા પાપીના સામો થાઉં છું."**

સમશેરખાને આથી બહુ ગુસ્સો ચઢયો. તે બોલ્યો શું તું મારો હુકમ નહિ માને ? એમ બોલી તલવાર લઇ જેવો તેના ઉપર ઘા કરવા જાય છે કે ખુદાબક્ષે પોતાની તલવારપર તેનો ઘા ઝીલી લઇ બીજે હાથે તેને કાંડામાંથી પકડી તલવાર ઝુંટાવી લીધી. તેણે પોતાનાં માણુસોને મદદે આવવાને બૂમ પાડી; પરંતુ એક પણ સિપાઇ એની બૂમ સાંભળે તેટલો નજીક નહોતો. ખુદાબક્ષે હથીઆર નીચે મૂકી સમશેરખાંને પકડીને નીચે પાડયો ને પોતે તેની છાતી ઉપર ચઢી બેઠો. પછી તેનીજ કટાર ખેંચી કહાડી તે બોલ્યો કે બોલ, ખુની ! હવે તને કોઇ બચાવનાર છે ? હવે તારો જીવ મારા હાથમાં છે કે નહિ. તેં

જેવાં આ નિરપરાધિઓનાં ખૂન કર્યાં તેવું મારે તારૂં ખૂન કરવું હોય તો વાર છે ? તું તો પાપી પણ છે;તથાપિ તારા જેવા પાપીના લોહીથી હું મારા હાથ અપવિત્ર કરવાનો નથી; મારૂં એ કામ નથી. મારે તો માત્ર મારોજ બચાવ કરવાનો છે. હવે તું કુરાનના સોગન ખાઇ પ્રતિજ્ઞા કર કે તને છોડયા પછી અને તારાં માણુસના ભેળા થયા પછી તું મારા ઉપર વેર લેશે નહિ. હથીઆરવગરનાં, કબજે આવેલાં, નિરપરાધી તથા અબળાનાં ખૂન કરનાર હીચકારા હોય છે. એ સાંભળી સમશેરખાં ધ્રૂજવા લાગ્યો ને પોતાનો જીવ બચાવવાને આજીજી કરવા લાગ્યો. તેણે પ્રતિજ્ઞા લીધી કે તારૂં કોઇવાર નામ નહિ દઉં. તું મને ઉગાર ને જીવતો સલામત જવા દે. ખુદાબક્ષે મોટા દીલથી તેને છોડી દીધો ને જવાની રજા આપી. સમશેરખાંનો ઘોડો તૈયાર હતો. તે ઘોડા ઉપર સ્વાર થવા જતો હતો પણ ખુદાબક્ષે તેને અટકાવ્યો. તેણે કહ્યું કે હું તને ઓળખું છું. ગમે તેવી પ્રતિજ્ઞા લીધા છતાં તારો લાગ ફાવે તો તું વેર લીધા વગર રહે તેવો નથી. તારા જેવા હીચકારાનો શો ભરોસો ? માટે તું ચાલતો જા, એટલે તારાં માણુસો ભેળા થતાં વાર લાગશે, ત્યાંસુધીમાં તો હું કયાંનો કયાંય નીકળી જઇશ; તેથી સમશેરખાં નાઇલાજે ચાલતો કંટાળીએ જવા નીકળ્યો.

ખુદાબક્ષે ધાર્યું કે આ જગ્યાએ હવે વધારે વાર રહેવાથી સમશેરખાં જેવા ખુનીના હાથમાં સપડાઇ જઇશું અને જો તેમ થયું તો પછી જીવ ઉગરવાની આશા રાખવી વ્યર્થ છે; માટે હમણાં આ પાસેના ડુંગરામાં ભરાઇ રહેવું અને લાગ આવેથી દક્ષિણમાં બાદશાહી લશ્કરમાં સામેલ થઇ જવું. એવો વિચાર કરી અંદરના ઓરડામાં જ્યાં બે મુડદાં પડેલાં હતાં ત્યાં આવ્યો, તો તે શબ હાલતું જણાયું. તેથી તે નજીક આવી વૃદ્ધ માજીના મડદાને જોવા લાગ્યો તો તે ઠંડુ જણાયું. તેને એટલો કારી જખમ લાગ્યો હતો ને તેમાંથી એટલું બધું લોહી વહ્યું હતું કે હવે તેને ફરી ઉઠવાની આશા નહોતી માજી તો જખમ થવાની સાથેજ લોથ થઇ પડયાં હતાં, પણ નાથુનું શબ ખુદાબક્ષને હાલતું જણાયું. તેણે ધારીને જોયું તો નાથુમાં જીવ જણાયો. તેણે નાથુને જાગૃત કર્યો ને તેના ઉપર થોડું પાણી છાંટી જખમ ઉપર મજબૂત પાટો બાંધી દીધો. નાથુએ આંખો ઉઘાડીને જોયું તો મુસલમાન સિપાઇને દીઠાથી નિસાસો નાખીને ફરીથી આંખો મીંચી. ખુદાબક્ષે કહ્યું કે, બહાદૂર ને વિશ્વાસુ રજપૂત ! તું મારા ઉપર વિશ્વાસ રાખ. હું પણ તારા જેવો માણુસ છું. હું જો કે મુસલમાન છું, તથાપિ નિરાધાર ને વૃદ્ધ માણુસોનો દુશ્મન નથી.

આવા બોલ સાંભળી નાથુને હિંમત આવી. તેણે ખુદાબક્ષ તરફ નજર કરી; પણ એટલામાં તેને વૃદ્ધ માજી યાદ આવ્યાથી તે તેમના તરફ જોવા લાગ્યો. તે બોલ્યો અરે માજી ! તમારી આ શી દશા ? એમ બોલી તે માજીના શબ તરફ જવાને ઉઠતાં પડી ગયો. ખુદાબક્ષે તેને ઝાલી લીધો. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. દયાળુ ખુદાબક્ષ બોલ્યો કે પાપી સમશેરખાં ! તારો પણ વારો ખુદા લાવશે. નાથુએ કહ્યું કે, આજની રાતનું વૈર લેનાર બહાદુર દુર્ગાદાસ અહિથી દૂર નથી. તે હયાત છે અને તે પોતાની માતાના ખૂનનો બદલો લેશે ! ભાઇ તમે રડો છો શા સારૂ ? મને આશા છે કે મારાથી હમણાં જે બોલાઇ જવાયું તે તમે સમશેરખાંને કહી દેશો નહિ.

ખુદાબક્ષે કહ્યું કે હું મુસલમાન બચ્ચો છું ને ખરો દીનવાળો કોઇવાર વિશ્વાસઘાત કરતો નથી ખુદા તારા ધણીને સલામત રાખો અને તને એના ભેગો કરો; પણ હવે આપણે બંને જણાએ ઉતાવળ કરવી જોઇએ; કેમકે સમશેરખાં મારી શોધ માટે ખસુસ માણસો મોકલશે. મેં તેના મોં ઉપર જે સત્ય કહ્યું છે તે તેને લાગ્યા વિના રહ્યું નહિ હોવ ને જો હું પકડાયો તો મારો જીવ બચવાનો નથી; માટે ભાઈ ! ચાલ, હું તને મદદ કરૂ ને આપણે આ વૃદ્ધ માજીને ઠેકાણે પાડીએ ને પછી છૂટા પડીએ.

નાથુ માજી તરફ ફરીને રડવા લાગ્યો. તે બોલ્યો માજી ! તમારા પહેલાં મારૂં મોત કાં ન આવ્યું ? જેણે આજ સુધી મને ઉછેરીને મોટો કર્યો ને છોકરાની પેઠે પાળ્યો, તેના હયાતિમાં તેનીજ સમક્ષ તમારે ખુનીને હાથે મરવાનું આવ્યુ ! હાય હાય ! હવે હું શું કરૂ ? મારા ધણીને હું શો જવાબ દઇશ ? દુર્ગાદાસને હું મળીશ ત્યારે તે આતુરતાથી પોતાના માજીની ખબર મને પૂછશે. ત્યારે હું શું કહીશ ? શિવ શિવ ! ઓ ભગવાન ! તેં આ માઠા સમાચાર આપવાને મને કયાં જીવતો રાખ્યો ? એમ બોલતાં બોલતાં તે નીચે ઢળી પડયો. ખુદાબક્ષે જાણ્યુ કે આ ભલો માણુસ આવી મરણતોલ દીલગીરીમાંજ ડોશીની સાથે જશે; તેથી તેણે કહ્યું કે ભલા માણુસ ! તું આવી દીલગીરી કરી તારો જીવ નકામો ન ગુમાવ. હજુ તારે તારા ધણીને માટે, તેને આવા સમયમાં મદદ કરવાને જીવવાની જરૂર છે, માટે હિંમત રાખ. ઉઠ, ઉભો થા અને આ મુડદાને ઠેકાણે પાડવામાં મને મદદ કર. મરદ થઇને હિંમત કેમ રાખતો નથી ? રજપૂત થઇને સ્ત્રીઓની પેઠે બાયલો શું બને છે ? હજુ તો

તારા માલિકને તારી ઘણી જરૂર પડશે. આ શબ્દો સાંભળી નાથુને હિંમત આવી. તે ઉઠયો ને બંનેએ મળીને માજીના મડદાને એ મકાનમાં માતાના મંદિરમાં મૂકી બારણાં બંધ કર્યાં. પછી માજીના આત્માના કલ્યાણાર્થે નાથુ પરમેશ્વરની પ્રાર્થના કરી પાછો ફર્યો.

પાછા વળતાં બંને કૂવા આગળ આવ્યા ત્યારે કૂવામાં કોઇ નિસાસા નાખતું સંભળાયું. તેથી ખુદાબક્ષે પૂછ્યું કે, આ કૂવામાં કોણ છે? નાથુએ કહ્યું કે શું તે જીવે છે? એમ કહી કૂવામાં નજર કરી તો મહાસિંગે કહ્યુ કે ભાઇ! હું જીવું છું. જો બહાર સઘળું સલામત હોય તો ખુલ્લી હવા લેવાને મને ઉપર કહાડ. નાથુએ દોરડું મૂક્યું અને કહ્યું કે દોરડાને છેડે પેટી બાંધીને પછી તમે ઉપર આવો. એ પ્રમાણે કરી મહાસિંગ ઉપર આવ્યો ને થોડીવારમાં સાવધ થઇ તેણે નાથુ પાસે પાણી માગ્યું. નાથુ પાણી લેવા ગયો. ખુદાબક્ષ અજાયબ થયો કે આ શું દુર્ગાદાસ છે કે જેને માટે મુસલમાનો ડરી મરે છે? તે દુર્ગાદાસ શું આવો વૃદ્ધ અને નાકૌવત હશે? આમ વિચાર કરે છે એટલામાં મહાસિંગે આંખ ઉચી કરી દુર્ગાદાસ માટે પૂછપરછ કરવા ધાર્યું; પણ પાસે ઉભેલા મુસલમાન સિપાઇને જોઇને તે ચમકયો તેથી તેણે તેને દઢતાથી પૂછ્યું કે વળી તું કોણ છે?

ખુદાબક્ષે કહ્યું કે હું મુસલમાન છું; પણ મુસલમાન નામને એબ લગાડનાર ખુની સમશેરખાં જેવો ઘાતકી નથી. બહાદૂર દુર્ગાદાસ! તમને અહિંથી નાસી જવામાં મદદ કરીશ અને પછી હું દક્ષિણમાં જઇ મારા બાદશાહની નોકરી બજાવીશ. મહાસિંગે નિશ્ચિંતપણે તેના તરફ જોઇને કહ્યુ કે તમે ભૂલો છો. હું દુર્ગાદાસ નથી. એટલામાં નાથુ પાણી લઇને આવ્યો; તેમાંથી થોડું પીને તેણે તેને પૂછ્યું કે કેમ અલ્યા! તારો ધણી સલામત તો છેને?

નાથુએ કહ્યું કે હા સાહેબ! હું ધારૂં છુ કે એ સલામત છે; પણ એમના ગયા પછી અહિંયાં એક ઘાતકીરીતે ખૂન થયું છે; માટે તમારે અહિયાંથી જલદીથી ભાગી જવું જોઇએ. મહાસિંગે પૂછયું, પણ વૃદ્ધ માજી તો અહિયાં છે ને? તેમને તો કાંઇ ભય નથી? જો તેમ હોય તો તેમને ભયમાં રાખી આપણે ભાગી કેમ જવાય? નાથુએ કહ્યું કે એમને તો ભય કે બીક કાંઇ નથી. હવે તેમના આત્માને કોઇ પણ ખુનીની તલવાર પહોંચી શકે તેમ નથી. તેમનો આત્મા તો ક્યારનોએ સ્વર્ગે પહોંચી ગયો છે. મહાસિંગે પૂછ્યું કે ત્યારે શું

બાજીનું એ ખુનીઓએ ખૂન કર્યું છે? નાથુએ તેનો જવાબ માત્ર આંસુથી વાળ્યો; પણ ખુદાબક્ષે કહ્યુ કે હાજી. એમનું સમશેરખાં ખુનીએ ખુન કર્યું છે ને તેથીજ હું તેની નોકરી છોડી દઇ અહીં રહ્યો છું; પણ હવે એ પાપી પાછો અહિં આવશે. માટે આ જગાએથી આપણે જલદીથી જતા રહેવું જોઇએ; નહિ તો આપણે એના ગુસ્સાના ભોગ થઇ પડીશું. બાજીના શબને અમે બંનેએ મળી ઠેકાણે પાડયું છે.

આ વાત સાંભળી મહાસિંગે ધાર્યું કે ખરી વાત છે. અહિંથી આજ ક્ષણે આપણે જવું જોઇએ; માટે નાથુ ! જલદીથી ઘોડા તૈયાર કરી લાવ. મહાસિંગ ઘાયલ થયો હતો ને કૂવામાં બેભાન થયો હતો; તથાપિ આ વાતથી એને એટલું બળ આવ્યું કે તે ઘોડા ઉપર સુખેથી સવાર થઇ શકશે, એમ જણાયું. નાથુ બે ઘોડા લાવ્યો. એક મહાસિંગને સારૂ ને બીજો ખુદાબક્ષ સારૂ. તેણે કહ્યું કે મારે તો મારા ધણી પાસે જવાનું હોવાથી ખડકોમાં ચાલવાનું છે તેથી ઘોડાની જરૂર નથી; પણ તમે બે જણા સ્વાર થઇ જાઓ. મહાસિંગને કહ્યું કે આ ભાઇ તમારા ગામસુધી તમારી સાથે આવશે અને આ પેટીને તથા તમને સલામત પહોંચાડશે. એ પેટીને દુર્ગાદાસ જીવની પેઠે જાળવે છે. એમાં શું છે તે જોવાની મના છે, એમાં શું છે તે એ પોતે પણ જાણતા નથી; માટે દુર્ગાદાસના જીવની ખાતર એ પેટીને સાચવજો; ને અંદર શું છે તે જોશો નહિ. જ્યારે દેશમાં શાંતિ થશે ત્યારે તેઓ એ પેટીની ભાળ લેવા તમારી પાસે આવશે.

ખુદાબક્ષે કહ્યું, અરે ! એ પેટીએજ આ બધી મોંકાણ વાળી તો. એનેજ માટે ખુની સમશેરખાં અહિં આવ્યો હતો. એ પેટી ન હોત તો એમાંનું કાંઇએ ન બનત. મહાસિંગે પૂછ્યુ, કેમ વારૂ ? એ પેટીનો શો વાંક હતો ? ખુદાબક્ષે કહ્યું કે અહિં મોકલેલું લશ્કર પ્રથમ પાછુ આવ્યું કે તે પછી તરતજ સમશેરખાં પાસે આઉવા મોકલેલા મોગલલશ્કરનો સરદાર આવ્યો. તેણે જાહેર કર્યું કે દુર્ગાદાસ આઉવે આવ્યો હતો તે પાછો ફર્યો ત્યારે તેની બગલમાં તેનાં માણસોએ એક લોઢાની પેટી જોઇ હતી; પણ તેમાં શું હશે, તેનો તે વખતે કોઇને વહેમ આવ્યો નહિ; પણ એના ગયા પછી ચાંપાવતને લોઢાની પેટી ને ઝવેરાત બાબત બબડતો સાંભળ્યો, ત્યારે સિપાઇઓને વહેમ પડયાથી તેમણે એ વાત મને જાહેર કરી તેથી મેં થોડાં માણસો સાથે એની પૂંઠ પકડી; પણ વચમાં ઘણો વખત વહી ગયાથી ને માર્ગ વિકટ હોવાથી તેને

પકડી શકાયો નથી, તેથી એ વાત આપને જાહેર કરવાને હું અહિં આવ્યો છું.

પોતાના ભત્રીજાનું ખુન કર્યાના સમાચારથી અને આઉવાનો ખજાનો આ રીતે લઇ આવ્યાથી દુર્ગાદાસ ઉપર વેર લેવાનો અને ખજાનો પાછો છીનવી લેવાનો નિશ્ચય કરીને સમશેરખાએ પોતાના લશ્કરને તૈયાર કર્યું. તેવામાં વળી દુર્ગાદાસના એક માણસને પ્રથમ પકડી આણ્યો હતો, તેને મારની ધમકી આપ્યાથી તેણે ખબર આપી કે પ્રથમ હુમલા વખતેજ દુર્ગાદાસ ઘરમાં હતો, એટલુંજ નહિ પણ જેને દુર્ગાદાસ છોડવી લાવ્યો હતો તે ઠાકોર પણ ઘરમાં હતો. આ સમાચાર સાંભળીને સમશેરખાં બમણા આવેશથી તાકીદે આવવા નીકળ્યો. તે વખતે એણે અહીઆં જે ઘાતકી કામ કર્યું તે કરવાનો એણે સ્વપ્નમાં પણ વિચાર કર્યો નહિ હોય. ઠાકોર સાહેબ ! એનો વિચાર તો માત્ર તમારી પાસેથી ધન કઢાવવું અને પેલી ઝવેરાતની પેટી લઇ જવી, એટલોજ હતો; પણ તેમાં નિષ્ફળ જવાથી ગુસ્સામાં એણે આ ઘાતકી કામ કરી અમારી જાતને એબ લગાડી છે.

મહાસિંગે કહ્યું, અરે ધિક્કાર છે એને અને એના ધનલોભને ! એ પેટીમાં તો હું ધારૂં છું કે કાંઇએ નહિ હોય. દુર્ગાદાસ એના કિંમતીપણાને લીધે એને આટલી જાળવે એમ સંભવતું નથી; પણ મને લાગે છે કે એની આઉવાવાળા મારા ભાઇએ સુપ્રત કરી હશે; તેથી એને આટલી સાચવે છે. નાથુએ કહ્યું કે, હા મહારાજ ! એમજ હશે; કેમકે આઉવાવાળા ચાંપાવત મહારાજ એમને તેડી ગયા હતા અને ત્યાંથીજ એ પેટી લાવ્યા છે. એ પેટીમાં શું છે તે એમને પણ માલમ નથી ને તે ઉઘાડીને જોવાની મના કરી છે. એ પેટી જ્યારે એમણે વૃદ્ધ માજીને સોંપી ત્યારે પોતાની આબરૂની ખાતર એને સાચવવા કહ્યું હતું; માટે મહારાજ ! આપ પણ એની એજ પ્રમાણે સંભાળ રાખજો.

ખુદાબક્ષના કહેવાથી નાથુએ ઘરમાંથી રજપૂતી પોશાક આણી આપ્યો. તે ખુદાબક્ષે પહેર્યો કે જેથી તે મુસલમાન જણાઇ આવે નહિ. પછી મહાસિંગે પેલી પેટી પોતાની પાસે લીધી ને કહ્યું કે એ પેટીની સંભાળ આ ખોળીઆમાં જીવ છે ત્યાંસુધી રાખીશ. એ વાતની તારે ફિકર કરવી નહિ. એમ કહી પોતાની વીંટી નાથુને આપી કહ્યું કે આ વીંટી દુર્ગાદાસને આપજે ને કહેજે કે, જે કોઇ આ વીંટી લઇને આવશે તેના કહેવા પ્રમાણે હું મરવાનું હશે તોપણ તૈયાર થઇશ; કેમકે મારી ખાતર એને જે જે સહન કરવું પડયું છે તે

હું જન્મપર્યંત ભૂલવાનો નથી અને તેનો બદલો વાળી શકવાનો નથી. હવે અમારી દોરતી મુવે છૂટશે; માટે દુર્ગાદાસને કહેવું કે તમે માંડે આવજો. તમારા આવ્યાથી મને સુખ મળશે.

નાથુએ નમીને સલામ કરી વીંટી લીધી ને મહાસિંગનો સદેશો બોલે બોલ દુર્ગાદાસને કહેવાનું કબૂલ કર્યું ને રામ રામ કરી છૂટો પડયો. નાથુ પોતાના ધણીની ખોળમાં અને મહાસિંગ ને ખુદાબક્ષ, માંડે જવા નીકળ્યા. બને માર્ગ નોખા હોવાથી તથા વચમાં ખાડાટેકરા આવવાથી થોડીવારમાં તેમના ઘોડાની પડઘીઓ પણ સંભળાતી બંધ પડી.

# પ્રકરણ ૫ મું-

## દુર્ગાદાસનો અરણ્યવાસ

નાથુ એકલો પડયા પછી કલ્યાણગઢને સલામ કરી ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં તે મનમાં બોલવા લાગ્યો કે ઓ પ્રભુ ! તેં આ શું કર્યું ? કલ્યાણગઢના ઠાકોરના મહેલની આ દશા ! ગઈ કાલે જે મહેલમાં આનદ વર્તાતો હતો, તે આજે સ્મશાનવત્ કરી નાખ્યો ! ચાકરો નાસી ગયા ! ઘરધણીઓને છુપાઈ રહેવા વારો આવ્યો ને વૃદ્ધ માજીનું ખૂન થયું; અને રે પ્રભુ ! એ મડદાને અગ્નિદાહ દેવા વારો પણ આવ્યો નહિ ! શિવ શિવ ! જે મહેલમાં કાલે કલ્લોલ અને આનંદ વર્તાઇ રહ્યો હતો ત્યાં આજે કાગડાને કલ્લોલ કરવાનો વખત આવ્યો અને એ માઠા સમાચાર લઇ જવાનું આ પાપી જીવને માથે પડયું. હર ! હર ! પ્રભુ ! તું મારા ધણીને કુશળ રાખજે ને તેમને હિંમત આપજે, એટલે આવા મહેલની શી ખોટ છે ! આ પ્રમાણે અવારનવાર વિચારમાં તલ્લીન થયેલો નાથુ ખાડાટેકરા ચઢતો ને ઉતરતો અરવલ્લીની કરાડમાં આવી પહોચ્યો. રાતના અણચિંત્યા બનાવથી ભયભીત થઇ કલ્યાણગઢના કોળી લોકો સઘળા પોતપોતાનાં સગાંવહાલાં પાસે રાત્રેજ નાસી ગયા હતા; અને શાંતિ થયા પછી પાછા ઘર સંભાળવા આવીશું એવા વિચારથી સઘળા જ્યાં ત્યાં વેરાઇ ગયા હતા; તેથી નાથુની દષ્ટિએ કોઈ કાળા માથા-

નું માનવી પડયું નહિ. તેને થોડો વિસામો લેવાને બેસવાનું કહેનાર કે પાણી પીવાની ખબર પૂછનાર પણ કોઇ નહોતું. સઘળું શાંત હતું. એ રસ્તો એવો આડફેટો હતો કે કોઇ મોગલ સિપાઇ પણ એને મળ્યો નહિ. નાથુ બગલમાં તલવાર મારી ઉપર કામળો લઇ આગળ ચાલ્યો. એમ કરતાં એને લાગ્યુ કે હવે આપણા ધણીને છુપાઇ રહેવાની જગાની નજીક આવ્યો છું. એ જગાનો નાથુ ભોમીઓ હતો; પણ પોતે વૃદ્ધ હોવાથી અને રાત્રિનો જખમાયલો હોવાથી તે થાકયો, એટલે અરવલ્લીની કરાડમાં એક શિલા ઉપર છાયામાં તે બેઠો.

બપોર થવા આવ્યા. સૂર્ય માથે આવ્યો એટલે નાથુ ઉઠયો ને થોડું પાણી પી આગળ ચાલવા લાગ્યો. નદીનો વાંકાચુકો સર્પાકાર વાંક પસાર કરતાં છેવટે તે દુર્ગાદાસની કહેલી જગા ઉપર પાછલે પહોરે આવી પહોંચ્યો. ત્યાં આવી નાથુએ શરણાઇ હાથમાં લીધી. " રાઠોડારી તલવાર ને મારુરી રાબડી " ગાઇ કે તેનો અવાજ દુર્ગાદાસને કાને પડયો. તે પણ નાથુના આવવાની રાહ જોઇ રહ્યો હતો. તેણે જશકરણને કહ્યું કે ભાઇ ! નાથુ આવ્યો જણાય છે. એમ બોલી ખોની એક ગુફામાંથી કૂદકો મારી તે બહાર આવ્યો કે નાથુ દૃષ્ટિએ પડયો. નાથુએ પણ પોતાના ધણીને દીઠો. ધણીને દેખી નાથુ ઉતાવળે પગે પાસે આવી પહોંચ્યો ત્યારે દુર્ગાદાસે પૂછ્યું કે કેમ શી ખબર છે ? માજીએ શું કહાવ્યું છે ? નાથુએ કહ્યું કે મહાસિંગને તમારી પેટી લઇ માંડે વિદાય કર્યા છે ને તેમણે જતી વખતે તમને કહાવ્યું કે તમે તેમને સાંજે મળજો. આ વખતે જશકરણ ને દુર્ગાદાસનો દીકરો તેજકરણ પણ ઘરના સમાચાર સાંભળવાને પાસે આવી ઉભા હતા. દુર્ગાદાસે કહ્યું કે પણ મારાં વૃદ્ધ માજીની શી ખબર છે ? બીજાની વાત પહેલી કહી જરૂરની વાત પડતી કેમ મૂકે છે ? નાથુ આ સાંભળી મૂંગો રહ્યો. તેનો ચહેરો ઉતરી ગયો. તેની આંખમાંથી પાણી વહેવા લાગ્યાં. ત્રણે જણા આથી વધારે આતુર થયા. નાથુ ! નાથુ ! તું બોલતો કેમ નથી ? જે હોય તે કહી નાખ. અમને શંકામાં શામાટે રાખે છે ? માજીએ કાંઇ કહ્યું છે ? તેઓ ખુશીમાં છે ? નાથુએ કહ્યું તેઓ સ્વર્ગમાં ખુશીમાં હશે. મરતી વખતે તેમણે પ્રભુ પાસે પોતાના છોકરાઓનું રક્ષણ કરવાનું માગ્યું છે. એમના મોંમાંથી છેલ્લા એજ શબ્દો નીકળ્યા છે. ત્રણે જણા ઉપર જાણે વીજળી પડી હોય તેમ તેઓ એકદમ જમીન ઉપર પડયા. થોડી વાર ત્રણે સ્તબ્ધ બની ગયા. બહાદૂર પણ ભલા ને માતૃપ્રેમમાં રગદોળાયલા વીર પુરુષોની આવે વખતે આજ ગતિ

થવી જોઇએ; એટલે નાથુએ ધીરજ લાવી કહ્યું કે, મહારાજ! એમ નાહિંમત શું થાઓ છો? હજુ સાંભળો તો ખરા. જે તલવારે માજીનો જીવ લીધો તે તલવાર આ રહી. હજુ તો એના ઉપરનું લોહી પણ જેમનું તેમ છે.

દુર્ગાદાસ ઉઠયો. તેણે ઝડપીને તલવાર હાથમાં લીધી ને પૂછ્યું કે કયા પાપીએ મારાં નિર્દોષ માજીનો પ્રાણ લીધો ને શામાટે? જે હોય તે કહી નાખ. નાથુએ કહ્યું કે તમારા ગયા પછી સમશેરખાં આવ્યો. તેનાં માણસોએ મને પકડી લીધો ને માજીને પોતાની સમક્ષ બોલાવી તમે ને મહાસિંગ ક્યાં છે તથા પેલી પેટી કયાં છે, તે કહેવાને જીવને સટ્ટે ધમકી આપી; પરંતુ માજીએ તેથી લગાર પણ ડર્યા કે ગભરાયા વગર એ કહેવાની ચોખ્ખી ના પાડી. તેથી એ પાપીએ ગુસ્સામાં એમના ઉપર ઘા કર્યો. બીજો ઘા કરવા જતો હતો તેવામાં મને જેમણે પકડી રાખ્યો હતો, તેમના હાથમાંથી જોરથી છટકી જઇ હું વચમાં પડયો; પણ તે અગાઉ તો માજીનો આત્મા તે પરમાત્માની હજુરમાં રજુ થઇ ગયો હતો. મરતી વખતે "પ્રભુ! મારા દીકરાઓનું રક્ષણ કરજે" એ છેલ્લા બોલ તેમના મોંમાંથી નીકળ્યા હતા.

નાથુ બોલી રહ્યા કે દુર્ગાદાસ લોહીવાળી તલવાર હાથમાં લઇ બોલ્યોઃ—"હે જગન્નિયંતા પ્રભુ! હું તને સમક્ષ જાણીને કહું છું કે જે તલવારે મારાં માજીનું લોહી પીધું છે, તેજ તલવાર તેના ખુનીનું લોહી પીશે નહિ ત્યાંસુધી તેને નીચે મુકીશ નહિ." નાથુએ કહ્યું કે સાહેબ! તમે શું બોલો છો? બોલતાં પહેલાં વિચાર કરજો. ઘણા મ્લેચ્છોની આગળ તમે ત્રણ જણા શું કરી શકવાના છો? ઘણાની આગળ તમારા ત્રણ જણાનું શું ચાલશે? સાહેબ! એ વિચાર હાલમાં માંડી વાળી કોઈ સારો લાગ આવવા ઉપર રાખો ને હમણાં આપણે સૌ માંડે ચાલો. મહાસિંગ મહારાજે કહ્યું છે કે તમારે તેમને ત્યાં મળવું. જશકરણે કહ્યું કે બુઢ્ઢા! એ શું બોલે છે? માજીનું વેર લીધા વગર હવે મૂકવાનું નથી. આ ખોળીઆમાં પ્રાણ છે ત્યાંસુધી મારાં માતુશ્રીનું વેર ભૂલાવાનું નથી. જે કુખમાંથી આ દેહ ઉત્પન્ન થયો છે, તે કુખનો ઘાત કરનાર અમારી હયાતિમાં હયાતિ ભોગવે તો અમારા જીવતરને પણ ધિક્કાર છે. માતુશ્રી! માતુશ્રી! તમારો જીવ પણ ત્યાંસુધી ગતિ નહિ પામે! તમે પણ અમારી પાછળજ આવ્યાં હશો! તમારૂં વેર લીધા પછીજ તમે પણ ગતે જશો.

દુર્ગાદાસે કહ્યું કે નાથુ ! તું ભૂલે છે. અમે એકલા નથી. પ્રભુ અમારી સહાયે છે. અમે એ મ્લેચ્છોનું નામ દીધું નથી. અમે તેમને પ્રથમ છેડયા નથી. મારાં નિર્દોષ માતુશ્રીનું ખૂન કરીને પ્રથમ શરૂઆત તેમણે કરી છે. રાજપુત્ર થઇને પોતાની માનું ખૂન કરનારનું વેર નહિ લે તો તે રાજબીજજ ન જાણુવો. સત્યનો બેલી પ્રભુ છે એટલે તે આપણુને સહાય કરશેજ. મારુ દેશ મુસલમાનોના કબજામાંથી છોડાવી રાઠોડોને મોગલોના પંજામાંથી મુક્ત કરવાને માજી મને ઘણીવાર કહેતાં તે તેં કયાં સાંભળ્યું નથી? પણ માજીની એ આજ્ઞા સમય આવ્યા વગર પળાઈ નહોતી; તેથી છેવટે માજી પોતાનો પ્રાણુ આપી પોતાનો દેશ સ્વતંત્ર કરવાને મને આ છેવટની આજ્ઞા આપી ગયાં છે. આજથીજ તે પરમ કૃપાળુ પરમેશ્વરની સહાયથી માજીની આજ્ઞા પૂર્ણ કરવાનું પગરણુ માંડવાનું નક્કી કર્યું છે. મારવાડની સ્વતંત્રતાનો પાયો આજથીજ નખાયો જાણુવો. મારો વિચાર એવો છે કે તું ઘણો વૃદ્ધ છે; તેથી તારાથી અમારી સાથે આ ખીણોમાં ટીચાવાશે નહિ, માટે તું મહાસિંગ પાસે જા. તેમને અમારી હકીકત કહેજે ને તે સાથે તેમને અમારા તરફથી જણાવજે કે જો જીવીશું તો મળીશું; નહિ તો રામ રામ; અને જો તેમ બન્યું તો મારવાડની સ્વતંત્રતાને પણ રામ રામ સમજવા, માટે જો બની શકે તો જરૂરીઆતની વખત સારૂ તૈયારી કરી રાખજો. એટલું કહેજે. હવે સાંજ પડવા આવી છે ને સૂર્ય સંતાઇ જવાની તૈયારી કરવા લાગ્યો છે. કાલનો સૂર્ય એ પાપીએ દેખવો ન જોઇએ; માટે ઉઠો આપણી હદના જે ભરવાડોની વખતોવખત આપણે સંભાળ રાખ્યાથી આપણા ઉપર તેઓ પ્રેમ રાખે છે ને જેઓ શૂરવીર છે, તે ભરવાડો જે આ પાસેના બીડમાં ઝુંપડાં બાંધી રહેલા છે, તેમને એકઠા કરીએ. તેઓમાંના જેઓ જીવનેસાટે આપણી સાથે આવવાને તૈયાર થાય તે, અને આપણા જે લોકો રાત્રે નાસી ગયા હોય તેમાંનાં જેઓ મળી આવે તેમને લઇને આજે રાત્રે ખુનીપર વેર લઇએ. નાથુ ! તું આ ખીણોમાંથી માંડાનો રસ્તો લે. તું એ રસ્તાનો ભોમીઓ છે, એટલે તને હરકત પડવાની નથી.

નાથુએ કહ્યું કે સાહેબ! મહાસિંગે જતી વખતે પોતાની આ વીંટી આપી છે ને કહ્યું છે કે જ્યારે તમને જરૂર પડે ત્યારે એ વાટી આપી જેને મોકલશો, તે જે કહેશે તે કરવાને હું તૈયાર થઇશ; માટે એ વીંટી લો અને

મને કંઈ નિશાનીદાખલ આપો કે હું તમને મળ્યો છું, એવી મહાસિંગની ખાત્રી થાય. દુર્ગાદાસે પોતાની વીંટી નાથુને આપી. નાથુએ કહ્યું કે મહારાજ ! આવે વખતે છોડીને મારે જવું જોઈતું નથી; પણ હું આપની સાથે રહું તો આપને સહાયક થવાને બદલે ઉલટો વેઠ થઈ પડું, તેથી લાચાર છું. પરમેશ્વર આપના બાહુમાં બળ આપો ને તે આપને સહાય કરી આપને હાથે આપનું પણ પૂરું કરાવો. પ્રભુ આપનું રક્ષણ કરશે.

દુર્ગાદાસ, જશકરણ ને તેજકરણ વેર લેવાના આવેશમાં ચાલવા લાગ્યા. નાથુ પણ ધીરે ધીરે પાછળ ચાલતો હતો. એમ કરતાં તેઓ બીડમાં આવી પહોંચ્યા. ત્યાં પટેલના ઘર પાસે આવી તેણે રણસિંગું વગાડવાનો હુકમ કર્યો. મોગલો મારવાડમાં પ્રસર્યા ત્યારથી રણસિંગાનો અવાજ કાને પડ્યો નહોતો. સઘળા નરમ પડી ગયા હતા; રણસિંગાનો અવાજ સાંભળ્યો કે સઘળા એક પછી એક પોતપોતાનાં હથીઆર લઈ એકઠા થવા લાગ્યા. સઘળા લઢાઈનો શબ્દ સાંભળવાને આતુર હતા; પણ સરદાર શાંત પડયાથી તેઓ પણ શાંત પડેલા હતા. રણસિંગું થયું કે લઢાઈનો દેવ જાગ્યો સમજી, સર્વ સજ્જ થઈ આવ્યા. ત્યાં દુર્ગાદાસને ઉભેલો જોઈ સઘળા પોતાના ઠાકોરને સલામ કરી આસપાસ વીંટળાઈ વળ્યા ને એ શું કહે છે એ સાંભળવાની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

સઘળા ભેળા થએલા જોઈ દુર્ગાદાસે કહ્યું કેઃ–" મારા વીરાઓ !" એમ કહી લોહીવાળી તલવાર ઉંચી કરી. તે પાસેના દીવાના તેજમાં પ્રકાશવા લાગતાં ' જુઓ, આ તલવાર તમને શું કહે છે ? મોગલોની એ ઘાતકી તલવાર ઉઘાડી છે. તે વૃદ્ધ, નિર્દોષ ને બાળકોના પ્રાણ લે છે. હું તેનું વેર લેવાને તમને કહું છું. તમને તમારાં વૃદ્ધ માબાપો, તમારી નિર્દોષ અબળાઓ ને બાળકો વહાલાં હોય તો તમે વેર લેવાને તૈયાર થાઓ. કંટાલીઆનો ખુની સરદાર કાલે રાત્રે મારા ઘરમાં પેઠો ને તેણે આજ તલવારવડે મારાં વૃદ્ધ આજીનું ખૂન કર્યું છે. તેનું વેર લેવાને તમને બોલાવ્યા છે. ભાઈઓ ! હવે તમે શુ કહો છો ?"

સઘળા એક અવાજે બોલી ઉઠયા કેઃ–વેર લેવું; વેર, વેર ને વેર. આજીના ખુનની વાત સાંભળી સઘળા મરદો વેર લેવાને ગાજી ઉઠયા ને સઘળી સ્ત્રીઓ તેમના ગુણ સંભારી શોક કરવા લાગી. આજીએ તેમને ઘણીવાર આશ્રય આપ્યો

હતો, માંદેસાજે સંભાળ લીધી હતી ને સંકટની વખતે ખાવાનું આપ્યું હતું. ઘણા તો તેમના હાથનીચે ઉછરીને મોટા થયા હતા. દુર્ગાદાસની મા તે સઘળાને માતુલ્ય વહાલી હતી. એવાં દયાળુ માજીનું ખૂન કરેલું સાંભળી સઘળા વેર લેવાને ઉશ્કેરાઇ ગયા. બધું આકાશ વેરના અવાજથી ગાજી ઉઠયું.

દુર્ગાદાસે કહ્યું, ત્યારે ચાલો બધા મારી પાછળ આવો અને આપણે વેર લઇએ. સઘળાએ એકેઅવાજે કહ્યું કે અમને સાથે લો અને અમારામાં પ્રાણ હશે ત્યાંસુધી તમને ત્યજીશું નહિ ને વેર લઇશું ત્યારે જંપીશું. વૃદ્ધ માજી અમને તમારા જેટલાંજ વહાલાં હતાં. એમ બોલી સાઠ દઢ મનના બહાદુર જુવાનીઆ પોતપોતાની તલવાર, ભાલો ને તીરકામઠાં લઇ સાથે ચાલ્યા. દુર્ગાદાસ પોતાની તલવાર મજબૂત પકડી બોલ્યો કે આ ભૂમિના બચાવ માટે તમારા જે બાપદાદા ગુજરી ગયા છે, તે તમને ઉશ્કેરો અને મારુદેશને સ્વતંત્ર કરવામાં સહાયભૂત થાઓ. માતુશ્રીનું ખૂન કરનાર સૂર્ય ઉગતા પહેલાં મરવો જોઇએ; માટે મારી સાથે ચાલો.

એમ બોલી દુર્ગાદાસ ચાલ્યો કે જશકરણ ને તેજકરણ પણ ચાલ્યા. તેમની પાછળ સાઠે યોદ્ધાઓ વેર લેવાના આવેશમાં ચાલવા લાગ્યા. અંધારી રાત્રે ખાડાટેકરા ચઢઉતર કરવામાં કે નદીનાળાં ઓળંગવામાં તેમને કાંઇ પણ અઘરૂં જણાયું નહિ. તેઓ સર્વ જેમ સિંહ શિકાર ઉપર તલપે તેમ છલંગો મારતા હોંસભેર ચાલવા લાગ્યા.

ચાલતા ચાલતા તેઓ કલ્યાણગઢ નજીક આવ્યા ત્યારે તેજકરણે કહ્યું કે બાપા ! ચાલો આપણે માજીના મુડદાની તજવીજ કરી એકવાર તેમનું મુખ જોતા જઇએ અને સાચવીને મૂકીએ કે અત્યારે આપણું કામ કરી આવ્યા પછી સવારે માજીને અગ્નિદાહ દેવાય; નહિ તો રાત્રિમાં કોણ જાણે જનાવર તેમના ખોળીઆનું શુંએ કરી નાખે, ત્યારે માજી અગ્નિદાહ પણ ન પામે. દુર્ગાદાસને એ વાત ગમી, તેથી તે કલ્યાણગઢ તરફ વળ્યો. એક ટેકરો ઓળંગી નીચે ઉતરવા જાય છે, કે તેના માણસોએ એક મોગલ સિપાઇને પકડયો. તેને તેજ ક્ષણે પૂરો કર્યો હોત, પણ દુર્ગાદાસે તેમને તેમ કરતા અટકાવ્યા. તેણે કહ્યું કે આપણે કાંઇ મોગલ નથી કે હથીઆરવગરના માણસનો ઘાત કરીએ. આપણું ક્ષત્રીનું એ કામ નથી. નિર્દોષ અબળા ઉપર હાથ ઉગામવો એ બાયલાનું લક્ષણ છે. માટે એ હથીઆરવગરનાની ઉપર હાથ ઉગામશો નહિ, એથી

એના માણસો પાછા હઠયા ને તેમનો શત્રુ જીવતો રહ્યો.

છૂટા થએલા માણસે દુર્ગાદાસનો અવાજ ઓળખ્યાથી તે બોલી ઉઠયો કે:–"મારા માલિક ! તમે મને આ બીજી વાર મરતો બચાવ્યો." દુર્ગાદાસે પૂછયું કે અરે ! તું કોણ છે ? મારો નોકર મોગલના વેશમાં કોઇ હોય નહિ. તે બોલ્યો કે હું તમારો ચાકર સામતો; જેને તમે જોરાવરખાનના હાથથી મરતો બચાવ્યો હતો. એ સાંભળી દુર્ગાદાસે કહ્યું તું આવે વેશે કેમ ફરે છે તે પૂછવાનો હમણાં મને વખત નથી; પણ જો હજુ તું મારો નોકર રહેવા ઇચ્છતો હોય તો મારી સાથે ચાલ. તે બોલ્યો, સાહેબ ! આપ કલ્યાણગઢ તો જતા નથી ? કેમકે તે તો કંટાલીઆના સુબાએ લૂટીને બાળી મૂકયું છે. દુર્ગાદાસે કહ્યું કે ત્યારે શું, એ પાપીએ મારાં માજીના મુડદાની મુખમુદ્રા જોવાને પણ મને લાગ ન આપ્યો ? અરે દુષ્ટ રાક્ષસ ! તેના માણસોએ કહ્યું કે સાહેબ ! હવે આગળ ચાલો કે આપણા દેશને એ પાપીના પંજામાંથી મુક્ત કરીએ.

દુર્ગાદાસે પોતાનાં પગલાં કંટાલીઆ તરફ વાળ્યાં. તેઓ સર્વે વીજળીની પેઠે ત્વરાથી ચાલવા લાગ્યા ને થોડીક વારમાં કંટાળીઆની આસપાસની ખાઇ ઓળંગીને એક ક્ષણમાં તો દરવાજા નજીક આવી પહોચ્યા. ત્યાંના ઝોકતા દરવાનને ધૂળફાકતો કરી તેઓ સમશેરખાંના મકાન તરફ બમણી ત્વરાથી ચાલ્યા. રજપૂતોના પોકારથી મોગલસિપાઇઓ જાગી ઉઠયા; ને અર્ધા ઉઘાડા દરવાજા આગળ એકઠા થયા. એટલામાં તો રજપૂતો સુબાના મકાનના દરવાજા નજીક આવ્યા. તેમના અચાનક આવવાથી ત્યાંનો દરવાન ભયભીત થઇ નાસી ગયો. દુર્ગાદાસે જુસ્સાભેર એક જબરા હડસેલાથી બારણું ધકેલ્યું કે તેના મીજાગરા તૂટી ગયા ને બારણું ધબકારો કરતું નીચે પડયું, એટલે દુર્ગાદાસ અંદર ઘુસ્યો. બારણાના ખડખડાટથી સમશેરખાં જાગી ઉઠયો; પણ આ અણચિંત્યું શું થયું ? એમ વિચારી તે આભોજ બની ગયો. જે નિર્દોષ ને નિરાધાર અબળાનું એણે ખૂન કર્યું હતું; તેના વીરપુત્રને ઉઘાડી તલવારે ઉગામેલે હાથે પોતાની ઉપર ધસી આવતો દીઠો કે શું કરવું તે તેને સૂઝયું નહિ. તે પોતાની ઢાલ સંભાળવા ઉઠયો; પણ એટલામાં તો વિજળીના ચમકારાની પેઠે દુર્ગાદાસનો એક જબરો ઝટકો તેના ઉપર આવી પડયો કે "યા ખુદા" કરતો તે ભોંય ઉપર પડયો. એટલે દુર્ગાદાસે પોતાનું વેર પૂરૂં થયું જાણી તે તલવાર પાછી ખેંચી, કડકા કરી ફેંકી દીધી ને પોતે પાછો વળ્યો. એટલામાં તેનાં માણસો

પણ રસ્તામાં મળતાં માણુસોનો નાશ કરતા તેને આવી મળ્યા. તેમનો આગે-વાન જશકરણુ બોલ્યો કે, કેમ ભાઇ! ચાલો વેર લેવાને. દુર્ગાદાસે કહ્યું કે જે તલવારે ખૂન કર્યું હતું, તેજ તલવારથી ખુનીનો પ્રાણુ લઇ તલવાર ભાગીને ફેંકી પણુ દીધી. આ સાંભળી તેના માણુસો બોલી ઉઠયા કે ચાલો ભાઇઓ! દુર્ગાદાસનો દુશ્મન મરાયો ને વેર લીધું દુર્ગાદાસે કહ્યું કે ભાઇઓ! એમ બોલો કે મારુભૂમિનો દુશ્મન મરાયો ને ભાર ઉતર્યો; કેમકે અત્યારથીજ હું પણુ લઉં છું કે મારુદેશ મોગલવિનાનો કરૂં, ત્યારેજ તલવાર મ્યાન કરૂં. મારુદેશ સ્વતત્ર કરવો કે મરવું એજ આજથી મારૂં પણુ છે. તેજકરણુ ને જશકરણુ બોલ્યા કે અમે પણુ તમારી સાથેજ છીએ. એ સાંભળી તેનાં સઘળાં માણુસો બોલી ઉઠયાં કે અમે પણુ તમારી સાથેજ રહી દેશની સ્વતંત્રતા માટે લડીશું કાં જીવ આપીશું; પણુ તમારી પડખેથી ખસીશું નહિ. એમના અવાજથી થોડાક મોગલ સિપાઇઓ એકઠા થયા હતા, તે તેમના સરદારના આગ્રહ છતાં ગભરાઇને નાસી ગયા ને તેમના દુશ્મનો દઢતાથી પાછા જતા હતા તેમને નિશ્ચિંતપણે દૂરથી જોયા કર્યું.

દુર્ગાદાસ પોતાનું વેર વાળી પોતાના મુલકની ખીણોમાં આવી પહોંચ્યો. એનો ચાકર નાથુ કયાં ગયો તેની હવે તપાસ કરીએ. દુર્ગાદાસે વીંટી આપી નાથુને મહાસિંગ પાસે જવાની પરવાનગી આપી તેથી તે માંડે જવા નીકળ્યો. રસ્તે જતાં તેને વિચાર આવ્યો કે હું વૃદ્ધ છું, તેથી આ ઉતાવળના કામમાં મારા ધણીસાથે મારાથી જવાશે નહિ, તેમ જવાથી કાંઇ ઉપયોગમાં પણુ આવીશ નહિ; માટે તેઓ પાછા આવે ત્યાંસુધી અહીંજ પડી રહેવું. એમ ધારી તે પાસેના એક ખાલી ઝુંપડામાં જઇ સૂઈ રહ્યો ને ઉંઘી ગયો; પણુ સૂર્યોદય થતાં પહેલાં તો એના માલિકના વિજયઘોષથી જાગી ઉઠયો. તે દુર્ગા-દાસની પાસે આવી ભેટી પડયો. દુર્ગાદાસે કહ્યું, નાથુ! તું શું હજુ ગયો નથી? તેણે કહ્યું; ના માલિક! હું તમારી રાહ જોતો અહિં પડયો હતો. તમે વેર વાળી સલામત આવો તે સમાચાર સાંભળીને જવાનો વિચાર કરી હું અહિં પડી રહ્યો હતો. કેમ સાહેબ! મને સારા સમાચાર કહી રાજી નહિ કરો! વેર વાળ્યું ને પાપી મુવો કે કેમ? દુર્ગાદાસે કહ્યું કે તું ખુશી થા. આપણાં વૃદ્ધ માજીના ખુનીને દોજખમાં પહોંચાડી હું અહિં આવ્યો છુ. નાથુ! મેં વેર લીધું છે. હું, જશકરણુ ને તેજકરણુ સલામત પાછા આવ્યા છીએ; પણુ હવે માતુશ્રીનું મોં જોવાનું

છે. આ દુનીઆમાં માતુશ્રીના નિર્મળ પ્રેમ જેવો પ્રેમ બતાવનાર હવે મારે કોણ રહ્યું છે ? મોગલો સામી તલવાર ઉઠાવીને હવે મ્યાન શામાટે કરવી ? ઘર-બાર તો બળીને ખાખ થઇ ગયાં એટલે આ મારુદેશ એજ મારૂં ઘર છે. એજ મારી માતુશ્રી છે, એને મોગલોથી છૂટી કર્યા વગર તલવાર મ્યાન કરવીજ નહિ, એવો મેં દઢ ઠરાવ કર્યો છે ને આ આપણા બહાદુર માણસોએ પણ મારો ઠરાવ અમલમાં લાવવામાં મારી સાથેજ રહી મદદ કરવાના સોગન ખાધા છે. હવે તો મોત કે સ્વતંત્રતા એજ દુર્ગાદાસનું ને એના માણસોનું ભવિષ્ય જાણવું.

આ સાંભળી વૃદ્ધ નાથુની આંખમાંથી પાણી પડયાં. તે બોલ્યો કે અરે ! સાહેબ! તમે આ શું કરો છો ? અસંખ્ય મોગલોની સામા મુઠ્ઠીભર માણસો લઇ નકામા ખરાબીમાં શામાટે પડો છો ? માજીના ખૂનનો અને તમારા ઘર-બાર લૂટીને બાળી નાખનારના વેરનો બદલો તો લીધો. હવે મોગલોના બળવાન બાદશાહ સામા થવાથી તમને વધારે શો લાભ થવાનો છે ? તમારા મિત્ર મહાસિંગ ઠાકોર વગર કે તમારા નજીકના સગાવહાલા વગર તમારી સહાયે પણ કોઇ આવશે એમ લાગતું નથી; માટે સાહેબ ! આ તેજકરણની માની ખાતર, તમારા મિત્ર મહાસિંગની ખાતર અને તમારા અને તમારા આ ભાઇ-દીકરો ને માણસોના જીવની ખાતર હાલ આ જોખમમાં ઝંપલાવવાનું બંધ રાખી ભવિષ્યમાં કોઇ સારા લાગ ઉપર રાખો.

દુર્ગાદાસે કહ્યુ કે તું ફિકર શામાટે કરે છે ? હું કાંઈ ઝંપલાવવા ઇચ્છતો નથી. મારા એ ઠરાવ માટે તારે દીલગીર થવા જેવું નથી. હું ઘરબાર વગરનો થયો છું એટલે તેજકરણની મા કે જશકરણની સ્ત્રી એમને પીએર સલામતજ છે. ત્યાં એમનું કોઇ નામ દેનાર નથી. મોત તો માણસમાત્રના પગની નીચે હમેશાં રહેલુંજ છે. તેનાથી ડરીને નાસભાગ કરતાં પણ તે તો જ્યાં, જ્યારે ને જે નિમિત્તે આવવાનું હશે તે આવશેજ. તો પછી રજપૂને રણક્ષેત્રમાં શત્રુના સામા લઢતાં મરવું એના જેવું બીજું સારૂં શું છે ? રજપૂતોનું કર્તવ્ય પોતાનો દેશ પચાવી પડનાર શત્રુ સામા રણે ચઢી દેશને સ્વતંત્ર કરવો કે તેમ કરતાં રણમાં પડવું, એજ છે. નાથુ ! મેં મારાં માતુશ્રી ગુમાવ્યાં છે એટલે આજથી મારુભૂમિ એજ મારાં માતુશ્રી છે. હવે તું મને મારાં એ માતુશ્રીથી છૂટો પાડવા ઇચ્છે છે ? શું તું અરવલ્લીની ખીણોમાં છુપાઇ રહી

મારા દિવસો પૂરા કરાવવા માગે છે? મારાં વૃદ્ધ માજીનું વેર લીધાથી મોગલો હવે મને થીર પડી ગામમાં રહેવા દેવાના નથી, એ તો નક્કીજ છે. ત્યારે મારે જંગલોમાં ને ડુંગરોમાં ભટકી મરવું તે કરતાં મારાં માતુશ્રી ભૂમાતાના બચાવ માટે મરવું શું ખોટું છે? મોગલોના ભયથી ડરી ગયેલા મારુસરદારો પ્રથમ મારી સહાયે નહિ આવે તો શું થયું? સત્ય આપણી તરફ છે એટલે "ધર્મો જય ને પાપે ક્ષય" થશેજ. એમાં ડરવું શામાટે? મારે શું કરવું ને કેમ કરવું એ બધું મેં મારા મન સાથે નક્કી કરી રાખ્યું છે. તું મહાસિંગ ઠાકોર પાસે જા ને તેમને મારા નિશ્ચયથી માહિતગાર કર. નાથુએ કહ્યું, સાહેબ! કદાચ મહાસિંગ આપની મદદમાં આવવા ચાહે તો અમે આપને ક્યાં ખોળીએ? દુર્ગાદાસે કહ્યું કે, અરવલ્લીની ખીણોમાં. મારી ધારણા મારા દેશી બંધુઓનો બચાવ કરવાની છે. તેમને નકામા જોખમમાં નાખી મરાવી નાખવાની નથી.

નાથુનું હૈયું ભરાઇ આવ્યું. તેના માલિકે જે જોખમ માથે વહોરી, આગેવાની કરવાનો ઠરાવ કર્યો, તેનાં પરિણામ કેવાં થશે તેનો ચિતાર તેની આંખો આગળ આવવા લાગ્યાથી, તે પોતાના માલિકને નમીને પાસેની એક એકાંત ખાણમાં પોતાનું હૈયું ખાલી કરવા ગયો ને દુર્ગાદાસ તેજ જગાએ સૂઇ ગયો. તે પાછલા પહોરલગી નિરાંતે ઉંઘી ગયો. પાછલા પહોરે જાગ્યો ત્યારે નાથુ પણ તેની પાસે આવ્યો ને માંડે જવાની પરવાનગી માગતાં કહ્યું કે, સાહેબ! મહાસિંગ ઠાકોરને મારાથી બનતી તજવીજે કહીને આપને મદદ મોકલવા વિનવીશ. દુર્ગાદાસે કહ્યું કે એમને વિનવવું પડે તેમ છેજ નહિ; પણ નાથુ! તું જા એટલે તને સલામત ગએલો જાણી હું સુખી થઇશ. તું જ્યાં હો ત્યાં પ્રભુ તારૂં રક્ષણ કરો.

આ વખતે નાથુની આંખોમાંથી આંસુની ધારા ચાલી. દુર્ગાદાસે તેને હસતે મુખે ધીરજ આપી. નાથુની ખાત્રી થઇ કે ખચીત મરુભૂમિના છૂટકામાટેજ પ્રભુએ દુર્ગાદાસને પ્રેરણા કરી છે; તેથી તે બોલ્યો કે, તે પરમ કૃપાળુ પ્રભુ તમને સહાય થજો. એમ બોલી પોતાના ધણીને નમીને સલામ કરી તે માંડે જવાને માર્ગે ચાલ્યો.

---

# પ્રકરણ છઠું—

## માંડા ઉપર આફત

દુહો

અણધારી ને અણચિંતી, આફત આવે જાય;
મનુષ્ય ધારે કાંઇ ને, ધણીનું ધાર્યું થાય.

નાથુ વૃદ્ધ અને જખમી થએલો હોવાથી તે ધીમે ધીમે ચાલતાં કેટલાક વખતે માંડાના દરવાજા નજીક આવી પહોંચ્યો. તેણે દરવાનને કહ્યું કેઃ—"ભાઈ! દરવાજો ખોલ, હું દુર્ગાદાસની પાસેથી આવ્યો છું." દુર્ગાદાસનું નામ સાંભળી દરવાને દરવાજો ઉઘાડી નાથુને અંદર લીધો ને ગઢીમાં પહોંચાડયો. ત્યાં એક ચાકર તેને મહાસિંગ પાસે લઇ ગયો, તે વખતે મહાસિંગ એક ઢોલીઆ ઉપર સૂતો હતો. પાસે એક પુખ્ત ઉંમરની સ્ત્રી તેને વા ઢોળતી હતી ને એક જુવાન બાળા દવાનો પ્યાલો લઇ ઉભી હતી. ઢોલીઆ પાસે એક સત્તર અઢાર વરસનો જુવાન મહાસિંગ સામો લાડમાં બેઠેલો હતો. નાથુએ પાસે આવી મહાસિંગને સલામ કરી એટલે તેણે તેને ઓળખ્યો ને પાસે બેસાડી તેણે આતુરતાથી દુર્ગાદાસની ખબરઅંતર પૂછવા માંડી. મહાસિંગે પૂછયું કે કેમ નાથુ! દુર્ગાદાસ અહિં કયારે આવશે?

નાથુએ કહ્યું કે મહારાજા સાહેબ! દુર્ગાદાસ હાલમાં અત્રે આવી શકશે નહિ. એમણે પોતાનાં માતુશ્રીનું વેર વાળ્યું છે—કંટાળીઆના સુબા સમશેરખાંને મારી નાખ્યો છે. પછી એમણે એક એવું સખત પણ લીધું છે કે જેથી તેઓ માંડે આવી શકશે નહિ. મહાસિંગે પૂછયું કે કેમ નહિ આવે? એવું તે કેવું પણ લીધું છે? નાથુએ સઘળી વાત અથઇતિ માંડીને કહી. તેણે કહ્યું કે મેં દુર્ગાદાસને કલ્યાણગઢની વીતકની સઘળી વાત માંડીને કહી, કે એમના દુઃખનો અને ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે તેજ ક્ષણે પણ લીધું કે મારાં માજીને મારનારનું વેર લઈશ ત્યારે આ તલવાર નીચે મૂકીશ. એમ

કહી તેજ ક્ષણે ઉઠીને આસપાસનાં પોતાનાં માણુસોને એકઠાં કરી, મોગલો-એ પોતાના ઘર ઉપર જે આફત ગુજારી હતી તે સઘળી યથાસ્થિત કહ્યાથી સઘળા મરદો વેર લેવાના આવેશમાં આવી ગયા. તેઓ સર્વે તેજ રાત્રે સજ્જ થઇ કંટાલીએ જવાને નીકળ્યા. (આ સાંભળતાં ત્યાં બેઠેલાં બાળક ને બાળા-ની આંખમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં ને એકબીજાની સામું જોવા લાગ્યાં.) રસ્તામાં જતાં મુસલમાન લશ્કર આવ્યાની આપણુને કલ્યાણગઢમાં જેણે ખબર આપી હતી તે અમારો ચાકર સામતો મળ્યો. તેણે દુર્ગાદાસને આપણા ગયા પછી બનેલા સઘળા બનાવથી વાકેફ કર્યા. એ રાત્રે સામતો નાસીને પાસેની ઝાડીમાં ભરાઇ ગયો. સઘળું શાંત થયું ત્યારે સવારે ગઢીમાં જવાને નીકળ્યો. ત્યાં કોઇ મુસલમાન સિપાઇનાં કપડાં પડેલાં હતાં, તે પહેરી લીધાં કે જેથી મુસલમાનો એને પકડે નહિ. એમ વેશ બદલી ગઢીમાં પેઠો ને ભુખ લાગ્યાથી ખાવાનું ખોળવાને જેવો ઘરમાં જાય છે કે ત્યાં મુસલમાન સિપાઇઓ દીઠાથી ભયભીત થઈ છાનોમાનો બહાર નીકળી પોતાની છુપાઇ રહેવાની જગાએ જતો રહ્યો. એટલામાં મકાનમાં સિપાઇઓનું બૂમરાણ મચી રહ્યું. તેઓ ખુશીના પોકારો મારતા સંભળાયા અને ઘરની બારીમાંથી અગ્નિના ભડકા જણાયા. મુસલમાનો ખુશી થતા ઘરબહાર દોડી આવ્યા. કેટલાક લૂંટ લઈ નાસી ગયા ને કેટલાક આખું ઘર બળીને ભસ્મ થતાં સુધી તમાશો જોતા ઉભા રહ્યા, તે બધું બળી રહ્યા પછી ગયા. તેઓ ગયાની ખાત્રી થયા પછી સામતો ડુંગરામાં થઇ જવાનુ કરતો હતો, એટલામાં એને રાત્રે મુસલમાન જાણી દુર્ગાદાસનાં માણુસોએ પકડયો ને જેવો મારે છે તેવીજ દુર્ગાદાસે બૂમ પાડી કે હથીઆરવગરના શત્રુ ઉપર ઘા કરશો નહિ; એટલે સામતો મરતો બચ્યો. તેણે પોતાના ધણીનો સાદ ઓળખ્યો ને પાસે આવી પગે પડયો. પછી તેણે સઘળી વાત દુર્ગાદાસને કહી. મહાસિંગે કહ્યું, અરે ! દુર્ગાદાસ ! મારે માટે તને કેટલું બધું ખમવુ પડયું ? પણ નાથુ ! તું કહે કે પછી દુર્ગાદાસે કંટાલીએ જઈ શી રીતે વેર વાળ્યું ? નાથુએ જે જાણ્યું હતું તે સઘળું વર્ણવ્યા પછી કહ્યું કે સુબાને માર્યા પછી દુર્ગાદાસે પણ લીધું કે:–" પોતાની માતુશ્રીના બદલામાં હવે મરુભૂમિ મારાં માતુશ્રી છે. તેમનો સંપૂર્ણ છુટકારો થતાંસુધી તલવાર મ્યાન કરવી નહિ." મહાસિંગે કહ્યું કે:–"અરે! એવો દિવસ ક્યાંથી કે પ્રભુ મરુભૂમિને મોગલોના હાથમાંથી છોડવે ?" નાથુએ કહ્યું કે સાહેબ ! મારો માલિક હાલમાં અરવલ્લીની ખીણોમાં ભરાઇ બેઠો

છે ને લાગ તપાસે છે. મહાસિંગે કહ્યું કે ત્યારે એ માંડે કેમ ન આવ્યા? આ ગઢ બહુ મજબૂત છે ને જ્યાંસુધી માંડાગઢનો એકેક પથ્થર એકેક ઉપર રહેલો છે, ત્યાંસુધી દુર્ગાદાસનું કોણ નામ દઈ શકનાર હતું?

નાથુએ કહ્યું, એમ નહિ કે તમારા ઉપર એમને અણવિશ્વાસ હતો. આખા દેશમાં એમને મુખ્ય આધાર માત્ર આપનાજ ઉપર છે; પરંતુ પોતાની ભૂમાતાને પરધર્મી ને પરદેશીના તાબામાં રીબાતી મૂકી પોતે સુખ ભોગવવું, એ એમને ગમ્યું નહિ; તેથીજ એ આપની પાસે સુખમાં ભાગ લેવા આવ્યા નહિ. એમણે છૂટા પડતી વેળા મને કહ્યું કે મારે હવે મરુદેશની સ્વતંત્રતા જાહેર કરી તેને શત્રુ વગરની કરવી, એ કામ કરવાનું છે; માટે આ મારી વીંટી લે અને મહાસિંગ મહારાજને તે આપીને કહેજે કેઃ–"હવે આપણે ભાગ્યેજ ભેળા થઈશું. જો હું મારા કર્તવ્યમાં ભોગ થઈ પડું તો એમ જાણજો કે મરુદેશ ઉપર દુઃખનો દરિયો રેલવામાં કમી રહેવાની નથી. વળી એ પણ યાદ રાખજો કે–'સ્વદેશાભિમાનીને પ્રભુ સહાય કરે છે.'"

આ સાંભળી પાસે ઉભેલી જુવાન બાળાની આંખમાંથી આંસુ પડયાં, તેથી તે વધારે આંસુ પડતાં અટકાવવાને એક બારી ભણી જઈ ઉભી. એવામાં પાસે બેઠેલો જુવાન છોકરો બોલી ઉઠયો કે, "કાકા, મરુભૂમિના સ્વતંત્રતા શકય છે. મારૂં અંતઃકરણ પણ સાક્ષી પૂરે છે કે દુર્ગાદાસનાં આ વચનો જાણે આકાશવાણી હોય." મહાસિંગ કાંઈ પણ બોલ્યા વગર વિચારસાગરમાં ડોલવા લાગ્યો.

પોતાની પાસે બેઠેલાની તરફ જોયા વગર મહાસિંગ દુર્ગાદાસની વીંટી પોતાના હાથમાં રાખી બોલ્યોઃ–"સ્વદેશાભિમાનીને પ્રભુ સહાય કરે છે એ ખરી વાત છે. દુર્ગાદાસ! તારૂં પણ પાળવામાં આવશે. તલવાર પકડવાને મહાસિંગનો એક પણ હાથ સલામત હશે અને રણક્ષેત્રમાં તેનું એક પણ માણસ જીવતું હશે ત્યાંસુધી આ દેહ ને તે માણસ તારા હુકમમાં રહેશે."

આ સાંભળી પેલી પુખ્ત સ્ત્રી બોલી ઉઠીઃ–"વહાલા પતિ! જે સ્થિતિમાં હાલ તમે છો એ સ્થિતિમાં તો નહિજ. હજુ તમારા જખમ રૂઝાયા નથી ને તાવ મટયો નથી. આવી સ્થિતિમાં લડાઈનું જોખમ ખેડવું એ બેવકુફી ન કહેવાય?" મહાસિંગે કહ્યું કેઃ–"હું પોતે જ્યાંસુધી ઘા કરી શકું એવો થાઉં ત્યાંસુધી હથિયાર નહિ ઝાલું; પરંતુ મારા પ્રાણરક્ષકના રક્ષણમાટે અને તેનો

સ્વદેશાભિમાની ઠરાવ અમલમાં લાવવા માટે મારાં સઘળાં માણસો અને સગાં-વહાલાંને એકઠાં કરી દુર્ગાદાસની સહાયે મોકલવાં જોઇએ." પછી દુર્ગાદાસની વીંટી આંગળીએ પહેરી બોલ્યો કે "જ્યાંસુધી આ વીંટી પહેરવાને આ જમણો હાથ સલામત છે ત્યાંસુધી દુર્ગાદાસથી આ દેહ છૂટો પડવાનો નથી. પ્રભુ મને બળ આપો."

મહાસિંગ બોલી રહ્યો કે તેનો ભત્રીજો કાકાને પગે પડી કાલાવાલા કરવા લાગ્યો કે:–" કાકા, જો તમારો મારા ઉપર પ્યાર હોય અને મારી ભવિષ્યની કીર્તિની કિંમત હોય તો દુર્ગાદાસની સહાયે જનારા આપના સૈન્યની સરદારી આપની ગેરહાજરીમાં મને આપો અને આપ પધારી શકો એવા થાઓ ત્યારે આપનો વાવટો મને આપજો."

લાલબા પોતાના પિતા શો જવાબ આપે છે તે સાંભળવાને આતુર થઇ.

મહાસિંગે કહ્યું કે, બેટા ! તારી આ માગણી સાંભળીને હું જેવા ખુશી થયો તેવો બીજા કશાથી થવાનો નથી. ખરા મારુપુત્રોની લાગણી એવીજ જોઇએ. કાલે આપણા પટાવતોનાં માણસો એકઠાં કરી તે અને આપણાં ઘરનાં ખાસ માણસો છે તેને લઇને તું કાલેજ સાંજે દુર્ગાદાસની સહાયે જવાને નીકળજે. લાલબા (મહાસિંગની પુત્રી) જેને લડાઇની આફતોનો અનુભવ નહોતો તે આ સ્વદેશાભિમાની યુદ્ધમાં પોતાનો ભાઇ જવાનો છે તે જાણી ખુશી થઇ; પણ લાલબાની ઓરમાઇ મા(મહાસિંગની સ્ત્રી) ના વિચાર જુદાજ હતા. તેથી તેણીએ પોતાના ભત્રીજાને અને દીકરી લાલબાને નાહીને લઇ જઇને તેને જમાડવાને મોકલ્યાં. ઓરડામાં પોતે ને પોતાનો સ્વામી એકલાં રહ્યાં. મહાસિંગે દુર્ગાદાસની મદદે જવાને પોતાના ભત્રીજાને કહ્યું તે સાંભળી તેના અંતઃકરણમાં ભય ઉત્પન્ન થયો. તેને પોતાના સ્વામીની જીંદગી આવા જોખમભરેલા કામમાં પડવામાં ભયયુક્ત લાગી. પોતાના સ્વામીના વૃદ્ધ અને જખમોથી ભરાયલા શરીરને આ નાશકારક કામમાં પડવાથી જોખમ જણાયું. તેથી તે આ કામમાં પડવામાં કેટલું જોખમ છે, એ વિષે પોતાના પતિ સાથે વિવાદમાં ઉતરી. તેણીએ કહ્યું કે, મારા વહાલા! તમે વિચારો કે મરુદેશ હાલમાં તદ્દન મોગલોના કબજામાં છે. મોગલાઇ સૈન્યથી આપણાં શહેર ને કસ્બા ભરાઇ ગયા છે અને મોગલોનાજ વિશ્વાસુ માણસો રાજ્યની નાનીમોટી સઘળી જગા ઉપર અમલદાર છે.

મહાસિંગે કહ્યું કે ત્યારે શું આટલો બધો જુલમ છે માટેજ આપણે તે હવે વધારે વાર સુધી ખમ્યા કરવો જોઇએ? દિલ્લીથી એ ખુનીના હાથમાંથી છૂટી આવ્યા પછી મેં અને બીજા પટાવતોએ મોગલો સામી કમર બાંધી હોત, મોગલોની જે તલવારે આપણી સ્વતંત્રતા છીનવી લીધી તે ખુની તલવાર ચુમવાને બદલે અમારી તલવારો મ્યાન કરી ન હોત અને અરવલ્લીનો આશ્રય લીધો હોત તો મરુદેશ આજે સ્વતંત્ર હોત; અને કંટાલીઆની શેરી વચ્ચે જુલમી મોગલોથી મારૂં અપમાન થયું ન હોત. તેમજ મારો જીવ ઉગારવાને દુર્ગાદાસને પોતાનાં માતુશ્રીનો શોક કરવાનો વખત આવત નહિ કે એ બહાદૂર પુરુષને ઘરબાર વગરના થઇ રખડવાનો વારો આવત નહિ.

આ સાંભળી મહાસિંગની સ્ત્રી તેજબા થોડીવાર છાની રહી. પછી બોલી કે એ વાત ખરી; પણ થવાનું તે થઇ ગયું. મરુદેશ હમેશને માટે બાદશાહી ભેગો જોડાઇ ગયો. હવે એ પાછો મેળવવાનાં ખાલી ફાંફાંમાં તમારા મિત્રને સહાય કરતાં, તેને બચાવી શકશો નહિ ને તમે તમારો જીવ જોખમમાં નાખશો. દુર્ગાદાસની ધારણા અશક્ય ને નકામી છે. એ બાથમાં આભ લેવા જેવી છે. વળી તમે લઢશો કોને માટે? તમારો રાજા મરણ પામ્યો છે ને તેના કુંવરો પણ દેવલોક પામ્યા છે; તો હવે તમે કોને માટે લઢો છો? જો તમે જીતશો તોપણ રાજ્યને માટે માંહોમાંહે પટાવતો લઢી મરી દેશ પાયમાલ કરશે. તેના કરતાં મરુદેશમાં હાલમાં શું દુઃખ છે?

નહિ નહિ, કાંઇજ દુઃખ નથી! હજુ તો આ જખમો તાજા છે. તુંજ કહે છે કે તે રૂઝાયા નથી; એથી વધારે કેવું સુખ જોઇએ છીએ? એના કરતાં તો ખુલ્લા મેદાનમાં લઢતા હોઇએ તે હજાર દરજ્જે સારૂં. લૂંટ ને ખુન તો રોજ ચાલુજ છે. મોગલોના રાજ્યથી હું તો હવે ધરાઇ ગયો. દુર્ગાદાસનું વેર વાળવાને તેની માને તો મારી, પણ તેનું ઘરબારે લૂંટી લીધું ને તેથી પણ ન ધરાયા ત્યારે તે ઘર બાળી મૂક્યું!! શો જુલમ! એને શું તું સુખ કહે છે? નહિ નહિ, હવે તો મારે જાગવુંજ જોઇએ તથા દુર્ગાદાસની પેઠે મરુદેશને માટે મરવું કે તેને સ્વતંત્ર કરવો એવો દૃઢ ઠરાવ કરવો જોઇએ.

આ સાંભળી તેજબા રડતાં રડતાં બોલી:—વહાલા સ્વામિ! આપ પ્રત્યેના મારા પ્યારનો આજ બદલો? તમે આ જોખમ ખેડી મારાથી છૂટા પડો છો ને તમારી પટાવત જપ્ત કરાવવા જાઓ છો. તમારાં છોકરાંને જાગીર

વગરનાં કરો છો એટલુંજ નહિ, પણ તમારો ચેપ તમારા ભત્રીજાને લગાડી તેને તમારૂં સૈન્ય આપી પેલા મૂર્ખ દુર્ગાદાસની મદદે મોકલો છો?

મહાસિંગ આ છેલ્લા બોલથી બહુ તપી ગયો. તેનાથી એ બોલ સાંભળી શકાયા નહિ. તેજબાના મુખમાંથી એ છેલ્લા શબ્દો નીકળતાંજ તે બૂમ પાડી બોલ્યો કે ચૂપ રહે. આ તું શું બોલે છે? જે વીરપુરુષ તારા ધણીનો જીવ ઉગારતાં આવી દશામાં આવી પડ્યો છે તે પુરુષને તું મૂર્ખ કહે છે? શું તેણે તને વિધવા થતી અટકાવી તેથી મૂર્ખ ઠર્યો કે? તેણે તારાં છોકરાંને પિતાવિનાનાં થતાં અટકાવ્યાં માટે મૂર્ખ ઠર્યો? મહાસિંગની સ્ત્રી આ શું બોલે છે?

તેજબા આ સાંભળી આભીજ થઈ ગઈ. તેણે કહ્યું કે મારા વહાલા પતિ જેથી જોખમમાં પડે, એ સઘળું મારે મન ગાંડપણુજ છે. તમે તમારી સલામતિનો વિચાર કરો.તમે જો રણમાં પડો તો મારાં આ નિરપરાધી જોડકાં જે હજુ તો પારણામાં છે તેમનું શું થાય તે વિચારો. વળી તમારા *ભાઈના એકના એક પુત્રને લઢાઈમાં મોકલો છો ને એ વાત વખતે તમારા ભાઈને નહિ ગમતી હોય તો તેને કેવું લાગશે તેનો વિચાર કરો.

મારા ભાઈના વિચાર તારા કરતાં હું વધારે જાણું છું. કોઈ પણ ચાંપાવત ઔરંગઝેબના તાબામાં રહેવાનું ચહાશે ને પોતાના દેશને સ્વતંત્ર કરવા માટે લઢનારને ધિક્કારશે ત્યારે તો સત્યાનાશ ગયું જાણવું. ઔરંગઝેબ એથી અજાણ્યો નથી અને તેથીજ જેને તું વખાણે છે, તેણે આપણો કિલ્લો લૂંટવાને માણસો મોકલ્યાં હતાં. એ વાત તું હજુ ભૂલી ગઈ નહિ હોય અને એ કામમાં જો તેઓ ફતેહમંદ થયા હોત તો તારૂં ઘર કયાં જતું રહેત? તારો ધણી ને છોકરાં કયાં હોત? પણ બહાદૂર દુર્ગાદાસનાં દુઃખડાં લે કે જેના વીરત્વથી એ સઘળાંનો નાશ થતો અટકયો.

તેજબા બોલી કે એ બધુંએ હું કબૂલ કરૂં છું; તોપણ મારૂં જે છે, તે સઘળું જોખમમાં નાખતાં મારો જીવ કંપે છે. એક તરફ રણક્ષેત્ર, બીજી તરફ મારા વહાલા સ્વામી અને ત્રીજી તરફ મોત જોઈ મારૂં હૈયું હાથ રહેતું નથી. મહાસિંગે કહ્યું કે તેથી ડરે છે શાને? એક રજપૂતાણી થઈને આવું બાયલાપણું બતાવતાં તને શરમ પણ નથી આવતી? સત્ય અમારા તરફ છે એટલે પરિણામે અમારો જય નક્કીજ છે, એમ બોલી તે સ્વદેશાભિમાનીના જુસ્સામાં

* ચાંપાવત કુંપાજીનો દીકરો માનસિંગ હતો.

બોલી ઉઠ્યો:—"હે જગન્નિયંતા પ્રભુ ! મરુદેશના વિજયી રણક્ષેત્રમાં મને મોત આપજે; પણ મારી જન્મભૂમિનાં દુઃખો જોવાને મને જીવતો રાખીશ નહિ."

તેજબા બોલી કે આ બોલ મારાથી સાંભળી શકાતા નથી; માટે હું પ્રભુની પ્રાર્થના કરૂં છું કે તે મને સ્વદેશાભિમાની પુરુષને છાજતી સ્ત્રી થવાને હિંમત આપે. હમણાં તો તમારા બોલ મને કારી જખમ કરે છે. એમ બોલી તે બીજા ઓરડામાં ચાલી ગઇ. મહાસિંગ એજ ઓરડામાં બેઠાં બેઠાં ભવિષ્યમાં કેવા ધોરણે કામ લેવું તેનો વિચાર કરવા લાગ્યો.

મહાસિંગની સ્ત્રી સ્વભાવે બહુ બીકણ હતી. રજપૂતાણીઓમાં જે ખાસ ગુણો હિંમત ને દેશદાઝ જોઇએ, તે તેનામાં નહોતા. તે સ્વાર્થી, મોજશોખી ને આ સંસારનાં અનિત્ય સુખની લોભી હતી. કોઇ પણ રીતે પોતાના એ સુખનો ભંગ થતો હોય તો તે તેને ગમતું નહોતું. રાજ્યવૈભવ ને રાજ્યમાનની તે ભૂખી હતી. એ રાજ્યવૈભવ ને રાજ્યછત્ર ગમે તેવા કારણથી પણ જતાં રહે તો તેના મનને કારી જખમ હતો. દેશનું ને લોકનું ગમે તે થાય, બીજા ઉપર જુલમ થાય, પરદેશીઓ પોતાના દેશીઓને પાડે, તેની તેને દરકાર નહોતી ગુણ ઉપર અવગુણ કરતાં પણ જો પોતાનો વૈભવ સચવાતો હોય તો તેમ કરવાને તે અચકાય એવી નહોતી. એશઆરામ, વૈભવ ને મોજશોખ એજ એના સોબતી હતાં. કોઈ પણ ઉપાયે એને જોખમ લાગવું ન જોઈએ, એ એની હમેશની ઇચ્છા હતી. આજના દૂધચોખા ને સાકરના ભોગી ને ક્ષુદ્ર લાલસાવાળા રાજ્યપુરુષોને છાજતા ગુણો તે વખતે મહાસિંગની સ્ત્રીમાં હતા પંડે સારા ઘરની છતાં તથા મહાસિંગ જેવા વીરપુરુષની પત્ની છતાં તે વખતની રજપુતાણીઓનો એક પણ ગુણ એનામાં નહોતો. આવા ઉલટા ગુણો એ બાઇમાં કયાંથી આવ્યા એ શોધી કહાડવું પણ મુશ્કેલ હતુ.

તેજબા આખી રાત લાલબા પાસે રહી. લાલબા તેજબાની ઓરમાઇ દીકરી હતી. એણે ધાર્યું કે લાલબાને સમજાવું તો સ્ત્રીજાતિ હોવાથી મારા પક્ષમાં આવશે અને તેથી કદાચ એના સમજાવ્યાથી મહાસિંગ દુર્ગાદાસને મદદ કરતો અટકશે ને તેથી આપણા રાજ્યસુખ ને વૈભવને જોખમ આવશે નહિ. તેજબાએ કહ્યું કે બેન! દુર્ગાદાસ વીર પુરુષ છે. એણે તારા બાપનો જીવ ઉગાર્યો તેથી તેને આપણે મદદ કરવી જોઇએ. એ બધું ખરૂં;પણ તેમાં જોખમ કેટલું છે તે પણ વિચારવું જોઇએ. દુર્ગાદાસ આપણી મદદવડે દેશનું દાળદર

કહાડી શકે નહિ ને આપણાં રાજ્યસુખ ને વૈભવ નકામાં જાય. મને એ બાબતનો બહુ ડર લાગે છે. વળી તારા બાપાને હજુ આરામ પણ થયો નથી ને તેમાં આ જોખમ માથે વહોરી લેવાથી આગળ ઉપર કોણ જાણે શુંએ થાય.

લાલબાએ કહ્યું, માજી ! એમ બીવાનું કાંઇ કારણ નથી. મારા પિતાએ દુર્ગાદાસને મદદ મોકલવાની જે તૈયારી કરી છે, તે મોકલ્યા પછી જેસલમેરના ગઢમાં તેઓ સહકુટુંબ જઇ રહે તો પછી શી ફીકર છે? તે મને સમજાતું નથી. મારા પિતાના રક્ષણાર્થેજ દુર્ગાદાસે જોરાવરખાનને મારીને મુસલમાન સુબેદારનો કોપ ખેંચી લીધો. એમનો જીવ ઉગારવામાંજ દુર્ગાદાસ ઘરબારવગરનો ને માજીના સુખ વગરનો થઇ પડ્યો. હવે એવા મારા પિતાના પ્રાણરક્ષક વીર પુરુષને તરછોડી નીચપણું બતાવવાનું તમે મારા પિતાને કહો એ શું સારૂં કહેવાય?

એ તો ખરૂ, પણ દુર્ગાદાસે શું સારૂં કર્યું ? તળાવમાંથી ઉગારી દરિયામાં નાખ્યાં. બાદશાહી સત્તા પૂર્ણ જામી છે, ઔરંગઝેબના નામથી રજપૂતો થરથર કંપે છે, રજપૂત ઠકરાતો એક પછી એક બાદશાહને તાબે થઇ છે, મારા પોતાના ભાઇ ને કાકા બાદશાહના પક્ષમાં ગએલા છે. એમ ન સમજવું કે તેઓ મારાથી કે કોઇથી પણ સમજાવ્યા સમજીને બાદશાહ સામા થાય. હવે કહે કે એવા બળવાન દુશ્મનો સામો તારો ઘેલો બાપ શું કરી શકવાનો છે? બાદશાહ સાથે દુશ્મની કરીને દુર્ગાદાસ કે તારો બાપ કાંઈ કદી ફાવવાના નથી. એમાં કાંઇ સારૂં પરિણામ થાય એવી મને તો લગારે આશા જણાતી નથી.

લાલબાએ કહ્યું કે માજી ! ખરા ને ન્યાયના કામમાં નાઉમેદ શામાટે થવું જોઇએ? સત્ય ને ન્યાય આપણા તરફ છે, મુસલમાનોએ અત્રમ આરંભ્યો છે. પ્રથમ તો જશવંતસિંહજી મહારાજના પુત્ર હયાત છે તેમનું રાજ્ય ખાલસા કરવાના ઇરાદાથી તેમને દિલ્હીમા બોલાવી મારી નાખવાનો વિચાર કર્યો. એ અજીતસિંહજી મહારાજને બચાવવામાં પોતાના દેહની દરકાર કર્યા વગર મારા પિતા ને દુર્ગાદાસ લઢયા ને મહામુશ્કેલીએ સહીસલામત પોતાના દેશમાં ઘરભેગા થયા. છળકપટથી ના ફાવ્યા ત્યારે બાદશાહે બળથી મરુદેશ વશ કરી ખાલસા કર્યો છે. રાઠોડો નિરુપાય થયાથી તાબે થયા પણ તે જુલમ સાંખવા માટે નહિ, શાંતિમાં રહેવા માટે. એ શાંતિનો ભંગ મુસલમાનોએ મારા પિતાના ઉપર ઘા કરીને પહેલો કર્યો છે. આપણે લઢવા કે દુશ્મની કરવા ગયા નથી; પણ પહેલ તેમણે કરી છે. ગેરવાજબી રીતે અસમાન હુમલો

કરી મારા પિતાનો પ્રાણ લેતાં જોયાથી દુર્ગાદાસે તે પાપીને ઘોરમાં સુવાડયો તો તેમાં એણે શું ગેરવાજબી કર્યું ? પણ તેથી ન ધરાતાં દુર્ગાદાસની નિરપરાધી માતાને મારીને તથા તેનાં ઘરબાર બાળી મૂકીને તેણે જાણીજોઇને દુશ્મન ઉભો કર્યો છે; તેથી ન્યાય આપણા તરફ છે, માટે ફિકર રાખવાનું કારણ નથી. અંતે ધર્મજય ને પાપક્ષય થશેજ. માજી ! પરિણામે સત્યજ તરી આવશે, એ નક્કી જાણવું. જો હું મરદ હોત તો મારા દેશના છુટકારા માટે હથીઆર બીડી પહેલી મેદાનમાં પડત અને પ્રભુ મારા બહુમાં એટલું બળ આપત કે હું દુર્ગાદાસને ઉપયોગી થઈ પડત. માજી! આપનો દેશ સપાટ હોવાથી મુસલમાનો ફાવી ગયા છે; પણ અરવલ્લીના ઘાટો કાંઇ જેવા તેવા નથી. એ ઘાટોમાં આપણાં ઘરબાર કરીએ તો પછી મુસલમાનો માથાં પટકી મરે પણ શું થવાનું છે ? એજ ઘાટોમાં ભરાઇ રહીને અકબર જેવા મહાન બાદશાહને રાણા પ્રતાપે હંફાવ્યો હતો, એ ઘાટોજ આપણી સ્વતંત્રતા સાચવનાર થાંભલા છે; માટે મારા પિતા જો હાલમાં જેસલમેર જઈ રહે અને મહાદેવી સ્વતંત્રતા પોતાના વાવટા જોધપુરના ગઢ ઉપર ઉરાડે ત્યારે પાછા ફરે, તો પછી બીવાનું શું છે?

તેજબાએ કહ્યું, બહેન, તું આ કેવા શેખસલ્લીના વિચાર કરે છે ? હવામાં મહેલ બાંધે છે ! એટલું સારૂં છે કે તું પણ મારી જાતની અબળા છે; નહિ તો તું કયારનીએ દુર્ગાદાસની પડખે જઇ ઉભી હોત. લાલબાએ કહ્યું કે મારા વિચાર તમને શેખસલ્લીના લાગે છે—હવામાં મહેલ બાંધવા જેવા લાગેછે, પણ તમને માલમ પડશે કે તે ખરા છે. મારવાડીઓ બધા મુવા પડયા નથી, તેઓ આપણા જેવા અબળ નથી, તેમની લાગણી બહેર મારી ગઇ નથી, તેમનું સ્વદેશાભિમાન નાશ પામ્યું નથી, તેઓ પોતાના ધર્મ અને રાજ્ય તરફની ફરજ સમજે છે. આપણે આપણી ફરજો જાણીને બેસી રહીએ, પણ તેઓ એનો અમલ કરી શકે એવા છે. મારા પિતા જોકે ઘાયલ થયા છે તેથી દુર્ગાદાસને માટે પોતાના હાથનો ઉપયોગ કરી શકે તેમ નથી, તોપણ તેઓ પોતાનાં માણસોથી મદદ કરી શકે તેમ છે અને એ મદદ કરવી તે એમની ફરજ છે. માજી ! એ વાત શું તમે નાકબુલ કરશો ? બીજા મારુસરદારો તો પોતાના દેશની સ્વતંત્રતા સાચવવા ઉભા થશે પણ આપણી તો બેવડી ફરજ છે. દુર્ગાદાસને મદદ કરવી એ પહેલી ને દેશની સ્વતંત્રતા સાચવવાની બીજી.

તેજબાએ કહ્યું કે, ત્યારે તો ઘેલી દીકરી ! તું તારા બાપનું રાજ્ય જોખમ-

માં નાખવા ઉભી થઈ છે, તે દેશને માટે નહિ, પણ પ્રથમ તો પેલા બહારવટીઆ દુર્ગાદાસને મદદ કરવા માટે કેમ ? ના, તે કદી બનવાનું નથી. લાલબાએ કહ્યું માજી ! તમે આ શું બોલો છો ? દુર્ગાદાસ બહારવટીઓ ? જેણે મારા પિતાનો જીવ ઉગારવા પોતાનું સઘળું ગુમાવ્યું, મુસલમાનોનો કોપ ખેંચી લીધો ને જે ઘરબાર વગરનો થઇ ભટકે છે, તે દુર્ગાદાસ બહારવટીઓ ? હું તો તે પરમ કૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ ! એ દુર્ગાદાસ—પછી તેને બહારવટીઓ કહો કે દેશદાઝદા સ્વદેશાભિમાની વીર પુરુષ કહો—તેનું રક્ષણ કરજે અને તેના બાહુમાં બળ આપી તેના અંતઃકરણને મરુદેશ સ્વતંત્ર કરવા તરફ પ્રેરજે.

તેજબાએ કહ્યું ઠીક, આપણે જોઇશું કે એ પ્રભુ કોની પ્રાર્થના સાંભળે છે ? તારી કે મારી. આજ સાંજ પડતા પહેલાં જે હશે તે જણાશે. એમ બોલી તે લાલબા ઉપર ગુસ્સો કરી તેને એકલી મૂકી ચાલી ગઇ. લાલબા એકલી પડી એટલે વિચાર કરવા લાગી કે એટલું સારૂં છે કે પરમેશ્વરે આવા નીચ વિચારની સ્ત્રીને પેટ મને અવતાર આપ્યો નથી તથા એવા નીચ દેહનું લોહી આ દેહના લોહીમાં ભળ્યું નથી.

એટલામાં મહાસિંગનો ભત્રીજો માનસિંગ લાલબાની પાસે આવી ઉભો. તે બોલ્યો, બહેન લાલબા ! અત્યારસુધી તમે શું કરતાં હતાં ? મારા કાકાના કહેવાથી દુર્ગાદાસને મદદ કરવાની અમે તો સઘળી તૈયારી કરી રાખી છે. કાકાએ પોતાનાં માણસો આસપાસનાં ગામડાંમાં મોકલી ત્રણસેં બહાદૂર મારુપુત્રો એકઠા કર્યા છે. તે સઘળા હથિયાર સજી સાંજ પડતાં પહેલાં માંડાના દરવાજા આગળ દુર્ગાદાસની મદદે જવાને પોતાના સરદારની રાહ જોતા ઉભા રહેશે. કાકાએ લશ્કરની સરદારી મને આપવાનું કહ્યું છે, તેથી હું પણ તૈયાર થઇ જવાનો છું અને તેથીજ તમારી રજા લેવાને આવ્યો છું. મેં પણ મારાં પોતાનાં સો માણસો એકઠાં કર્યાં છે; પણ તેમને માંડાના ગઢમાંથી હથિયાર આપવાનાં છે. કાકાએ તેમને પોતાને હાથે દરબારમાંથી હથિયાર આપવાનું કબૂલ કર્યું છે. એ માણસો પણ ખાઇપીને એક પછી એક દરબારગઢના ચોગાનમાં એકઠાં થાય છે. હવે તમારી શી ઇચ્છા છે ? લાલબાએ કહ્યું કે, ભાઇ જેણે મારા પિતાના પ્રાણ ઉગાર્યા તેને મદદ કરી બહાદુરીથી મરુદેશ ફરી સ્વતંત્ર કરી મહારાજા અજીતસિંગજીની આણ વર્તાવો, એજ મારી ઇચ્છા છે. અત્યાર

સુધી પથ્થર સાથે માથું ફોડવું પડયું. માજી તેજબા અહીં આવીને દુર્ગાદાસને મદદ નહિ કરવાનું મને કહેવા લાગ્યાં. તેમની દલીલો બધી લાગણીવગરની, સ્વાર્થી ને પાપથી ભરેલી નીચ હતી. તેમણે દુર્ગાદાસ જેવા બહારવટીઆને મદદ કરી માંડાનું રાજ્ય જોખમમાં શામાટે નાખવું, એવું કહ્યું; પણ એ કેવી સ્વાર્થી, નીચ ને દુષ્ટ લાગણી! ઉપકાર કરનારને બહારવટીઓ કહેવો? પોતાના ધણીનું રક્ષણ કરનારને અને તેથીજ પોતાને માથે સંકટ ખેંચી લેનારને મદદ કરતાં અટકાવવું, એના જેવું બીજું કયું પાપ હશે? ભાઇ! એને પેટ મારો જન્મ થયો નથી તેજ સારું થયું છે. તેના કહેવાના મે ખરા જવાબ આપ્યા ત્યારે તે મારા ઉપર ગુસ્સે થઇ ચાલી ગઇ.

માનસિંગે કહ્યું, બહેન, એમનો સ્વભાવ મોજશોખી ને આ દુનિયાનાં ક્ષણિક સુખો ભોગવવાની લાલસાવાળો હોવાથી એ સુખ જેથી જોખમમાં પડે તે વાત તેમને ન ગમે એ સ્વાભાવિક છે; પણ તેમના કહેવાથી શું થવાનું છે? એમના કહેવાથી વીર સ્વદેશાભિમાનીઓ કાંઇ પાછા હઠી જવાના નથી. આજ રાતનાજ હું પ્રભુની મરજીથી દુર્ગાદાસની મદદે જઇ પહોંચીશ. તેજબાનાં પિયરીઆં સઘળાં બાદશાહના પક્ષમાં હોવાથી પણ એમને ડર લાગતો હોય. હોય, સ્ત્રીજાતિ છે. પિયરીઆંનું જેવું લોહી હોય તેવીજ લાગણી એમનામાં હોય, તેમાં શી નવાઇ છે? હવે બહેન! મને રજા આપો તો હું જઇને સઘળી તૈયારી કરૂં.

લાલબાએ કહ્યું કે ભાઇ, બહુ સંભાળથી ચાલજો. મારા કરતાં તમારી લાગણી દુર્ગાદાસ તરફ કે આપણા દેશ તરફ ઓછી નથી; એટલે એ વિષે કાંઇ કહેવાનું નથી; પણ જે કામ કરો તે વિચારથી, દઢતાથી ને હિંમતથી કરજો; પણ આધળાઆં કરી અવિચારથી નકામા જીવને જોખમમાં નાખશો નહિ; કેમકે મારવાડમાં તમારા જેવી લાગણીના થોડાજ માણુસો છે. વળી મુસલમાનોથી આપણો દેશ છવાઇ ગયો છે; માટે બહુ સાવચેતીથીજ દુર્ગાદાસને જઇ મળજો. દુર્ગાદાસની ભેળા થયા પછી તો એ ચતુર પુરુષની આજ્ઞા પ્રમાણે ચાલવાનું છે, એટલે તેમાં જોખમ આવશે નહિ આપણા તરફ ન્યાય ને સત્ય છે એટલે પ્રભુ આપણને સહાય કરશે; માટે ભાઇ! તમે જાઓ ને પરમેશ્વર તમારૂં રક્ષણ કરો! માનસિંગ બહેનનો આશીર્વાદ લઇ દરબાર ભણી ગયો.

મહાસિંગે પોતાનાં માણુસોને હથિયાર ભીડી સજ્જ થયેલાં જોઇ વિચાર કર્યો કે આ માણુસો ને આજ સાંજે બીજાં ત્રણુસો માણુસો ભેગાં થવાનાં છે તેમને

સાથે લઇ જવા કરતાં કડકે કડકે દુર્ગાદાસ પાસે રવાના કરવાં એ સારૂં છે. સામટાં લઇ જતાં રસ્તામાં મુસલમાનો મળે કે તેમના જાણવામાં આવે તો દુર્ગાદાસની સહાય રસ્તામાંજ રખડે: માટે થોડાં થોડાં માણસો કોઇ સારા માણસના સ્વાધીનમાં સોંપીને જૂદે જૂદે માર્ગે મોકલવાં એમાં ડહાપણ છે. હાલમાં આ માણસોને રૂપસિંગ ઠાકોરના સ્વાધીનમાં મોકલી દઇએ ને રાત્રે ભેગા થનારના ત્રણ ભાગ પાડી ત્રણ રસ્તે રાત્રેજ રવાના કરીએ તો ઠીક. આવો વિચાર કરી તે પોતાના કાકા પાસે ગયો ને તેમને પોતાનો વિચાર જાહેર કર્યો. મહાસિંગને એ વાત ગમી, તેથી માનસિંગે પોતાનાં માણસોને ભેળાં કરીને કહ્યુ કે.—"ભાઇઓ! આપણે વિકટ કામ કરવાનું છે. તમે જાણો છો કે દુર્ગાદાસે આપણી ભૂમાતાને મુસલમાનોના પંજામાંથી છોડાવવા સોગન ખાધા છે. તેને પણ નિમાજ પડતાં મસીદ કોટે વળગ્યા જેવું થયું છે. પરમાર્થ કરતાં મુસલમાનોનો કોપ માથે ખેંચી લીધો ને ઘરબાર વગરનો થયો છે. મારા કાકા મહાસિંગનો પ્રાણ ઉગારતાં અને ખરૂં કહીએ તો મારા ઘરની આબરૂ સાચવતાં આ જોખમ માથે આવી પડયું છે. આવો પરમાર્થી ને બહાદૂર દુર્ગાદાસ હમણાં મુસલમાનોથી ઘેરાઇ પડયો છે. એને સ્હાય કરી આપણા મરુદેશને સ્વતંત્ર કરવાને આપણે મદદે જવાનું છે તે પવિત્ર ફરજ બજાવવાને તમને મદદે જવાને બોલાવ્યા છે.મુસલમાનોએ આખો દેશ આવર્ણ કરેલો છે.જ્યાં જાઓ ત્યાં મુસલમાનોનાં ટોળાં ને ટોળાં હથિયારબંધ માલમ પડે છે. એ મુસલમાનો ચેતે નહિ તેવી રીતે સાવચેતીથી દુર્ગાદાસને જઈ મળી તેના હુકમ પ્રમાણે આપણે ચાલવાનું છે. જો કાંઇપણ ઉતાવળ કે ગફલત કરવામાં આવી તો જીવનું જોખમ થતાં પણ દુર્ગાદાસને મદદ આપી શકશો નહિ ને આપણું પવિત્ર કામ બજતાં અટકશે! આજ રાત્રે બીજાં ત્રણસેં માણસો આવવાનાં છે તે, ને તમે બધા સાથે જાઓ તે કરતાં આવા કટોકટીના વખતમાં છૂટક છૂટક ભિન્ન ભિન્ન આડફેટે માર્ગે જાઓ એમા મને ડહાપણ લાગે છે ઘણા મુસલમાનો આગળ આપણે તો સાગરમાં બિંદુમાત્ર છીએ. તે છતાં બહાદૂર રાઠોડો મુસલમાનોનું સંખ્યાબળ જોઇને હબકી જાય એવા નથી; છતાં હજુ જો કોઇને ઘરની, છોકરાંની ને સંસારની માયામાં જીવ ભરાયો હોય, જેને જીવવાની આશા હોય–પોતાની ભૂમાતાને મ્લેચ્છના હાથમાંથી છોડાવવાની પવિત્ર ફરજ બજાવતાં તે શત્રુનો ઘાણ કહાડતાં રણમાં પડી સ્વર્ગમાં જવાની ઇચ્છા ન હોય, તેમણે સુખેથી ઘરભેગા થવું. અધકચરા ઘણા હોય તે કરતાં દઢ

મનના થોડા, ઘણાનું કામ કરે છે; માટે તમારામાં જો કોઇ ઢચુપચુ મનનો હોય તો તેણે સુખેથી ઘેર જવું. એવાનું આ જીવસટ્ટાના જોખમમાં કામ નથી. જેને દેશ કરતાં ઘર કે દેહ વધારે વહાલો હોય; જેને માંડનું લૂણ હલાલ કરવું ન હોય, તે સુખેથી ઘેર સિધાવો. મહાસિંગનો પ્રાણ બચાવનાર દુર્ગાદાસને સંકટમાં જાણી ખુશે ભરાવાની ઇચ્છા રાખનાર ઘેર જાઓ. મહાસિંગના આ ભત્રીજાને રણમાં એકલો મૂકી, રણમાંથી ભાગી જઇ પોતાની દેહ સાચવનાર ઘરમુખા હમણાંથીજ ઘેર રહો. બોલો ભાઇઓ ! કોઇને ઘરભેગા થવાની ઇચ્છા છે?" સઘળા એકે અવાજે બોલી ઉઠયા કે:–"જયાં માનસિંગ ત્યાં અમારો દેહ. એના લોહીના એક ટીપા માટે અમે અમારો પ્રાણ આપીશું. લઢાઇમાંથી ભાગીને ઘરભેગા થવાની ઇચ્છા રાખનાર સ્વાર્થી દેહરખા રાઠોડ આ ટોળામાં તો નથીજ; પણ મરુદેશમાંએ એવો મળવો મુશ્કેલ છે. તમારા હુકમ સાથે અમારો પ્રાણ છે. જયાં તમે ત્યાં અમે. પોતાની ભૂમાતાની સ્વતંત્રતા માટે નહિ મરી ફીટનાર મારુપુત્રોને ધિક્કાર હજો. માટે મહારાજા ! અમને આજ્ઞા દો. શો હુકમ છે તે ફરમાવો."

આ જવાબ સાંભળી માનસિંગનું મન પ્રફુલ્લિત થયું. એણે એજ જવાબની આશા રાખી હતી ને તેજ જવાબ એને મળ્યો. માનસિંગે રૂપસિંગ રાઠોડ તરફ ફરીને કહ્યું કે, ઠાકોર ! હું આજરાત્રે અત્રેથી નીકળીને દુર્ગાદાસ પાસે આવીશ. તમે સાવચેત ને દૃઢ મનના દેશદાઝવા વીર પુરુષ છો; માટે આ માણસોને રસ્તામાં સંભાળથી લઇ જાઓ. આ સર્વે પાયદળ છે એટલે તેમને તમે સંભાળથી આડફેટે રસ્તે લઇ જઈ શકશો. રાત્રે આવનાર સવારોને લઇને હું પણ તમારીજ માફક આવવા નીકળીશ. રસ્તામાં મુસલમાનો મળે તો રસ્તો ચૂકાવી સંભાળથી દુર્ગાદાસ પાસે અરવલ્લીની ખીણોમાં લઇ જજો. દુર્ગાદાસને ખબર કહેજો ને એ ફરમાવે તે પ્રમાણે કરજો. વધારેમાં કહેજો કે જો બની શકે તો મારા આવવાની રાહ જોજો. પણ તેમ કરવાનો સમય ન હોય તો હું કોઇપણ રીતે મળી શકીશ, માટે મારી રાહ જોવામાં ખરાબીનો સંભવ હોય તો તેમ ન કરતા. પછી તે લશ્કર તરફ ફરીને બોલ્યો કે, ભાઇઓ ! તમે આપણા શૂરા રૂપસિંગ ઠાકોરસાથે જાઓ ને રસ્તામાં તેમના હુકમમાં રહેજો. દુર્ગાદાસને મળ્યા પછી તેમની આજ્ઞા પાળજો ને મારા દેહનું જેવા ભાવથી રક્ષણ કરો તેવીજ નિષ્ઠાથી તેમનું રક્ષણ કરજો. એમ સાંભળી સઘળા

માનસિંગને નમન કરી રૂપસિંગ રાઠોડ સાથે દુર્ગાદાસની તરફ જવાને નીકળ્યા.

માનસિંગ તેમને વિદાય કરી મહેલમાં આવ્યો તો ચોગાનમાં હથિયાર લેવાને ભેગા થએલાં મહાસિંગનાં માણસો ઉભાં હતાં, તેમને મહાસિંગની રજા લઇ હથિયારખાનામાં લઇ ગયો. મહાસિંગ પણ તેમની સાથે ગયો. ત્યાં તેમને હથિયારો આપ્યાં. એમ કરતાં અંધારૂ થયું. માનસિંગ વાળુ કરવા ગયો, મહાસિંગ પોતાનાં માણુસોને શિખામણ આપે છે, એવામાં એકદમ દરબારનાં બારણાં ઉઘડયાં. મહાસિંગે બારણા તરફ નજર કરી તો રાવ ચંદ્રસિંગને દીઠો. મારવાડના મૂળ ધણી મંડોરના પડીઆર રજપૂતો હતા. રાઠોડોની પડતી દશામાં તેઓ મંડોરનો કબજો કરી બેઠા હતા. રાઠોડોની ચઢતીમાં તેઓ તેમને સ્વાધીન રહેતા ને પડતીમાં સ્વતંત્રપણે ચાલતા. બાદશાહે તેમને આ વખતે મારવાડનું રાજ્ય આપવાની લાલચ આપી હતી, તેથી તેઓ રાઠોડોની સામા બાદશાહી પક્ષમાં ગયા હતા. એ પડીઆરના રાવનો વંશજ આ ચંદ્રસિંગ હતો ને મહાસિંગની સ્ત્રી તેજબાનો દૂરનો સગો હતો. ચંદ્રસિંગને જોઇને મહાસિંગે કહ્યું કે આમ ઓચિંતું તમારે કેમ આવવું પડયું ? ચંદ્રસિંગે કહ્યું કે આલમગીર બાદશાહનું વારંટ લઇ આવ્યો છું ને આજથી તમે મારા કેદી થયા છો; માટે આ ગઢનો કબજો સોંપો. મહાસિંગે કહ્યું કે જ્યાંસુધી આ ગઢમાં એક પણ જીવ હયાત હશે ત્યાંસુધી કબજો આપવાનો નથી. ચંદ્રસિગે કહ્યું, નકામાં ફાંફાં શામાટે મારો છો ? તમે દરવાજા બહાર એકઠાં કરેલાં તમારાં માણસોને અમે પકડી લીધાં છે ને તેમનાં હથિયાર મૂકાવી કેદ કર્યાં છે. હવે બાદશાહ સામા થવામાં માલ નથી. તમારાં આ માણસોને હુકમ કરો કે હથિયાર આપી દે. ઔરંગઝેબ બાદશાહ આપણો ધણી છે, તેના સામો બળવો કરી રાજ્યદ્રોહ કરવો તમને લાજમ નથી. એ સાંભળી પાસે ઉભેલો એક જુવાન રાઠોડ બોલી ઉઠયો કે ઔરંગઝેબનો શત્રુ હોય તેજ અમારો ધણી છે અને તેના વગર અમે બીજાને અમારાં હથિયાર આપી અમારી જાત લજવીશું નહિ.

ચંદ્રસિંગની સાથેજ મુસલમાન સરદાર ઇનાયતખાન પણ હતો. જુવાન રાઠોડનાં આ વેણુ સાંભળી ઇનાયતખાનને રીસ ચઢી તેથી તે બોલ્યો કે રાજ્યદ્રોહી લેતો જા. એમ કહી તલવારના એકજ ઝટકાથી તે અસાવધ રાઠોડનું માથું નીચે પાડયું. આ ખૂન થએલું જોઇ સઘળા રાઠોડોએ તલવારો ખેંચી, મુસલમાનો પણ હથિયારબંધ આવેલા હતા એટલે મારામારી ને કાપાકાપી

ચાલી. મહાસિંગ શક્તિહીન હતો. તેના ઘા હજુ રૂઝાયા નહોતા; તેનામાં હથિયાર પકડવાની હજુ શકિત આવી નહોતી; તેથી તે સ્તબ્ધ થઇ ગયો. પોતાના બહાદુર માણુસોને મુસલમાનોમાં કેર વરતાવતો જોઇ એક ક્ષણે તે ખુશી થતો અને બીજી ક્ષણે બીજાં નવાં મુસલમાન ટોળાં બારીબારણાવાટે એક પછી એક દોડી આવી મારવાડીઓને કાપતા જોઇ તે દીલગીર થતો. ઘણા મુસલમાનો આગળ આ મુઠ્ઠીભર રાઠોડો શી ગણત્રીમાં ! થોડા વખતમાં તેઓ એકેએક જમીનપર પડયા. તેમાં કેટલાક ઘાયલ થએલા ને કેટલાક મરણ પામેલા હતા. કેટલાક મહાસિંગની પાસે તેના ઉપર થતા ઘા પોતાના ઉપર ઝીલવાને ઝંપલાવી પડયા હતા. મહાસિંગે પોતાનાં માણુસોને તાબે થવાનો ને હથિયાર મૂકી દેવાનો હુકમ કર્યો; પણ એ તડાતડીના વખતમાં તેનું કહ્યું કોઇએ સાંભળ્યું કે કાનપર લીધું નહિ. તેણે વજહૈયાના ચંદ્રસિંગને અને ઇનાયતખાનને આ ખુનામરકી અટકાવવાને વિનવ્યું, પણ તે વ્યર્થ ગયું.

છેવટે એ જગાએ લોહીની નીકો ચાલી ને મુડદાંના ઢગલા પડયા. માણુસોની ગીરદીથી ગરમી એટલી થઇ કે ઇનાયતખાને પંડે એ લઢાઇ અટકાવી, ખુનામરકી બંધ પાડી, હથિયારો મ્યાન કરવાનું કહી મહાસિંગને બીજા ઓરડામાં લઈ જવાનો હુકમ કર્યો.

તે વખતે લાલબા ગઇ રાતનો ઉજાગરો હોવાથી પોતાના ઓરડામાં જઇ સૂતી હતી; તેથી દરબારમાં શું બન્યું તે એને માલમ નહોતું.

પણ માનસિંગ તો ચંદ્રસિંગ આવ્યો ત્યારે મહાસિંગના ખાટલા પાછળ પડદા પાસે ઉભેલો હતો. તેણે ચંદ્રસિંગે કહેલી કિલ્લો ઘેર્યાની ને કોટબહાર ભેગા થએલાં માણુસો કેદ કર્યાની વાત સાંભળી કે લઢાઇ ચાલતાં પહેલાંજ ચાલતી પકડી હતી. તે પાછલે બારણે લાગલો લાલબાના ઓરડામાં પેઠો તો લાલબાને ભર ઉંઘમાં પડેલી દીઠી. તેણે લાલબાને ઢંઢોળીને ઉઠાડી કહ્યું કે બહેન ! ચાલો, ઉઠો, નાસો; જીવ લઇને હમણાંજ. નહિ નાસીએ તો પછી આપણે મુસલમાનોને હાથ કેદી થઇ પડીશું. ચંદ્રસિંગ પડીઆર ને પેલો પાપી ઇનાયતખાન મુસલમાની લશ્કર લઇ આવ્યા છે; ને તેમણે આ કિલ્લો ઘેરી લીધો છે.

લાલબાએ કહ્યું, પણ ભાઇ ! મારા બાપા કયાં છે ? એમને મૂકીને આપણાથી નાસી કેમ જવાય !

માનસિંગે કહ્યું કે બહેન, તમારા પિતાની ઉપર દયાની ખાતર તમે નાસો.

જો તમે ચંદ્રસિંગના હાથમાં સપડાયાં તો પછી તમારો પિતા તેના હાથમાંથી તમને છોડાવવાને અશક્ત હોવાથી તેને કેટલું લાગશે, તેનો વિચાર કરો. ચંદ્રસિંગ કોઇપણ ઉપાયે તમને વરવાને ખંતી છે; ને એ રાઠોડોના શત્રુને પરણવા તમે નામરજી બતાવી છે. એવા રાઠોડશત્રુના હાથમાં તમે શું હાથે કરીને જવા માગો છો ? માટે નાસવું હોય, અને તેના પંજામાં સપડાતાં બચવું હોય તો મારી સાથે ચાલો. એવામાં અંદરના ભાગમાં હથીઆરોનો ખડખડાટ ને સ્ત્રીઓનું રુદન સંભળાયું. લાલબાએ માનસિંગનો હાથ પકડયો ને કહ્યું કે ભાઇ ! મને સલામત જગાએ લઇ જાઓ. ઓ પ્રભુ ! મારા પિતાનું રક્ષણ કરજે.

રાજ્યમહેલમાંથી બહાર નીકળવાનું એક ભોંયરૂં હતું. ત્યાંથી સુરંગ ખોદેલી હતી. તે રસ્તે કિલ્લા બહાર એક જોગીના મઠમાં જવાતું હતું. માનસિંગને એ સુરંગની માહિતી હતી; તેથી બન્ને જણુ એ સુરંગવાટે જવાને ભોંયરામાં ઉતર્યાં. ભોંયરામાં એક પગથીઉં ઉતર્યા પછી માનસિંગે કહ્યું કે આમાં સીધા ને સીધા જઇશું તો મહેંદ્રનાથ બાવાના મઠમાં જવાશે. લાલબાએ કહ્યું પણ મારા પિતા ને તેજબાની શી વલે થશે ? આવા ભયમાં તેમને મૂકીને મારાથી આગળ નહિ ચલાય.

માનસિંગે કહ્યું બહેન ! તમારા પિતાને ભય નથી, તેઓ વધારેમાં વધારે તેમને કેદી કરશે; પણ ઘણું ભય તો ચંદ્રસિંગના હાથમાં તમે સપડાઈ જાઓ તેનું છે. તમને સલામત જગાએ મૂકયા પછી હું તરતજ બહાદૂર દુર્ગાદાસને જઈ મળીશ; અને તમારા પિતાને છોડાવીશ. એ બાબતની બહુ ચિંતા રાખશો નહિ. આપણે જલદીજ પાછાં હરિઇચ્છાથી એકઠાં થઇ શકીશુ.

લાલબાએ કહ્યું, અરે ! પણ પેલા નાથુની શી વલે થશે ! મુસલમાનો જાણશે કે એ દુર્ગાદાસનો માણસ છે, તો એ નિર્દય લોક એને તરતજ મારી નાખશે. માનસિંગે કહ્યું, જો તમને આ અંધારામાં એકલાં ઉભા રહેવાની હિંમત હોય તો હું પાછો જઈ તજવીજ કરી આવું. લાલબાને હિંમત તો ઘણીએ હતી, પણ પાછા જતાં માનસિંગ જોખમમાં આવી પડશે, એમ તેને લાગ્યું. લાલબાને હિંમતથી ત્યાં ઉભા રહેવાનું કહી માનસિંગ પાછો જવાને તૈયાર થયો. જતી વખતે પોતે પણ કદાચ મુસલમાનોના હાથમાં મરી જાય એ દહેશત ખાઇ લાલબાને કહ્યું કે, મને પાછા આવતાં વાર લાગે તો તમે સીધાં સીધાં જજો એટલે છેવટે ઉંચે ચડવાનાં પગથીઆં આવશે, તે ચઢશો

એટલે એક બારણું આવશે. તે ઉઘાડશો કે મહેંદ્રનાથ બાવાના મઠમાં જવાશે. તમે મારે માટે લગાર પણ ભય ધરશો નહિ.

લાલબાએ કહ્યું, હું ભોંયરામાં પેસવાના મોં આગળજ તમારી રાહ જોઇશ. તમે જલદીથી પાછા આવજો. એમ બોલી બન્ને પાછાં વળ્યાં. પગથીઆં ચઢી માનસિંગ બારણું ઉઘાડી નીકળ્યો ને બારણાં વાસી લાલબાને અંધારામાં એકલી મૂકી બહાર જે ઓરડામાં થઇને જવાનું હતું તે ઓરડામાં કેટલાક મુસલમાનો આવતા જણાયાથી તે એક દૂરના ખુણામાં પટારો હતો ત્યાં સંતાઇ બેઠો.

એ મુસલમાનો દારૂ પીવાને આવ્યા હતા તથા પોતાના સરદારો માટે દારૂ લઇ જવાને આવ્યા હતા. એ ઓરડો દારૂ રાખવાનો હતો. ત્યાં કિલ્લાનો રસોઇઓ દારૂ આપવાને નાખુશીથી સાથે આવ્યો હતો. કેટલાક દારૂના સીસા લઇ ચાલ્યા ગયા ને કેટલાક દારૂ ઢાંસવાને પાછળ રહ્યા. તેઓ ખૂબ દારૂ ઢાંસી છાકટા થઇ પડયા. માનસિંગ એક કલાક છુપાઇ રહ્યા પછી જ્યારે સઘળા શાંત પડયા ને ઘોરવા લાગ્યા ત્યારે બહાર નીકળી ધીરે ધીરે ચાલ્યો. ઉંઘતા શત્રુને મારવો એ રજપૂતનું કામ નથી, એમ વિચારી એણે તેમને છેડયા નહિ ને આગળ ચાલ્યો. જેવો એ બીજા ઓરડાનું બારણું ધીરેથી ઉઘાડે છે કે બે જણા બહાર આવ્યા. દીવાના ઝાંખા અજવાળામાં માનસિંગને જણાયું કે આગળ આવેલો મુસલમાન છે. ગાફલ રહ્યાથી ઉગરવું મુસ્કેલ છે—આપણાં સોએ વરસ હમણાંજ પૂરાં થશે, માટે મરવું તોપણ મારીને મરવું. એમ વિચારી આગળ આવેલા મુસલમાનની ગળચી પકડી એટલે પાછળ રહેલો બોલી ઉઠયો કે, હાં હાં મહારાજ ! એતો આપણો ખુદાબક્ષ છે. એને મારશો નહિ, માનસિંગે હાથ મૂકી દીધો. એ જેને ખોળવા માટે જતો હતો તે આ રીતે અણધાર્યા આવી મળ્યાથી ખુશી થયો; કેમકે એ બૂમ પાડનાર નાથુ હતો; પણ નાથુના બૂમાટથી પેલા દારૂડીઆ મુસલમાનો જાગી ઉઠયા હશે, એવું વિચારી તેણે ખુદાબક્ષને સંજ્ઞા કરી બોલતો અટકાવ્યો ને પોતાની પાછળ આવવાની સૂચના કરી. તેમને ભોંયરાના બારણા આગળ લઇ જઇ બંનેને ભોંયરામાં ઉતરવાને ચેતાવ્યા, ને પોતે એક છાકટો મુસલમાન લગાર હાલ્યો હતો તેના ઉપર તલવાર ઉગામી ઉભો રહ્યો; એટલા માટે કે જો તે લગાર ચેંચું કરે તો તેને તેજ ક્ષણે પૂરો કરી નંખાય. એવામાં ખુદાબક્ષ અંદર ઉતર્યો કે લાલબાએ એક મુસલમાનને

અંદર પેસતો જોઈ બૂમ પાડી. ખુદાબક્ષે લાલબાને ધીરેથી સમજાવી એટલે તે ને નાથુ અંદર પેઠા; પણ લાલબાની બૂમથી કેટલાક મુસલમાન ઝબકી ઉઠયા. તેઓ માનસિંગ ઉપર તૂટી પડયા. માનસિંગ તૈયારજ હતો; પણ એક પછી એક એમ ઘણા જણા જાગ્યાથી આપણે અહિંજ પૂરા થઇ જવાના એવું ધારી તેણે ત્યાં દીવો હતો, તે એકદમ ઓલવી નાંખ્યો. અંધારૂં થયું ને એકબીજાને ઓળખતા બંધ થયા એટલે તેમને દારૂના જોમમાં માંહોમાંહે કાપાકાપી ચલાવવા દઇ, માનસિંગ લાગ સાધી ભોંયરામાં ઉતરી પડયો ને બારણાં બંધ કર્યાં. આ બનાવ એટલો થોડા વખતમાં બન્યો કે તે અંદર ઉતર્યો ત્યારે તેને લાલબા ને પેલા બે જણાને જતાં પગલાંની પડઘી સંભળાઇ. થોડી વારમાં ચારે જણાં એકઠાં થયાં ને આગળ ચાલ્યાં.

સુરંગની સામી બાજુએ જતાં સુધીમાં તો લાલબાને થાકથી ને ભયથી બેભાન થઇને છેડાના બારણા આગળ પડતી પડતી માનસિંગે પકડી લીધી. બારણું ઉઘાડી બહાર આવ્યાં કે એક ઓરડો આવ્યો. તેમાં મહેન્દ્રનાથ બાવાની સાદડી હતી, તે ઉપર લાલબાને સુવાડી થોડું પાણી છાંટયું એટલે તેણીએ આંખો ઉઘાડી. પોતાની પાસે માનસિંગને બેઠેલો જોઇ સાનંદાશ્ચર્યનાં આંસુથી લાલબાની આંખો ભરાઇ ગઇ. તે બોલી ભાઇ ! હું તો ધારતી હતી કે તું તો મહેલમાંજ રહ્યો હશે. પ્રભુ તારૂં રક્ષણ કરો. માનસિંગે કહ્યું કે બહેન, આપણે પ્રભુનો પાડ માનો કે આપણે બંને સલામત મઠમાં આવ્યાં છીએ. મહેંદ્રનાથના મઠમાં હવે તમારૂં કોઇ નામ લેનાર નથી. લાલબાએ કહ્યું પણ ભાઈ, મારાં માબાપની શી વલે થઇ હશે ?

નાથુએ કહ્યું બા, તે વાતની તમે ફીકર કરશો નહિ. કિલ્લામાં તજવીજ કરતાં તમારો પત્તો ન લાગ્યો એટલે ઈનાયતખાને તેજબાને મહાસિંગ ઠાકોર સાથે સોજીતગઢમાં રાખવાનો ઠરાવ કર્યો છે. ત્યાં તેમને ઔરંગઝેબ બાદશાહનો હુકમ આવતાં સુધી માન મરતબાથી રાખવામાં આવશે એવું ઇનાયતખાન બોલતો હતો. લાલબાએ કહ્યું, પણ અરે ! હવે દુર્ગાદાસનું શું થશે ? અરેરે ! એમને જે મદદ મોકલવાની હતી તે હવે કયાંથી મોકલાવાની ને કોણ મોકલનાર ! અને મદદ વગર એ કે ભાઇ તું મારાં માબાપને આ જુલમમાંથી શી રીતે છોડાવી શકવાના ? માનસિંગે કહ્યું બહેન, તમે ના ઉમેદ શા માટે થાઓ છો ? શું, દુર્ગાદાસે કહ્યું નથી કે "સ્વદેશાભિમાનીને પ્રભુ સહાય કરે છે" ? એ સત્ય

છે; અને તમે પ્રભુ ઉપર વિશ્વાસ રાખો. એટલે તમારા પિતા માટે ભય રાખવાનું કારણ નથી. હું કાલે દુર્ગાદાસને જઈને મળીશ. હજુ કેટલાંક માણસો તો મારી રાહ જોતાં ખડકોમાં રહેલાં છે. હું તેમને લઇ દુર્ગાદાસને જઇ મળીશ અને કદાચ મારા કાકા માટે કાંઇ પણ દગો માલમ પડયો તો અમે સોજીતગઢને મૂળમાંથી ઉખેડી નાખીશું.

લાલબા વિચારવા લાગી કે હશે, પ્રભુની એવી ઇચ્છા હશે. તે જે કરતો હશે તે સારાને માટેજ હશે. માનસિંગે આપેલી આશા ઉપર તેને ઝાઝો ભરોસો આવ્યો નહિ. એટલામાં ખુદાબક્ષ બગલામાંથી એક લોઢાની પેટી કહાડી આગળ આવ્યો ને તે પેટી માનસિંગના હાથમાં મૂકી તે બોલ્યો કે મહારાજ! આ ધાતકી પેટી તમારા કાકાએ મહેંદ્રનાથને સોંપવા માટે મને આપેલી છે. માનસિંગે કહ્યું કે એમાં શું છે ? મેં એ પેટી કોઇવાર જોઇ નથી. ખુદાબક્ષે કહ્યું કે એમાં શું છે તે હું જાણતો નથી; પણ એટલું જાણું છું કે એ પેટી દુર્ગાદાસની છે. લાલબાએ કહ્યું કે એમ કે? જો એમાં ખજાનો હોય તો તે દુર્ગાદાસ તરફ કાં મોકલતા નથી? એમને આવે વખતે તે બહુ કામ લાગશે. માનસિંગે કહ્યું, પણ પ્રમાણિક સિપાઇ, તમે એ પેટી સાથે શી રીતે બચી આવ્યા ? ને આ નાથુ પણ કેમ બચી આવ્યો ? મને એ કાંઇ સમજાતું નથી. શો ઇશ્વરી ચમત્કાર છે ?

ખુદાબક્ષે જવાબ દીધો કે ઇનાયતખાન અને ચંદ્રસિંગ કિલ્લામાં આવ્યા ત્યારે મને સમજાયું કે હવે રજપુતી પોશાક છોડી મુસલમાની પોશાક પહેર્યા વગર ઉગરવાનો આરો નથી; તેથી મુસલમાની પોશાક પહેરીને હું મુસલમાની લશ્કર ભેગો સામેલ થઇ ગયો. મુસલમાની પોશાક ને ભાષાથી મારા ઉપર કોઇને વહેમ આવ્યો નહિ. તેમણે ધાર્યું કે હું પણ તેમનામાંનોજ એક જણ છું. એ રીતે બધા સાથે હું પણ અંદર પેઠો. મારામારી બંધ પડી શાંતિ થઇ કે હું મહાસિંગ મહારાજના ઓરડામાં પેઠો. ત્યાં મહારાજ શોકાતુર સ્થિતિમાં એકલા બેઠેલા હતા. તેઓ ધારતા હતા કે તમે, લાલબા ને તેજબા પણ દુશ્મનોની તલવારનાં ભોગ થઇ પડયાં છો. ઓરડામાં મને છૂટો ચાલતો જોઇ મહારાજને નવાઇ લાગી, પણ હું શી રીતે બચી છુટયો તે વાત તેમને કહી સંભળાવી. મેં તેમને ખાતરી પૂર્વક કહ્યું કે આ ખુનામરકી વખતે મેં માનસિંગને જોયાજ નથી. આ ઉપરથી ઠાકોરને આશા પડી કે તમે બચી ગયા

હશે. પછી મેં કહ્યું કે ચંદ્રસિંગ પડીઆરને તેજખાને લઇ લાલબાના ઓરડા ભણી જતાં મેં જોયો. રસ્તામાં તે બોલતો હતો કે તમને માન મરતબાથી લઈ જવામાં આવશે; એથી ઠાકોરને જરા નિરાંત વળી. પછી ઠાકોરે મને પૂછ્યું કે આ આફત આપણા ઉપર અણુચિંતી શી રીતે આવી! ઇનાયતખાને કેમ જાણ્યું કે હું મારા દેશ માટે બળવો કરનાર છું?

ખુદાબક્ષ એ વાત કહેતો હતો એવામાં માનસિંગે પણ એજ સવાલ પૂછ્યો. ખુદાબક્ષે કહ્યું કે એનું કાંઇ નક્કી કહેવાય નહિ. સિપાઇઓ માંહોમાંહે વાતો કરતા હતા તે ઉપરથી માત્ર એટલું જણાય છે કે ઇનાયતખાન પાસે એક સીલબંધ પાકેટ ગઇ રાતના મોડેથી સોજીતગઢ આવ્યું. ચંદ્રસિંગ પણ ત્યાંજ હતો. તે તેજ વખતે પોતાનાં માણસો રાખેલાં હતાં તેમને લેવા ગયો ને માંડા નજીકના નાળા આગળ ઇનાયતખાનને આવી મળ્યો. પછી શું થયું તે તમે જાણો છો, પણ એટલેથીજ આ ખુનામરકી અટકવાની નથી. હજુ તે બહાદુર દુર્ગાદાસ. * * * *

લાલબા એ સાંભળી ગભરાટમાં પડી. માનસિંગે પૂછ્યું કે વળી શું છે? ખુદાબક્ષે કહ્યું કે નહિ, એની જાતને હજુ સુધી કાંઇ નુકશાન નથી. પણ ઇનાયતખાને જે વખતે કેટલાક લશ્કરને માંડે આવવા હુકમ તેજ વખતે કેટલાકને દુર્ગાદાસને નાસી જતો અટકાવવા માટે મોકલ્યા સિંગે કહ્યું કે અરે! એ ઘાતકી પાકેટ, એજ દગાખોર છે. માંડેથી ખોરે એ પાકેટ લખેલું હશે. નહિ તો એ એવડી ખબર એને શી એ પાકેટ લખનારાનું સત્યાનાશ જજો. હે પ્રભુ! એ લખનાર અને ગુલામગીરીની બેડીમાં સજ્જડ જોડાજો. નાથુ ને ખુદાબક્ષે પણ દીધો, ને લાલબા એ સાંભળી કંપવા લાગી.

ખુદાબક્ષે કહ્યું કે જ્યારે આ ખબર મેં માનસિંગ તેમણે કહ્યું કે અત્યાર સુધીમાં તો મુસલમાનોની નજર ચૂક માણસો સાથે માનસિંગ દુર્ગાદાસને જઇ મળ્યો હશે. એ પેટીની યાદ આવી. તેમણે મને કહ્યું કે ખુદાબક્ષ, અંદર જઇ પેલી લોઢાની પેટી છે તે કમરે બાંધ. મેં કે આ મકાનમાંથી છૂપી રીતે નાસી જવાનો એક મા ડામાંથી એક નાની બારી ઉઘાડી પગથીઆં ઉતરતાં

મૂર્તિ છે, તેની પાછળ એક રસ્તો છે તે રસ્તે થઇને આ મઠમાં શી રીતે અવાશે તે બધું અને યથાસ્થિત કહી સંભળાવ્યું. પછી કહ્યું કે આ પૂજાપાત્ર લે ને મઠમાં ગયા પછી એ મઠના બાવાને આપી કહેજે કે આ પૂજાપાત્ર ઠાકોરે નિશાની દાખલ આપ્યું છે ને કહ્યું છે કે આ પેટી તમે તમારા જીવની પેઠે સાચવજો ને હું, મારાં છોકરાં ને દુર્ગાદાસ કે જે એનો ખરો માલિક છે, તે સિવાય કોઇને આપશો નહિ ને અંદર શું છે તે જોશો નહિ.

નાથુએ કહ્યું, સાહેબ! એ પેટી દુર્ગાદાસની નથી. એમણે એ પેટી કલ્યાણગઢ દુઃખનો વરસાદ વરસાવવાને આણીજ નહોતી. એ તો કોઇની સુપરત કરેલી છે. અરે! અપશુકનીઆળ સુપરત, એમાં ગમે તે હોય, પણ એ જ્યાં જાય છે ત્યાં શોક ને ખુનનો વરસાદ વરસાવે છે. એને જ્યાં જ્યાં રાખી ત્યાં ત્યાં લડાઇ ને ખુન ચાલે છે. હું ઇચ્છું છું કે મારો માલિક કોઇવાર એ પેટીનું ફરીને મોંજ ન જુએ. એટલે લાલબાએ ધીમેથી કહ્યું કે "ખરેજ એ ફરીને ન જુએ તો સારૂં."

લાલબાએ માનસિંગ તરફ ફરીને કહ્યું કે ભાઈ, મેં બહુ ઉતાવળથી મોટી મોટી આશાઓ બાંધી. હવે મરુદેશની સ્વતંત્રતાની આશા ક્યાં ગઇ? મારા પિતા કેદી થયા છે ને દુર્ગાદાસ ઘેરાઇ ગયો છે. હવે મારી એ આશાઓ કેમ ફળીભુત થવાની? એમ કહેતાં કહેતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. માનસિંગે કહ્યું કે બહેન, એમ નિરાશ મા થાઓ. આપણે મહાન કાર્ય કરવાનું માથે લીધું છે તેમાં એ તો માત્ર શરૂઆતમાં પડતી અડચણો છે, એ મહાન કાર્ય ફતેહ કરતાં વખતે વખતે નિરાશા ને નાઉમેદી થાય, એવા બનાવ તો બનવાના, પણ તેથી આપણે ગભરાઇને નાહિંમત થવાનું નથી. સાંભળ, ...વરા ને ધીરજ શીખવવાનેજ પરમાત્મા આવી અડચણો પાડી આપણને શીખા-...ણુ આપે છે. જો બહેન એ તો યોદ્ધાને શિર લખેલુંજ છે. યોદ્ધાએ તો એથી ...ભરાઇને નાઉમેદ થવું ન જોઇએ.

માનસિંગના કહેવાથી ધીરજ પકડી લાલબાએ કહ્યું કે ખુદાબક્ષ! વારૂ, મારા ...જીએ આ મઠમાં આવવાનો લાભ કેમ ન લીધો? ખુદાબક્ષે કહ્યું કે, મેં ... ને કહ્યું કે તમે પણ મારી સાથે ચાલો. ત્યારે એ બોલ્યા કે ના, હું એમ ...તો મારી સ્ત્રી ને છોકરાંની કોણ સંભાળ લે? માટે તું જા ને હું તો અહિ જ ... નસીબને આધીન થઇશ. જેને પ્રભુના ઉપર વિશ્વાસ છે તે પ્રભુ વગર

બીજા કોઇથી ડરતો નથી. આવું સાંભળી હું ત્યાંથી મને બતાવેલે રસ્તે અહિં આવવા નીકળ્યો. મંદિરમાં આવ્યો તો નાથુને ઘુંટણીએ પડી ખુદાની બંદગી કરતો દીઠો. હું તો ધારતો હતો કે નાથુ મહેલમાંની લઢાઇમાં માર્યો ગયો હશે; કેમકે મેં એને તે પછી દીઠો નહોતો. મેં એને સઘળી હકીકત ટુંકામાં કહીને મારી સાથે ચાલવાને કહ્યું. અમે બંને મૂર્તિની પાછળ થઇ બહાર નીકળી આવતા હતા કે તમે મળ્યા. અમે મંદિરમાં હતા ત્યારે મેં ઇનાયતખાનને અને ચંદ્રસિંગને દીવાનખાનામાં બૂમો પાડતા સાંભળ્યા. ઇનાયતખાને પોતાના માણસોને હુકમ આપ્યો કે લાલબાનો પત્તો લાગતો નથી. રાણીને અને તેનાં બે છોકરાને ઠાકોરથી જૂદાં પાડવામાં નહિ આવે. તેમને મારા કેદી તરીકે સોજીત લઇ જવામાં આવશે. લાલબા બોલી કે એ સારૂ થયું. મારાં માજી સાથે હોવાથી મારા પિતાને શાંતિ થશે.

ખુદાબક્ષે કહ્યું કે પણ જો તમે મળ્યા હોત તો જૂદોજ બનાવ બનત. ઇનાયતખાનના એક માણસે મને કહ્યું હતું કે ચંદ્રસિંગે તમને ને તેજબાને મંડોર લઇ જવાનુ ધાર્યું હતું, અને માત્ર ઠાકોરનેજ સોજીતગઢ લઇ જવાના હતા, જ્યારે તમારો કાંઇ પત્તો ન લાગ્યો ત્યારે ચંદ્રસિગ એટલો ગુસ્સે થયો કે. તેણે ઇનાયતખાન ઉપર આરોપ મૂકયો કે તમે તેજબા સાથે મળી જઇ મને ઠગ્યો, આ તકરાર ચાલતી હતી તે સાંભળતા સાંભળતા અમે આવતા હતા એટલામાં તમે મળ્યા.

ચંદ્રસિંગના કબજામાં જતાં કેટલી વાર હતી તેનો વિચાર આવતાં લાલબા કંપવા લાગી; કેમકે ચંદ્રસિંગ ઘાતકી, મજબૂત બાંધાનો, દગાખોર ને પાપિષ્ટ હતો. એનામાં સઘળા દુર્ગુણો ભરેલા હતા અને એથીજ લાલબા એને વરવાને નારાજ હતી. એણે બેવાર ચંદ્રસિંગનું માગું પાછું ફેરવ્યું હતું. વળી તે પડીઆર હતો. રાઠોડોએ પડીઆરોનું રાજ્ય લઇ લીધું હતું. રાઠોડોના બળથી તેઓ તાબે થઇ રહ્યા હતા; પણ આ વખતે રાઠોડોની પડતી થયાથી તેઓ ઔરંગઝેબ બાદશાહને મળી ગયા હતા, બાદશાહે તેમને રાઠોડોની જગાએ મરુદેશનું રાજય આપવાની લાલચ આપી હતી; તેથી તેઓ દેશદ્રોહી થઇ રાઠોડો ઉપરનું જૂનું વેર જાગૃત કરી તેમની સામા પડતા હતા. એ પડીઆરોનો આગેવાન ચંદ્રસિંગ હતો, તેથી પણ લાલબા તેને વરવાને બીલકુલ ખુશી નહોતી. વળી માંડાનો કબજો લેવાનો ઠરાવ કર્યો ત્યારે એ બોલ્યો હતો કે

જો એ અભિમાની રાઠોડપુત્રી મારે હાથ આવે તો એને બતાવું કે ચંદ્રસિંગ સાથે વરવાની ના પાડવાથી કેવું ફળ મળે છે? લાલબાને જેટલું દુઃખ દેવાનું ચંદ્રસિંગે ધાર્યું હતું તેનો સોમો ભાગપણ લાલબાના સમજ્યામાં નહિ હશે. એવો એ દુષ્ટ ને દ્વેષી હતો; તો પણ લાલબા એ પાપીના હાથમાં જતાં છટકી આવી તે સારૂ તેણીએ તેના ભાઇનો ઉપકાર માન્યો.

એટલામાં એ મઢુલીનું બારણું ઉઘાડી બાવાજી અંદર આવ્યા તો આ બધાને જોઇ આશ્ચર્ય પામ્યા. એટલે માનસિંગે માથે ઢાંકેલું કપડું કહાડી નાખ્યું ત્યારે બાવાજીએ તેને ઓળખ્યો, તેણે કહ્યું કે કેમ, માનસિંગ, આવે વખતે તમે બધાં ક્યાંથી આવ્યાં! ને આ શું લાલબા છે? એમને અહિં કેમ લાવવાં પડયાં? આ સવાલો સાંભળી માનસિંગે બધી વાત ટુંકામાં કહી સંભળાવી ને કહ્યું કે હમણાં તો લાલબા તમારીજ પાસે તમારા આશ્રમમાં રહેશે જ્યારે ઇશ્વરેચ્છાથી મારા કાકા છૂટા થઇ લાલબાને બોલાવવા આવે ત્યારે તેમને સોંપજો. તે વખતે તેઓ આપનો ગુણ નહિ ભૂલે,

હવે ખુદાબક્ષ ઉભો થયો ને પેલું સુવર્ણનું પૂજાપાત્ર નિશાની દાખલ આપીને બાવાજીને કહ્યું કે આ પેટી આપની સંભાળમાં રાખવાનું મહાસિંગ ઠાકોરે કહાવ્યું છે, એમ બોલી જે સૂચના આપવાની હતી તે આપી પેલી પેટી બાવાજીને સોંપી. આ હકીકત સાંભળી મહેંદ્રનાથ બાવો બહુ દીલગીર થયો. તેણે લશ્કરી માણસોને ત્યાં થઇ જતાં સાંભળ્યાં હતાં; પણ તે ધારતો હતો કે એ માણસો મહાસિંગ ઠાકોરનાં માણસો હશે. પેટી લઇને મંદિરમાં મૂર્તિ નીચે મૂકી ને તે બોલ્યો કે મહારાજ મહાસિંગજીએ જેવા ભરૂસાથી આ કામ મને સોંપ્યું છે તેવાજ ભરૂસાથી તેને સાચવી રાખવામાં આવશે. પછી તેણે ખુદાબક્ષને કહ્યું કે હે! સદ્‌ગુણી મુસલમીન, હું તમને મારાં આ ભગવાં કપડાં આપું છું તે પહેરો, એટલે તમારૂં કોઇ નામ નહિ દે. એ રીતે તમે અહિંથી અજમેર ઉપર થઇ સલામતીથી બાદશાહને મળી શકશો; ખુદાબક્ષે માથું નમાવી કબૂલ કર્યું. પછી બાવાજી લાલબા તરફ ફરીને બોલ્યા કે, બેટા! તું આ પાસેની ઓરડીમાં રહેજે અને તારી પાસે દાસી તરીકે કામ કરવાને આ પાસેના ઝુંપડામાંથી એક બાઇને બોલાવી લાવીશ. પછી નાથુ તરફ ફરીને બોલ્યા કે ડોસા, તમે તો હવે સ્મશાનમાં જવાની અણીપર આવેલા છો. હવે તમે આ જગ્યાએ આ ભગવાં વસ્ત્ર પહેરીને ઇશ્વરની સ્તુતિ કરો. એ સાંભળી નાથુની

આંખમાં પાણી આવ્યાં. તે બોલ્યો કે બાવાજી ! હું તમારો ઉપકાર માનું છું. ખચીત હવે હું મારી આ સંસારસાગરની મુસાફરી પૂરી કરવાની અણીપર આવેલો છું. હવે હું મારા માલિકને રણક્ષેત્રમાં ઉપયોગી થાઉં એવો રહ્યો નથી, તોપણ મારા આયુષ્યની છેલ્લી ઘડી સુધી હું આ મઠમાં રહી પ્રભુની પ્રાર્થના કરીશ કે તે પ્રભુ મારાં માજીના આત્માને શાંતિ આપે અને મારા માલિકને કુશળ રાખી તેમના મહાન કાર્યમાં ફતેહ આપે; બાવાજી ! આપે મને આશ્રય આપ્યાથી હું બહુ આભારી થયો છું

એવામાં ડંકા થવા લાગ્યો. પડઘમો વાગવા લાગી. હથિયારો ખખડવા લાગ્યાં ને ઘોડાના પગની પડઘીઓ વાગવા લાગી. આ સાંભળી સઘળા મંડલીમાં શાંત થઇ ગયા. લાલબા ગભરાઇને પોતાના ભાઇ તરફ જોવા લાગી. માનસિંગે તલવાર હાથમાં લઈ ધીમેથી કહ્યું કે બહેન, હું મરતાં સુધી તારૂં રક્ષણ કરીશ. એ સાંભળી ખુદાબક્ષ બોલ્યો કે બહેન, કાંઇ બીવાનું કારણ નથી. એ તો ઇનાયતખાન પાછો સોજીતગઢ જાય છે. લાલબા દીલગીર ચહેરે બોલી કે અરેરે મારા પિતાનું કેમ થશે?

લાલબાને શોકાતુર જોઇ મહેંદ્રનાથ બોલ્યા કે બેટા, તું શાંત થા. ગભરાઇશ નહિ. ઠાકોરનો વાળ વાંકો થવાનો નથી. ઔરંગઝેબ બાદશાહ ખૂબ જાણે છે કે આ મોટા ઠાકોરને કેદ કર્યાથી કેટલું બધું જોખમ છે. માટે બેટા, તું પરમેશ્વર ઉપર ભરૂસો રાખ. એ તેમનું રક્ષણ કરશે. જેને પરમેશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા છે તેને તે જગન્નિયંતા કદિ વિસરતો નથી. લાલબાને એથી જરા ધીરજ આવી. તેણીએ પોતાના હાથ જોડી પ્રભુને પગે પડી પ્રાર્થના કરી કે અહો જગતપિતા ! તું મારાં માતાપિતાનું રક્ષણ કરજે.

બાવાજીએ લાલબાને શાંત પડેલી જોઇ તેને આરામ લેવા દેવા સારૂ બધાને પાસેના ઓરડામાં જવા કહ્યું. લાલબાએ પણ પોતાના ભાઇને કહ્યું કે હવે મને ઠીક છે. મારા મનને શાંતિ થઇ છે; તેથી હું નિરાંતે આહં સુઈ જઇશ. તમે બધા જાઓ ને મારી લેશ પણ ફિકર કરશો નહિ.



# પ્રકરણ સાતમું-

## માનસિંગ મદદે

### સોરઠો

કરેલ કો ઉપકાર, વીર પુરુષ વિસરે નહિ;
સમયે સહાય થનાર, જો માથું દેવું પડે.

બીજે દવસ સવારે ખુદાબક્ષ જવાને તૈયાર થયો. તેણે બાવાજી તરફ ફરીને કહ્યું કે, મહારાજ! જે જમીન ઉપર મારા જાતિભાઇઓ જુલમ વરતાવે છે; તે જમીન છોડી જવાને હું બહુ આતુર છું; કેમકે એ જુલમગારોને મુસલમાન કહેતાં પણ મને શરમ આવે છે. ખુદાબક્ષને તૈયાર થએલો જોઈ માનસિંગે તેના હાથમાં મોહોરોની એક કોથળી મૂકી. ખુદાબક્ષે ઉપકાર માની તે પાછી આપીને કહ્યું કે, મહારાજ! આપની પાસેથી મારે પસા તો જોઇતા નથી, પણ આપની યાદગીરી દાખલ આપની તલવાર મને આપો તો હું તે મરતાંસુધી સાચવી રાખીશ. માનસિંગે પોતાની તલવાર કહાડીને ખુદાબક્ષને આપતાં કહ્યું કે મારા શૂરવીર દોસ્ત! આ લો અને તમારી તલવાર મને આપો કે હું જન્મપર્યંત યાદ રાખું કે મુસલમાનોમાં પણ એક સદ્ગુણી પુરુષ મને મળ્યો હતો. ખુદાબક્ષ પોતાની તલવાર છોડીને માનસિંગને આપતાં આંખમાં આંસુ લાવી બોલ્યો કે જ્યારે જ્યારે તમે આ તલવાર મારા જાતભાઇઓ ઉપર ઉગામો ત્યારે ત્યારે વિશ્વાસુ પણ ખુદાના એક ગરીબ સિપાઇને સંભારજો અને જે મુસલમાનો દયા ચાહે તેના ઉપર ઘા કરશો નહિ. એ સાંભળી માનસિંગની આંખ પણ આંસુથી ભીંજાઇ ગઈ ને બંને એક બીજાને ભેટી છૂટા પડયા. જતી વખતે મહેંદ્રનાથે પોતાનાં ભગવાં વસ્ત્ર ખુદાબક્ષને આપી આશીર્વાદ દઇ તેને રજા આપી

માનસિંગ ને નાથુ એકલા પડયા; એટલે નાથુ પોકે પોક મૂકીને રડવા લાગ્યો દુઃખના વખતમાં સુખના દિવસ યાદ આવે છે ત્યારે આફતોથી ઘેરાએલું કાચું હયું ભરાઇ જઇ આંખમાં પાણીના ધોધ છૂટે છે. નાથુને પણ

તેમજ થયું. તેને ઘરડાં માજી યાદ આવ્યાં. તેના ધણી ઉપર પડતી આફતો યાદ આવી. પોતાના ધણીને સહાય મળવાની જગ્યા દુશ્મનોથી ભરાઇ ગઇ ને મદદ કરનાર કેદ પડયો. એ સર્વ સાંભરી આવી વૃદ્ધ નાથુનું કાચું હૈયું સ્થિર રહ્યું નહિ. દુઃખથી ઘેરાયલાને રડતાં વારવાથી તેનું હૈયું વધારે ને વધારે ભરાઇ આવે છે; માટે તેવે વખતે તેને અટકાવવાને બદલે તેનું હૈયું ખાલી થવા દેવું. તેમ કરવાથી તેનું હૈયું ખાલી થઇ ધીમે ધીમે રડવું બંધ પડે છે ને મન દઢ થાય છે, તેથી માનસિંગે તેને નહિ અટકાવતાં ખુબ રડવા દીધો. છેવટે તે શાંત થયો ત્યારે નાથુએ કહ્યું કે સાહેબ, મારા મિત્ર વગરના ધણીની વહારે જેટલું જલદી જવાય તેટલા જલદી જાઓ તો સારૂં. માનસિંગે કહ્યું કે મારાથી જેટલી બનશે તેટલી મદદ લઇને આજેજ સાંજના હું બહાદુર દુર્ગાદાસની પાસે જઇશ, એટલું બોલતામાં મહેંદ્રનાથ અંદર આવ્યા ને નાથુને માટે એક કોટડી નક્કી કરી ત્યાં લઇ ગયા ને તેની બરદાસ્ત કરવાની પોતાના એક ચેલાને આજ્ઞા કરી.

હવે માનસિંગ ને મહેંદ્રનાથ એકલા વિચાર કરવા લાગ્યા કે દુર્ગાદાસની મદદે જવાને કયે સલામત રસ્તે જવું. રૂપસિંગ રાઠોડ સાથે દુર્ગાદાસની સહાયે જે માણસો મોકલ્યાં હતાં તે સલામત પહોંચી ગયાં કે નહિ તેની તપાસ કરવાને મહેંદ્રનાથે એક ચેલાને મોકલ્યો હતો, તે બધે રખડીને પાછો આવ્યો પણ રૂપસિંગ ને તેના માણસોનું શું થયું તેનો તેને પત્તો મળ્યો નહિ. તે બોલ્યો કે મારાં ભગવાં વસ્ત્ર હોવાથી મને કોઇએ રોકયો નહિ. હું દરેક ખીણ ને શિખર જોઇ વળ્યો પણ જ્યાં જાઉં ત્યાં મુસલમાન લશ્કર જોવામાં આવ્યું. રાઠોડ લશ્કરનું નામ સરખુંએ સંભળાયું નહિ. ડુંગરામાં એક ભીલડી પાસે મેં થોડું દૂધ માગીને પીધું ત્યાં તેણે ખબર આપી કે સઘળો ડુંગર મુસલમાન લશ્કરે ઘેરી લીધો છે. મુસલમાન સરદાર પોતાની ખાતરી કર્યા વગર અંદરના ભાગમાં એક ચકલી પણ સંચરવા દેતો નથી. એક મડદું નદીના તટમાં બાળવા માટે લઇ જતા હતા, તેમને પણ અટકાવી ઠાઠડીમાં મડદુંજ છે કે ઘેરાયલા દુર્ગાદાસને માટે ખોરાક લઇ જાય છે તેની ખાતરી કર્યા પછી તેમને જવા દીધા. આ પ્રમાણે ચોકસી થાય છે. દુર્ગાદાસ ને તેનાં માણસો ખોરાક વગર ભૂખે મરે છે.

આ પ્રમાણે વાત ચાલે છે એટલામાં "એને બાંધો, મારો, દગાખોરને

ફાંસીએ ચઢાવો" એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે સાંભળી માન-સિંગ ઉભો થયો, ને બારણાભણી દોડતાં બોલ્યો કે આપણો ખુદાબક્ષ મુસલમાનોના હાથમાં સપડાયો જણાય છે. મહેંદ્રનાથે મહાસિંગને આગળ વધતો અટકાવીને કહ્યું કે; તમે એકલા જઈને શું કરશો ? તમારા એકલાથી એને બચાવાશે નહિ, ને નકામો તમારો જીવ જોખમમાં નાખશો; માટે તમે અંદર રહી સંભાળો ને હું ત્યાં જઈને મારાથી થશે તે તજવીજ કરીશ, અમને બાવાને કે ફકીરને એ લોક છેડશે નહિ.

બાવાજી બહાર આવ્યા તો કેટલાક મુસલમાનોને એકજણને બાંધીને મારતા દીઠા. એના અંગ ઉપરથી લોહી નીકળતું હતું. મુસલમાનો તેને મારી નાખવાની ધમકી આપતા હતા. બાવાજી હાથમાંનો ચીપીઓ ઉંચો કરી ભીડમાં ધસ્યા ને બધાને સોગન આપી ઉભા રહેવાનું કહ્યું. બાવાજીનો કદાવર દેખાવ એક ભવ્ય ફકીર કે પીરજાદા જેવો દેખાતો હતો. તેમનો હુકમ સાંભળી બધા પાછા હઠયા. ફકીરે કેદી પાસે જઈને જોયો તો તે ખુદાબક્ષ તો નહોતો. એ કેદી તો એક રજપૂત હતો, એ જોઈ તેણે સિપાઈઓને પૂછયું કે તમે એને કયાં લઈ જાઓ છો ? એટલે એક જણ બોલી ઉઠયો કે ફાંસીએ દેવાને. ફકીરે કહ્યું કે એના કયા ગુનાહ માટે ફાંસીએ દો છો ? એક જણે કહ્યું કે એ દગાખોર છે; કેમકે એ મહાસિંગ રાઠોડનો માણસ છે. એની પાસે તેમની આ કિંમતી વીંટી છે, તેથી સાબીત થાય છે. ફકીરે વીટી લઈ અંદર નામ કોરેલું જોઈને કહ્યું કે આ વીંટી તો મહાસિંગની છે એ વાત ખરી; પણ એમ ન બને કે એ વીંટી એને જડી હોય ? અથવા એમ ન બને કે ઔરંગઝેબ બાદશાહનો કોપ માથે ખેચી લેતાં પહેલાં એ વીંટી ઠાકોરે એને આપી હોય ? માટે જયાંસુધી આ વીટી સિવાય એ દગાખોર છે એનો બીજો પૂરાવો ન મળે ત્યાં-સુધી એને મારવો એ ખૂન કર્યું કહેવાય. વગરગુન્હે મારવાની કુરાનમાં પણ મના છે. હજરત પેગંબરની આજ્ઞા આવાં ખૂન કરવાની નથી; માટે વગરગુન્હે એને મારશો તો તમારા ઉપર ખુદાનો કોપ થશે. હું પીરજાદો તમને અજમેરના પીરની આણ દઈ હુકમ કરૂં છું કે તમારે એને છોડી દેવો. હું ખાનગીમાં એને પૂછીને જો એ દગાખોર માલમ પડશે તો એને તમારા સરદારને સ્વાધીન કરીશ. પણ એ દગાખોર નહિ હોય તો બાદ-શાહ પંડે પણ આ તકીઆમાંથી એને લઈ જઈ શકશે નહિ. એટલું સાંભળ-

તાંમાં જે સિપાઇએ એ રજપૂતને પકડયો હતો તેણે એને છોડી દીધો. ફકીરે તેનો હાથ પકડી પોતાની પાસે ઉભો રાખ્યો ને સિપાઇઓને કહ્યું કે આ વીંટી ગમે તે રીતે એના હાથમાં આવી હોય પણ તે મહાસિંગની છે, માટે તે તમે લઇ જાઓ; એમ બોલી એ વીંટી તેમને આપી ચાલ્યા જવાનો હુકમ કર્યો.

સિપાઇઓ ફકીરના બોલથી બાવરા બની ગયા હતા. તેમાં વળી વીંટી પાછી મળી એટલે તે લઇ તેઓ છાનામાના ચાલ્યા ગયા. તેમણે વીંટીની વાત પોતાના સરદારને નહિ કહેવાનું નક્કી કર્યું; કેમકે જો કહે તો એ વીંટી તે લઇ લે, તેથી તેઓ બીજી તરફ લૂંટ કરવાને ચાલ્યા ગયા. તેઓ જમીનદારોનાં ઘરમાં ને ખેડુતોનાં ઝુંપડાંમાં ઘુસવા લાગ્યા. જેઓ બાદશાહને પોતાના ધણી તરીકે સ્વીકારતાં નહિ તેમનાં ઘરબાર લૂંટી લેતા. તેમણે કોઇના ઉપર પણ દયા બતાવી નહિ. ખૂન કરવાનો તેઓ જાણે ધંધો લઇ બેઠા હોય ને જાણે લૂંટ કરવામાંજ આબરૂ હોય તેમ આમથી તેમ ખૂન ને લૂંટ કરતા ને જુલમ વરસાવતા ચાલ્યા.

બાવાજી મઠમાં આવ્યા ને પેલા અજાણ્યા માણુસને પાટાપાટી કરાવ્યાં. પછી પોતે ને પેલો માણુસ બે જણા રહ્યા ત્યારે તેને બાવાજીએ પૂછ્યું કે ભાઇ તું કોણુ છે ને એ વીંટી તારી પાસે શી રીતે આવી તે સાચે સાચું કહે. પેલા માણુસે એકી નજરે બાવાજી તરફ જોઇને કહ્યું કે હું ધારૂં છું કે તમે બાવાજી થઇને મને દગો દેવાના તો નહિજ હો. તમે મને મરતો બચાવ્યો છે તે ઉપરથી મારી ખાત્રી થાય છે કે તમે કોઇ દગાખોર તો નથીજ. એ વીંટી મને એક બહાદૂર રાઠોડે આપેલી છે, જે અરવલ્લીના ઘાટમાં રહે છે. તેણે મહાસિંગની ખાતરી થવા માટે એ વીંટી મને આપી હતી; કે જેથી હું તેના તરફથી આવ્યો છું એમ તે જાણે. આ ઉપરથી બાવાજી સમજ્યા કે એ જેની વાત કરે છે તે દુર્ગાદાસજ હોવો જોઇએ; માટે વિશેષ ખાતરી કરવા સારૂ માનસિંગને બોલાવતા પહેલાં તેમણે તેને કહ્યું કે ત્યારે તો તમે મહાસિંગ પાસેથી લશ્કરી મદદ મેળવવા માટે આવ્યા હશો, કેમ?

પેલા અજાણ્યા માણુસે કહ્યું કે ગુરુજી ! જો આપને મહાસિંગજી સાથે સંબંધ હોય તો જે માણુસે મને મોકલ્યો છે તે માણુસનું નામ આપ સમજ્યા હશો, તે કહો; અને અહિં મને મિત્રો તરફથી આવકાર મળવાની આશા હતી, તેને બદલે હું દુશ્મનોના હાથમાં શાથી સપડાયો તે કહો; એટલે હું છૂટથી

ને ખુલ્લા મનથી વાત કરૂં. પણ તે અગાઉ તો હું મારી વાત તમને કહી શકું નહિ; કેમકે જેણે મને તે છૂપી રાખવાને કહ્યું છે તે વાત મારાથી આપને કહેવાય નહિ.

મહેંદ્રનાથે જોયું કે, આવા ભયભીત સમયમાં એટલી સાવચેતી રાખવી જરૂરની છે. પણ એ દુર્ગાદાસ તરફથી આવ્યો છે એમાં તો શક નથી; માટે તેણે તેને કહ્યું કે ભાઇ તારા ધણીનું નામ દુર્ગાદાસ છે. આ સાંભળી તે બાવાજીને પગે પડયો ને કહ્યું કે ગુરુજી હવે મારી ખાત્રી થાય છે કે આપ દુર્ગાદાસના શત્રુ નથી પણ શુભેચ્છક છો. પણ જો મહાસિંગજી તરફથી દુર્ગાદાસને કાંઇ પણ મદદ જલદી નહિ જઇ મળે તો સઘળી આશા વ્યર્થ જવાની ને બાજી બગડવાની. દુર્ગાદાસ ડુંગરામાં ચારે તરફ ઘેરાયો છે, ને નાસવાની એક પણ બારી નથી, માટે જો મદદની કાંઇપણ આશા ન હોય તો મને જવા દો કે હું તેને જલદીથી જઇ મળું ને કાંઇ નહિ તો મારા મિત્રની સાથે મરણ પામું.

બાવાજીએ કહ્યું કે બચ્ચા ! હું ઇશ્વરનો સેવક છું. મને પગે લાગવાની જરૂર નથી; પણ પરમેશ્વરને પગે લાગ કે તે તમને જોઇતી સહાય કરે. એમ કહી તે માનસિંગને બોલાવવાને બીજા ઓરડામાં ગયો. મહેંદ્રનાથને જોઇ માનસિંગે આતુરતાથી પૂછયું કે, કેમ મહારાજ, તેને બચાવ્યો કે? બાવાજીએ કહ્યું, કોને ખુદાબક્ષને કે ! એ તો સલામત કયાંનો કયાંએ અત્યાર સુધીમાં તો નીકળી ગયો હશે; પણ જે માણસને પેલા ખુનીઓ ઘસડી જતા હતા તે તો મંડપમાં એ રહ્યો. ચાલો, એ તમને કાંઇ દુર્ગાદાસના સમાચાર આપશે, આ સાંભળી માનસિંગ બાવાજીની પૂંઠે ચાલ્યો.

મંડપમાં આવી માનસિંગે પેલા અજાણ્યા માણસને પોતાની ઓળખાણ આપી; એટલે તેણે દુર્ગાદાસ કેવી સંકડામણમાં આવી પડયો છે તે કહ્યું. તે બોલ્યો કે દુર્ગાદાસ સાથે જે લોકો ઘેરાઇ પડયા છે તેમને બચાવી સલામત જગ્યાએ લઇ જવા એ દુર્ગાદાસની પહેલી મતલબ છે. તેમને ખાવાને જંગલનાં ફળફૂલ કે કંદ વગર બીજું કાંઇ નથી. નાસી જવાનો એકે માર્ગ નથી. માત્ર મહાસિંગજી તરફથી મદદ મળે તોજ ઉગરવાનો આરો છે. એ સાંભળી માનસિંગે કહ્યું કે મારા કાકા હમણાં કાંઇ પણ મદદ કરી શકે તેમ નથી; પણ મારાથી જેટલું બનશે તેટલું કરીને જેટલી મળી શકશે તેટલી મદદ લઇને આવીશ. મેં પહેલાં સો માણસો બહાદુર દુર્ગાદાસની મદદે મોકલ્યાં છે તે ત-

મને રસ્તામાં કોઇ ઠેકાણે મળ્યાં કે નહિ ?

પેલા માણુસે જવાબ દીધો કે ના, મેં તેમને ક્યાંઇ જોયાં નથી. મને લાગે છે કે દુશ્મનોએ તેમને પકડી લીધાં હશે; કેમકે દુશ્મનો આટલા નજીક હશે એમ ધારવામાં નહિ હોવાથી હું પણ તેમના હાથમાં પકડાઇ જતાં જતાં બચી ગયો છું. કારણ કે જ્યારે દુર્ગાદાસે પ્રથમ મારવાડની સ્વતંત્રતા માટે ઝુંડો ઉઠાવ્યો ને કંટાળીઆના સુબાને મારી નાખ્યો ત્યારે હું તેની સાથે નહોતો; પણ દુર્ગાદાસ ઉપર વરસેલા જુલમની વાત મારે કાને આવી કે તેનીજ સાથે મરવું કે જીવવુ એમ નક્કી કરી હું પણ નીકળ્યો. અમે બાળપણુમાં સોબતી હતા ને તે પછી દોસ્તી થઇ. એણે એકવાર મને તરતાં ડુબી મરતો બચાવ્યો હતો; તેનો બદલો વાળવાનો જ્યારે દિલ્હીના બાદશાહ જેવો એનો જીવ લેવા તૈયાર થયો છે ત્યારે મને વખત મળ્યો છે એમ વિચારી હું મારે ઘેરથી છાનોમાનો નીકળી આવી મારા મિત્રને મળવા ચાલ્યો. ડુંગરીને આસપાસ મુસલમાનો વીંટાએલા હોવાથી છૂપા માર્ગની વાટે ચૂપકીથી જતાં બે મુસલમાનોને વાત કરતાં સાંભળ્યા. તેઓ કહેતા હતા કે કંટાળીઆમાં દુર્ગાદાસને હાથે બસેં માણુસો માર્યા ગયા છે. એ ખબર અજમેરમાં તૈબરખાનને પહોંચાડવાથી તેણે દુર્ગાદાસને ઘેરી લેવાને હદપર માણસો મોકલ્યાં છે, ને કહાવ્યું છે કે દુર્ગાદાસને જીવતો કે મુવેલો પકડવો ને એનાં માણસોને જીવતાં રાખવાં નહિ. આ સમાચાર લઇ હું દુર્ગાદાસને જઇ મળ્યો. તેણે મને સારો આવકાર આપી પોતાની સઘળી આપત્તિઓથી વાકેફ કર્યો. દુર્ગાદાસે મને કહ્યું કે આ માણસોને ખાવાનું મળતું નથી. રાતદહાડો ઉજાગરા કરી દુશ્મનોથી જાગૃત રહેવું પડે છે. ચારે દિશાએ શત્રુઓ મજબૂત ઘેરો ઘાલી પડેલા છે, બીજે કોઇ ઠેકાણેથી નસાય તેમ નથી. માત્ર એક જગા સીધી ચઢાણુની હોવાથી મુસલમાનો ધારે છે કે તે માર્ગે આપણાથી નસાય તેમ નથી; તેથી તે જગા ઉપર ચોકી થોડી છે. પણ આ થાકી ગએલાં માણુસો સલામત જાય ત્યાંસુધી દુશ્મનોને રોકી શકે એટલાં તાજાં માણુસો વગર એ કામ બને તેવું નથી; પણ આવા સમયમાં મદદ કરે એવા માત્ર મહાસિંગજી ઠાકોર છે. તેમને મારા સંકટની ખબર મળવી જોઇએ. હું તરતનોજ છૂપા રસ્તાને માર્ગે ત્યાં ગયો હતો તેથી મેં એ કામ માથે લીધું ને તમારા તરફ આવ્યો છું. હવે તમે કહો કે જ્યારે હું માંડામાં મિત્રોને મળીને સહાય મેળવવાને બદલે દુશ્મનો

વચ્ચે ઘેરાઇ ગયો ને જેની પાસેથી સહાય મેળવવાની આશા તે કેદ પડેલો, ને તે દુર્ગાદાસને મળેલો છે એમ જાણી તેને ફાંસીએ ચડાવવાનો છે, એમ સાંભળ્યું છે, ત્યારે મને કેટલું લાગ્યું હશે?

માનસિંગે કહ્યું, નહિ નહિ, એટલું બધું તો કાંઇ નથી. મારા કાકાનો વાળ વાંકો થતાં પહેલાં તો કેટલાએ મુસલમાનોનાં માથાં મરુભૂમિની માટીમાં રગદોળાશે. જ્યાંસુધી તલવાર પકડવાને આપણા હાથ સલામત છે, ત્યાંસુધી એક પણ ખરા રાઠોડનું ડોકું મુસલમાનોની ફાંસીએ લટકાવવું તેમને ભારે પડશે. કોઇ પણ ખરો રાઠોડ પોતાની તલવાર મુસલમાનોથી ડરીને મ્યાન કરવાનો નથી. એવો કોઇ પણ દેશદ્રોહી નહિ હશે કે તે સ્વતંત્રતા કે મોત મેળવ્યા વગર પોતાની તલવાર નીચી મૂકે. આપણે આપણી જીંદગી જોખમમાં નાખી છે. હવે તો દુર્ગાદાસની છાવણીમાં કે ચિતામાં ગયા વગર છૂટા થવાનાજ નથી.

એ સાંભળી બાવાજી બોલ્યા, પ્રભુ તારામાં આવો ને આવો જુસ્સો તાજો રાખે ને હિંમતમાં વધારો કરે. જેઓ જીવવા માટે જેટલા આતુર હોય તેટલાજ મરવા માટે હોય, તેજ અજીત છે. જેઓ આ જીંદગીમાં રહી સ્વર્ગમાં જવાની તૈયારી કરે છે તેજ વિરલા છે. આ સાંભળી માનસિંગે સભ્યતાથી માથું નીચું નમાવ્યું. પછી તેણે કરણસિંગ ( દુર્ગાદાસના બેપીઆનું નામ ) તરફ ફરીને કહ્યું કે ઠાકોર, મેં પ્રથમ મોકલેલાં સો માણસોનો કાંઇ પણ પત્તો મળતો નથી. તો હવે આધાર માત્ર મારા નાના કાકા કલ્યાણસિંગ જે પોતાની જાગીરમાં આહંથી થોડેજ દૂર રહે છે તેમના ઉપર છે. એમની જાગીર નાની છે, તેથી ત્યાંથી ઘણાં માણસ મળવાની આશા નથી; તોપણ મને લાગે છે કે જેટલાં મળે તેટલાં વડે આપણે આપણા સરદારને સલામત બહાર કહાડી શકીશું.

પોતાની મુરાદ જલદીથી હાંસલ કરવાને—કેમકે ચપળતા એ જીતનું મૂળ છે—તથા દુશ્મનોથી ઘેરાઇ જતા બચવાને સાંજ પડે કે ગામડીઆનો વેષ લઇ માનસિંગે કરણસિંગને સાથે લઇ પોતાના કાકાને ત્યાં જવાનો ઠરાવ કર્યો.

વાતો કરતાં દિવસ વીતી ગયો. સૂર્યનારાયણે અસ્તાચળની પાછળ જવા માંડ્યું. આકાશમાં સોનેરી રંગનાં વાદળાં દેખાવા માંડયાં ને ધીરે ધીરે તારાઓએ એક પછી એક એમ પોતાનાં મુખ પ્રકાશ્યાં. મઠમાં મહેંદ્રનાથના ચેલાઓ

દીવાની તૈયારી કરવા લાગ્યા ને બાવાજીએ દેવની આરતી ઉતારી. ઉતાવળથી થોડું ઘણું વાળુ કરી લઇ માનસિંગ ને કરણસિંગ ભેઠ બાંધી ગામડીઆ ખેડુતના વેષમાં તૈયાર થયા. બાવાજીએ બંનેનો દેખાવ જોઇ કહ્યું કે હવે જાઓ, તમે બંને સલામત છો. આ દેખાવમાં તમને કોઇ ઓળખનાર નથી. બંને જણા બાવાજીને પગે લાગી તેમની રજા લઇ કલ્યાણસિંગ પાસે જવાને રસ્તે પડ્યા.

મધ્યરાત્રિ જતાં પહેલાં માનસિંગ ને કરણસિંગ દેવળીઆની નજીકમાં આવ્યા. માનસિંગ દરવાનને બોલાવી દરવાજો ઉઘડાવી અંદર પેઠા. કલ્યાણસિંગના મહેલનાં બારણાં ઉઘડાવી અંદર ગયા. તો કલ્યાણસિંગ સૂતેલા હતા. તોપણ જગાડ્યા વગર ચાલે તેમ નહોતું. માનસિંગે બારણાં ખખડાવી કાકાને બોલાવ્યાથી કલ્યાણસિંગ જાગી ઉઠયા. તે વખત ઉડાઉડનો હોવાથી રજપૂત સરદારો ને લોકો રાત્રિની વખતે લગાર પણ ગડબડાટ થતાં જાગી ઉઠતા. તેમને હમેશાં ચપળ ને જાગૃત રહેવું પડતું. કલ્યાણસિંગે જાગીને કોણ છે? એવી બૂમ પાડી તલવાર હાથમાં લીધી. માનસિગે જવાબ વાળ્યો. તેનો સાદ ઓળખી બારણાં ઉઘાડી કલ્યાણસિંગ બંને જણાને ભેટયા.

કલ્યાણસિંગે કહ્યું ભાઇ માનસિંગ ! રાત્રિની વખતે આ પ્રમાણે અણધાર્યું કેમ આવવું પડયું ? માનસિગે કહ્યું કે કાકા ! માંડાની શી દશા થઇ, તે તો આપના જાણવામાં આવ્યું હશે. મહાસિંગજીને પકડીને લઇ ગયા છે. ચંદ્રસિંગ લાલબાને પકડવાની લાલચથી આવ્યો હતો, પણ હું ને લાલબા બંને સલામત મહેંદ્રનાથના મઠમાં રાત્રે છુપી રીતે આવી ભરાયાં. માંડામાં મુસલમાની લશ્કરની ચોકી મૂકી મુસલમાન સરદાર મારા કાકાને તથા મારાં કાકીને લઇને પોતાના થાણામાં ગયો છે. હવે એ તરફની ધાસ્તી નથી. મરુદેશમાં આપણી સત્તા કેટલી છે, તેથી બાદશાહ કાંઇ અજાણ્યો નથી; એટલે મારા કાકાનો તો તેઓ વાંકો વાળ કરવાના નથી.

કલ્યાણસિંગ બોલ્યો, પણ બેટા! મહાસિંગે અવિચારનું કામ કર્યું એમાં તો લગારે શક નથી. બીજાની પીડા પોતાને માથે વહોરી લેતાં પહેલાં ખૂબ વિચાર કરવો જોઇએ. આપણી સલામતી જોઇને બીજાનો વિચાર કરવો જોઇએ. દુર્ગાદાસને મદદ કરવામાં આપણી સલામતી હતી કે નહિ તે જોવું જોઇતું હતું. એ સાંભળી માનસિંગથી ચૂપ બેસી રહેવાયું નહિ. તે બોલ્યો કે કાકા સાહેબ ! એ શું બોલો છો ? રામસિંગ રાઠોડનો વંશજ જ્યારે આવો વિચાર કરશે ત્યારે

મરુભૂમિની સ્વતંત્રતા ડૂબીજ, હમેશાને માટે ડૂબીજ. રાઠોડ રાજ્ય ડૂબ્યું ને મ્લેચ્છનું રાજ્ય હમેશને માટે આપણે માથે ચોટયુંજ. આપણા દેશની ખાતર નહિ, તો આપણી રજપુતવટની ખાતર પણ મહાસિંગજીએ દુર્ગાદાસને મદદ કરવી જોઇએ. શરણે આવેલાનું મરતાંસુધી રક્ષણ કરવું એ રજપૂતોનો ધર્મ છે; પણ દુર્ગાદાસે તો મારા કાકાનો પ્રાણ બચાવ્યો હતો. તેમનું રક્ષણ કરતાંજ દુર્ગાદાસ મુસલમાનોનો ભોગ થઇ પડયો છે. ફરી કોઇવાર જેનું મુખ જોવાનું નથી, એવી પોતાની જનેતાનો તેણે ભોગ આપ્યો, પોતાના ગામનો નાશ કરાવ્યો ને વતન ત્યજી ડુંગરાની ખીણોનો રહેવાસી થયો. અત્યાર સુધી પોતે જે વેઠયું છે ને વેઠે છે ને હવે પછી જે વેઠશે, તે સઘળાનું મૂળ તમારા મોટા ભાઇ મહાસિંગજી છે. તમારા ઘરની આબરૂ સાચવતાં તેણે મુસલમાનોનો કોપ ખેંચી લીધો છે. જો તેણે મહાસિંગજીને તે રાત્રે બચાવ્યા ન હોત, ને પાપી જોરાવરખાનને માર્યો ન હોત તો તેજ રાત્રે તેઓ માડા આવી લૂંટત ને તમારી ભત્રીજીને પકડી લઇ જાત તથા હમેશને માટે આપણા કુળને માથે કાળી ટીલી ચોંટત. તમારૂં સાચવતાં જે લૂંટાયો, ઘેરાયો ને મુસલમાનોના હાથમાં સપડાવાની તૈયારીમાં આવ્યો; તેને સંકટસમયે મદદ ન કરવી ? પોતનો પ્રાણ ઉગારનાર ને ઘરની આબરૂ રાખનાર સંકડામણમાં આવે તે વખતે પોતાનું કેમ થશે તેનો વિચાર કરી તેને નિરાધાર રાખવો ? એમ તમે કહો છો ? એવી સ્વાર્થી, એકલપેટી ને રજપૂતોના સ્વભાવથી ઉલટી સલાહ શું તમે આપો છો ? કાકા ! માફ કરજો. હું તો તમારૂં બચ્ચું છું. મારાથી વધતુ ઓછું બોલાયું હોય તો ક્ષમા કરજો; પણ મને લાગે છે કે આપ ખરી વાતથી હજુ સુધી વાકેફ થયા જણાતા નથી. સ્વાર્થી ને મતલબીઓ કે દુર્ગાદાસના સામા પક્ષના, મરુદેશના દ્રોહી માણસોએ આપને ઉંધી ચતી વાતો કહી દુર્ગાદાસ જેવા સ્વદેશાભિમાની વીર પુરુષને માટે આપના મનમાં ખોટા વિચાર ઉત્પન્ન કર્યો છે. દુર્ગાદાસે આપણે માટે જે જે કર્યું છે ને વેઠયું છે, તેનો ઇતિહાસ લાંબો છે. એને માટે આપણે જે કરીએ તે થોડું છે. આ સાંભળી કલ્યાણસિંગ સ્તબ્ધ થઇ ગયો. દુર્ગાદાસ માટે કેટલીક ખોટી વાતો સાંભળ્યાથી તથા તેનો સ્વભાવ લગાર વધારે સાવધ હોવાથી અને તેના મનમાં સ્વદેશાભિમાન કરતાં સ્વાર્થ કાંઇક પ્રબળ હોવાથી મહાસિંગના કરેલા કામને તે અવિચારનું ગણતો હતો; પણ જ્યારે તેણે જાણ્યું કે દુર્ગાદાસે પોતાના ભાઇનો પ્રાણ ઉગાર્યો છે

તથા પોતાની જમીન લાખો મુસલમાનોના હાથમાં જતી અને તેથી પોતાના ઘરની આબરૂ જતી ઉગારી છે, ત્યારે તેના મનમાં દુર્ગાદાસ ઉપર ભાવ ઉત્પન્ન થયો. પોતાને માટે દુર્ગાદાસ ખરાબ થઇ, મુસલમાનોનો ભોગ થઇ પડવાની અણી ઉપર આવેલો જોઇ; તેના મનમાં દયા પ્રબળ થઇ; તોપણ તેના મનમાંથી સ્વાર્થ નરમ પડયો નહોતો. તે બોલ્યો કે, ભાઇ માનસિંગ! તું કહે છે તે બધું ખરૂં છે. દુર્ગાદાસે આપણા ઘરની આબરૂ રાખી ને મારા ભાઇનો પ્રાણ બચાવ્યો, પણ જ્યાં આખો મારવાડ મુસલમાનોથી ઘેરાઇ ગયો છે, નાના મોટા સઘળા રાઠોડ સરદારોએ મુસલમાનો આગળ શિર નમાવી પોતાની તલવારો હેઠે મૂકી છે, ત્યાં દુર્ગાદાસ એકલો દિલ્હીના બાદશાહ જેવા બળવાન બાદશાહની સામો થવાથી શો લાભ થવાનો હતો? તેમજ દુર્ગાદાસની મદદે મોટા ભાઇ જઇને શી ધાડ મારવાના હતા? મુસલમાની સૈન્ય આગળ આપણાં બસેં ચારસેં કે હજાર બારસેં માણસો સાગરમાં બિંદુ બરાબર છે. એક જણના નાશ સાથે બીજાનો પણ નાશ થાય એટલુંજ. એથી વધારે શું કરી શકવાના હતા? દુર્ગાદાસને મદદ કર્યાથી કામ સફળ થવાની આશા હોય તો ખરૂં; પણ જ્યારે તેનો તો ભાસ પણ જણાતો નથી, ત્યારે એકની સાથે બીજાએ પણ દીવામાં પતંગીઆની માફક ઝંપલાવવું, એ શું અવિચાર નહિ?

માનસિંગે કહ્યું, કાકા! તમે એ શું બોલો છો? સ્વાર્થ કરતાં પરમાર્થ કરવો એ શું સારૂં નથી? પણ દુર્ગાદાસને મદદ કરવી એમાં તો પરમાર્થ નહિ, પણ ફરજ છે. ફરજ બજાવતાં આપણું શું થશે, એ રજપૂતો કોઇવાર જોતા નથી ને જોવાના પણ નથી. મારવાડ મુસલમાનમયી થઈ છે ને સમય વર્તીને સઘળા મૂંગેમોઢે જોયા કરે છે–મુસલમાનોનો જુલમ સાંખે છે; પણ તે સઘળા બાયલા થઇ ગયા છે—સઘળા વીર નાશ પામ્યા છે, હવે કોઇ માતા જોધસિંગ, માલદેવ, અમરસિંગ, જશવંતસિંગ, રામસિંગ જેવાને જન્મ આપતીજ નથી, એમ નથી. તેઓ સઘળા ધીરજથી સમયની રાહ જુએ છે. આગેવાન વીર પુરુષની રાહ જુએ છે. તેવો દેશદાઝવાળો વીર પુરુષ દુર્ગાદાસ તેમને મળેલો જોઇ, તેઓ એક પછી એક બહાર પડશે. કાકા! "હિંમતે મરદા તો મદદે ખુદા." આ મારી પાસે ઉભેલા કરણસિંગ ઠાકોરને આપ ઓળખતા નહિ હશો. એ ને દુર્ગાદાસ બાળપણના સોબતી છે. નાનપણમાં ડુબી મરતાં દુર્ગાદાસે એમને બચાવ્યા હતા, તે ઉપકાર યાદ કરી બદલો વાળવાને ઘેરથી છાનામાના

નીકળી દુર્ગાદાસ પાસે ગયા; ને ત્યાંથી દુર્ગાદાસના હુકમથી મુસલમાનોના ઘેરા વચ્ચેથી સલામત અહિં આવ્યા છે. દુર્ગાદાસે તમારા ભાઇ પાસે મદદ માગવાને એમને મોકલ્યા છે. એ કહે છે કે દુર્ગાદાસ ચારે બાજુએ ડુંગરાની ખીણોમાં ઘેરાઇ ગયા છે. દુર્ગાદાસ ખોરાક વગર વનફળ ને કંદમૂળ ઉપર ગુજારો ચલાવે છે અને જો થોડી પણ મદદ નહિ મળે તો મુસલમાનોને હાથે સપડાશે કે કપાઇ મરશે. તમારા મોટાભાઇ મહાસિંગજી તો મદદ કરી શકે એવી હાલતમાં નથી, તેથી હું તેમને તમારી પાસે લઇ આવ્યો છું. તમારા ભાઇ ઉપર ને ઘર ઉપર કરેલા દુર્ગાદાસના ઉપકારનો બદલો વાળવાને આપથી થાય એટલી સહાય કરો એવી મારી વિનંતિ છે; અને તેજ માટે રાત્રે આવા વેષમાં જોખમ વેઠી આપની પાસે આવ્યા છીએ.

આ સાંભળી કલ્યાણસિંગને કાંઇ જવાબ દેવાનું સૂઝયું નહિ. થોડીવાર પછી તે બોલ્યો, માનસિંગ ! તું જાણે છે કે મારી જાગીર નાની છે. દુર્ગાદાસને છોડાવાય એટલાં માણસની મદદ કરી શકું એવી મારી સ્થિતિ નથી. તેમ જો મેં મદદ કરી છે, એવું મુસલમાનો જાણે તો ચાંચડની પેઠે ચોળી નાખી મારી જાગીર ખાખાવીખી કરી નાખતાં વાર લગાડે નહિ; માટે હું શું કરી શકું તે કહે. માનસિંગે કહ્યું, કાકા ! દુર્ગાદાસના છુટકારાનો સઘળો આધાર માત્ર તમારા ઉપર છે, તમારાથી જેટલાં બની શકે તેટલાં માણસો અમને અત્યારેજ આપો ને તમે પોતે આવશો નહિ; એટલે મુસલમાનોને વહેમ જશે નહિ કેમકે એ માણસો લઇ આડફેટે રસ્તે થઇ અમે અત્યારેજ દુર્ગાદાસ પાસે જવાનો વિચાર કર્યો છે. અમે દુર્ગાદાસ પાસે જઇ પહોંચ્યા એટલે તમારા ઉપર કોણ વહેમ ખાનાર છે અને વહેમ લાવવાનો આધાર પણ શો ! આમ છતાં કદાચ મહાસિંગજીના ભાઇ ગણીને તમારા ઉપર વહેમ લાવી તમારી પણ પરમેશ્વર ન કરે ને મહાસિંગજી જેવીજ વલે કરી તો તમો બંને ભાઇને કોણ છોડાવશે ? મરુભૂમિને સ્વતંત્રતા આપવા, મુસલમાનોને મારી કહાડવા ને રાઠોડોને નિર્ભય કરી રાઠોડરાજ્ય સ્થાપવા દુર્ગાદાસ મેદાન પડયો છે; પણ તેજ જો મુસલમાનોને હાથ પકડાયો તો પછી તમારો છૂટકો કરનાર બીજો કયો દુર્ગાદાસ ઉભો થનાર છે ? માટે કાકા ! હું કહું છું તે રીતે છુપી મદદ આપો; એટલે દુર્ગાદાસને અમે ઘેરામાંથી છોડાવીએ તો એ છૂટો થએલો સિંહ શું નહિ કરી શકે ? તે છૂટો થયા પછી અમે મહાસિંગજીને

છોડાવવા જઈશું; ને જો એકવાર જય મેળવી તેમને છોડાવી શકયા, તો ઘણા રાઠોડસરદારો મદદે આવી મળશે, એટલે આપણે ધારેલી—મારવાડને સ્વતંત્ર કરવાની—મુરાદ હાંસલ કરતાં વાર લાગશે નહિ.

કલ્યાણસિંગે વિચાર્યું કે માનસિંગના વિચાર હવામાં બાચકા ભરવા જેવા —બાથમાં આભ લેવા જેવા કે શેખસલ્લીની વાત જેવા છે; તોપણ એટલું તો ખરૂં કે કદાચ મુસલમાનો વહેમાઈને મારી પણ મહાસિંગ જેવી વલે કરે; તેમ થાય તો અમારો છૂટકારો કરનાર કોઈ નથી. માટે દુર્ગાદાસને મદદ તો કરવી, થોડાં ઘણાં માણસો છે તે આપી અત્યારેજ વિદાય કરીએ તો મુસલમાનો જાણશે નહિ અને કદાચ એજ મદદથી દુર્ગાદાસ છૂટયો તો ભાઈનો પણ છૂટકારો થશે એ પણ ઠીકજ છે. આપણે કયાં મેદાનમાં પડવું છે કે જાહેરમાં આવવું છે ? એવો વિચાર કરી તે બોલ્યો, ભાઈ માનસિંગ! અત્યારે મારાં સઘળાં માણસો એકઠાં કરીશ તો ભાગ્યે ત્રીસેક થશે; એથી વધારે મદદ મારાથી થઈ શકે તેમ નથી. એમ કહી તેણે પોતાનાં માણસો એકઠાં કરી તેમને હથિયારો આપ્યાં ને માનસિંગ જયાં લઈ જાય ને જે કામ સોંપે તે કરવું અને મરતાં સુધી માનસિંગના હુકમમાં રહી તેનું રક્ષણ કરવું, એવો હુકમ આપ્યો.

કરણસિંગ જે અત્યારસુધી મૂંગો ઉભો રહ્યો હતો, તેણે દુર્ગાદાસની વતી કલ્યાણસિંગનો ઉપકાર માન્યો તથા આટલી પણ મદદ દુર્ગાદાસને વખતસર મળશે તો તેનો છૂટકારો થશે એમ જણાવી સંતોષ બતાવ્યો. પછી એ તથા માનસિંગ તેમની રજા લઈ માણસોની સાથે દુર્ગાદાસ તરફ છુપી રીતે કાંઈ પણ ગરબડ થવા દીધા સિવાય જવાને પાછલી રાતના નીકળ્યા ને આડફેટે રસ્તે મુસલમાનો મળે નહિ એમ તેમની નજર ચૂકવતા આગળ ચાલ્યા.

---

# પ્રકરણ આઠમું

## લાલબા ફસાઇ

સોરઠો

પાપી કરીને પાપ, ફસાવતો નિર્દોષને;
પણ પરિણામે બાપ! ખાડો ખોદે તે પડે.

આ પણે લાલબાને મહેંદ્રનાથ બાવાના મઠમાં મૂકી છે, તેની હવે સંભાળ લઇએ. મહેંદ્રનાથે પાસેના ઝુંપડામાંથી લાલબાની સેવા-ચાકરી કરવા માટે એક દાસી બોલાવી આણી હતી તથા એક અલાહદી કોટડી તેને રહેવા માટે કહાડી આપી હતી. લાલબા ત્યાં રહી, દુર્ગાદાસ વિજયી થઇ પોતાનાં માતાપિતાનો છુટકારો કરે એવી પ્રભુપ્રાર્થના કરી, દિવસ નિર્ગમન કરતી હતી. મહેંદ્રનાથ વખતોવખત તેની ખબરઅંતર પૂછી સંભાળ લેતા હતા. લાલબાની કોટડી એવી એકાંત જગામાં કહાડી આપી હતી કે બહારના કોઇ પણ અજાણ્યા માણસને લાલબા ત્યાં છે એવું માલમ પડે નહિ; તેમ બાવાજીના મઠમાં કોઇ સ્ત્રી રહેતી હોય એવો વહેમ લાવવાનું પણ કોઇને કારણ હોય નહિ, તેથી લાલબા ત્યાં શાંતિમાં રહેવા લાગી.

લાલબાની પેઠે તેના ઉપર મોહિત થયેલો ચંદ્રસિંગ શાંત નહોતો. માંડામાં રાત્રે મારામારી થઇ તે વખતે તે લાલબાની શોધમાં મહેલની અંદર અહિં તહિં ઘૂમવા લાગ્યો. જ્યારે ઘણી તજવીજ કરતાં પણ લાલબાનો પત્તો ન લાગ્યો; ત્યારે તે નાસી ગઇ હશે એવો વહેમ ખાઇ લઢાઇ બંધ કરાવી, મહાસિંગ તથા તેજબાને લઈ તેઓ તાબડતોડ ત્યાંથી નીકળ્યા અને લાલબાની શોધને માટે સવારો દોડાવ્યા; પરંતુ તે સવારોએ પણ તેને નિરાશ કર્યો. જેમ જેમ લાલબાના પત્તાના નિરાશાના જવાબ આવતા ગયા, તેમ તેમ તે વધારે ને વધારે આતુર થતો ગયો. તે ક્યાં ગઇ હશે? એને કોણ લઇ ગયું હશે? શી રીતે ગઇ હશે? હવે ક્યારે ને ક્યાંથી હાથ આવશે? શા ઉપાયથી ને કેવી રીતે હાથ આવશે? એવા એવા સવાલો એના મનમાં ઉઠવા લાગ્યા. એમ કરતાં રાત્રિ પડી ત્યાં રસ્તામાં તેમણે મુકામ કર્યો.

પોતાના મુકામ ઉપર ચંદ્રસિંગ રાત્રે ગમગીનીમાં કપાળે હાથ દઇ એકાંતમાં બેઠો બેઠો શોચના કરવા લાગ્યો. શું કરવું ને કેમ કરવું ? લાલબા ક્યાં હશે ને કેમ મળશે ? તેનો વિચાર કરવા લાગ્યો. કોઇ વાતનો એને ઉકેલ પડ્યો નહિ. એની શોધ કોણ, ક્યારે ને કેમ લાવશે તેની સુઝ પડી નહિ. નોકર ઉપરા-ઉપરિ આવીને વાળુ કરવા માટે તેડાં કરવા લાગ્યો; પણ તેના કહેવા ઉપર તેનું ધ્યાન ખેંચાતુંજ નહોતું. એટલામાં એકદમ તેને તેજબાનું સ્મરણ થયું. તેણે ધાર્યું કે તેજબાથી લાલબાનો પત્તો મળશે. તેજબાના સ્વભાવ અને કરણીથી તે જાણીતો હતો. ગમે તેટલું પણ તે ઓરમાન માતા છે. ઓરમાયાનું હેત અરસ્પરસ હોતું નથી; ને તેજબાના સ્વભાવ પ્રમાણે તો તેનું હેત લાલબાપર હોયજ નહિ. તે જાણતો હતો કે માંડા ઉપર આફત લાવનાર માત્ર એજ હતી. તેજબાથી તેને માલમ પડયું હતું કે લાલબા દુર્ગાદાસના પક્ષમાં છે અને પોતાનો પતિ દુર્ગાદાસને મદદ મોકલી રાજ્યદ્રોહી થતો અટકે એટલાજ માટે એણે આ આફત માથે વહોરી લીધી હતી. વળી ચંદ્રસિંગે લાલબાની માગણી કરી તેમાં મદદગાર પણ તેજબાજ હતી. તેજબા પોતાની સગી હતી, તેથી હજુ પણ લાલબાનો પત્તો મેળવી આપવામાં મદદ કરશે, એમ જણાયાથી તે તેજબા પાસે ગયો. ભાઇને મળવા આવ્યો જાણી તેજબાએ અંદર બોલાવ્યો. તે વખતે મહાસિંગ ઠાકોર બીજા ઓરડામાં ઢોલીઆ ઉપર સુતેલો હતો. તેના ઘા પૂરા રૂઝાયા નહોતા. તેવામાં તેના ઘર ઉપર અણધારી આફત આવ્યાથી, પોતાની લાલબાનું ને માનસિંગનું શું થયું હશે તેના શોચથી અને તેનો જીવ ઉગારનાર મિત્ર દુર્ગાદાસ વૈરાઇને માર્યો જશે એવા વિચારથી, તેના દુઃખમાં વધારો થયો. તેને કોઇ વાતે ચેન પડતું નહોતું, તોપણ સુખભોગમાં અંધ થએલ તેજબા તેની થોડીજ સંભાળ લેતી હતી. તેનું સઘળું ધ્યાન રાજ્યવૈભવ કેમ બચે અને રાજ્યદ્રોહી માનસિંગ ને લાલબાનો નાશ કેમ થાય, તે તરફ દોરાયલું હતું. એવામાં ચંદ્રસિંગ આવ્યો. તેના આવ્યાની ખબર મહાસિંગને પડી નહિ.

તેજબાએ પૂછ્યું કે, કેમ ભાઇ ! અત્યારે રાતની વખતે આવવું થયું ? તમે અમારે માટે શો ઠરાવ કર્યો ? અમારા રાજ્યને તો કાંઇ આંચ આવવાની નથી ને ? અમે કાંઇ ગુનો કર્યો નથી. ગુનો કરનાર તો માનસિંગ ને લાલબા છે; માટે જોજો ભાઇ ! અમને કાંઇ આળ ન આવે એવું કરજો. મેં તો માત્ર તમારી મદદ ઉપર સઘળું જોખમ ખેડયું છે ને છોકરાં છૂટાં પાડયાં છે. એ બંને

છોકરાં છોકરવાદ છે. આડાઅવળું જોવું નહિ, લાંબું વિચારવું નહિ અને કાંઇપણ સાંભળ્યું કે અવિચારથી ઝંપલાવવું નહિ. મેં ઘણુંએ સમજાવ્યું પણ ઓરમાયાની શિખામણ ઉપર તે કાંઇ ધ્યાન આપે ? તેઓ એકના બે થયાં નહિ અને હવે નતીજો લેશે. તે દિવસે મેં લાલબાને તમારી સાથે લગ્ન કરવાને ઘણુંએ સમજાવી, પણ તે તો એકની બે થઇજ નહિ. મારા મનમાં એમ હતું કે એ સગપણ થાય તો આપણું સગપણ તાજું રહે અને તમારૂં ઘર ક્યાં નીચું છે ? તમે પણ જૂના વખતના મારવાડના ધણી છો. વળી સમયપર તમે કામના છો; પણ છોકરાં તે છોકરાં. કાચી વયમાં દીર્ઘદૃષ્ટિ ક્યાંથી લાવે ? ચંદ્રસિંગે કહ્યું, બા ! હું તેજ માટે આવ્યો છું. તમારા રાજ્યને કાંઇ આંચ આવે નહિ ને તમારો વાળ વાંકો થાય નહિ એવી તજવીજ મેં કરી રાખી છે. એ વાતની તમારે કાળજી કરવી નહિ; પણ બા ! લાલબાની મેં ઘણીએ તજવીજ કરાવી પણ કાંઇ પત્તો લાગતો નથી. બહાર દરેક બારણે મારા ખાસ વિશ્વાસુ માણસોની ચોકી મૂકીને હું અંદર આવ્યો હતો. તેમનાથી તજવીજ કરતાં માલમ પડતું નથી કે લાલબા કયે બારણે થઇ નાસી ગઇ. વળી ચોકીદારોની નજર ચૂકાવી કદાપિ નાસી ગઇ હોય એમ ધારી આસપાસ સવારો દોડાવ્યા, પણ સર્વે નિરાશ થઈ પાછા આવ્યા. કોઇ રીતે લાલબાનો પત્તો મળતો નથી તેથી તમારી પાસે આવ્યો છું. તમે જો લાલબાને નાસી જવાનો અને છુપાઇ રહેવાનો રસ્તો બતાવો તો.

તેજબાએ કહ્યું કે, જ્યારે એ કોઇ દરવાજેથી નાસી ગઇ નથી અને આસપાસ પત્તો લાગતો નથી ત્યારે તો હું ધારૂં છું કે એ ઘરમાં એક સુરંગ છે, તેની વાટે મહેંદ્રનાથ બાવાના મઠમાં નીકળાય છે, એ સુરંગવાટે એ અને માનસિંગ નાસી ગયાં હશે; કેમકે માનસિંગનો પણ કાંઇ પત્તો નથી. માનસિંગે એને મઠમાં રાખી હશે; કેમકે ત્યાં લાલબા છે, એવો કોઇને વહેમ જાય નહિ, માટે તમે મઠમાં તજવીજ કરાવો તો લાલબા હાથ આવશે. માનસિંગ દુર્ગાદાસ ઉપર કુરબાન થએલો છે, એટલે લાલબાને મઠની શાંત છુપી ને સલામત જગ્યાએ રાખીને એ તો દુર્ગાદાસ પાસે ગયો હશે, પણ મઠમાંથી લાલબા એમને એમ મળશે નહિ ને એ રાજીખુશીથી તમારી સાથે આવશે નહિ. વળી લાલબાની મરજી નહિ હશે તો–જે નથીજ–મહેંદ્રનાથના કબજામાંથી એને લેવી એ મને તો શું પણ બાદશાહ પંડનેએ ભારે પડશે. બાવો બહુ તપસ્વી ને મહંત છે. એના

શાપથી બાળીને ખાખ થઇ જવાય એવો બળવાન છે; માટે બળાત્કારથી લાલબાને પકડી લવાય એમ નથી. યુકિતથી લાવશો તો લવાશે. ચંદ્રસિંગે કહ્યું કે, બા ! એ કેવી યુક્તિ કરવી તે મને તો સમજાતું નથી તમેજ કાંઇ રસ્તો બતાવો તો સારૂં. તેજબાએ કહ્યું કે હું ઓરમાન છું. તથાપિ લાલબા મારી આમન્યા લોપતી નથી, તેથી હું જો બોલાવું તોજ એ ખુશીથી આવશે. ચંદ્રસિંગનું તો નામ સાંભળીને નાસી જવાની, તેથી હું આ મારી વીંટી આપું છું તે નિશાની લઇ તમે જાઓ પણ તમારા વેશથી તમને ઓળખશે, માટે તમે વેશ બદલીને તથા તમારૂં મુખ ઓળખાય નહિ એવી રીતે અને રાતના જજો. ત્યાં જઇ આ વીંટી બાવાને આપી કહાવજો કે તેજબાએ લાલબાને તેડવા માટે અમને મોકલ્યા છે. લાલબાને જોયા વગર એના બાપ અન્ન લેતા નથી માટે એમને અમારી સાથે મોકલો. માત્ર એજ યુક્તિથી લાલબા ફસાશે. મારી આજ્ઞા લોપશે નહિ, એના પિતા અન્ન લેતા નથી એવું સાંભળતાંજ ગમે તેવું જોખમ ખેડીને પણ એ આંધળીઆં કરશે. પુત્રીધર્મ સમજનારી ને બજાવનારી લાલબા જેવી દીકરીઓ થોડીજ છે. એમ મારે પણ એનાં વખાણ કર્યા વગર ચાલતું નથી. માટે જેમ બને તેમ તમે જલદીથી જાઓ, નહિ તો આગળ જતાં તેમને વહેમ પડશે તો વળી ત્યાંથી બીજે ઠેકાણે એને લઇ જશે, તો પછી પત્તો મળવો મુશ્કેલ પડશે. ચંદ્રસિંગે તેજબાની વીંટી લીધી અને તૈયારી કરવાની રજા માગી.

વેશ પાલટી, મોંમાથું બાંધી ઓળખાય નહિ એવા બનીને ચંદ્રસિંગ ને ત્રણ વિશ્વાસુ નોકરો મહેંદ્રનાથ બાવાના મઢભણી જવાને તેજ રાત્રિના નીકળી પડયા. મધ્યરાત્રિએ મઢ પાસે આવી દરવાજો ઠોકયો. બાવાજીના શિષ્યોએ તેમની રજા લઇ દરવાજો ઉઘાડયો ને તેમને અંદર લીધા. ઠરાવ પ્રમાણે ચંદ્રસિંગે વીંટી આપીને સઘળી વાતથી બાવાજીને વાકેફ કર્યા. બાવાજીએ અંદર જઇ લાલબાને જગાડી ને વીંટી આપી તેજબાનો કહાવેલો સંદેશો કહ્યો. તે સાંભળી લાલબા ઉઠીને ઉભી થઇ. મહેંદ્રનાથે કહ્યું કે, બેટા તું જવાને તૈયાર થઇ એ તારા પુત્રીધર્મને ધન્ય છે; પણ કદાચ આ વીંટી તેજબા પાસેથી પડી ગઇ હોય કે જોરાવરીથી લઇ લીધી હોય ને કાંઇ દગો હોય ત્યારે ? એ પુરુષ કોણ છે તે કાંઇ ઓળખાતા નથી; માટે આવા ભયના વખતમાં તને માત્ર વીંટીને આધારે મોકલવી એ મને ભય ભરેલું લાગે છે. લાલબાએ કહ્યું કે, બાવાજી, દગો કોઇનો સગો નથી. કરશે તે પામશે. ખોદશે તે પડશે. તેજબાનું હેત તો

ઓરમામાના જેવું જ છે; પણ આજસુધી મેં એમની આજ્ઞા મારાં સગાં માતુશ્રીની આજ્ઞા પ્રમાણે પાળી છે. વળી મારી સ્થિતિથી અજાણ્યા હોવાથી મારા પિતાજી અન્ન ખાતા નહિ હોય એ વાત પણ સંભવિત છે. મારા પિતાજીના ઘા રૂઝાયા નથી. દુર્ગાદાસ કે જેણે એમનો પ્રાણ બચાવ્યો તેને સંકટમાંથી છોડાવવાને કરવા ધારેલી મદદ રખડી તથા ઘર ઉપર અણધારી આફત આવી, તેમાં મારૂં શું થયું છે તે એમના જાણવામાં નહિ આવ્યાથી એ ઘણા ચિંતાતુર રહેતા હશે ને નહિ જમતા હોય. એવે વખતે આ સંદેશો સાચો હોય ને હું જાઉં નહિ તો એમને કેટલું દુ:ખ થાય? માટે કદાચ દગો હોય તો તેમાં પડવાનું જોખમ ખેડીને પણ મારે જવું જોઇએ, એમ મારી નજરમાં આવે છે. બાવાજીએ કહ્યું કે, ધન્ય છે બેટા તારા પુત્રીધર્મને, અને લાગણીને, તું જા, અને પ્રભુ તારૂં રક્ષણ કરશે. સાચાનો બેલી ઇશ્વર છે માટે તૈયાર થા ને જા. તારાં માતાપિતાને મારો આશીર્વાદ કહેજે અને દુર્ગાદાસે એમને આપેલી પેટી મારી પાસે સલામત છે એમ કહેજે. એમ કહીને આશીર્વાદ આપી પેલા અજાણ્યા માણસો સાથે લાલબાને બાવાજીએ વિદાય કરી.

---

# પ્રકરણ નવમું

## દુર્ગાદાસનો છુટકારો ને સોજીત જીતવું

બારેવરસાં બીહ, પાંડવ હી રહીયાં પ્રછન;
દુર્ગાએ કો દીહ, અછતો રહ્યો ન આસોત.

તરજુમ—બાર વરસ સુધી ડરીને પાંડવ પણ છુપા રહ્યા હતા, પણ આસકરણના પુત્ર દુર્ગાદાસ! તું તો એક દિવસ પણ છુપો રહ્યો નહિ.

આણી તરફ દુર્ગાદાસ અરવલ્લીની ખીણોમાં ઘેરાઇ પડયો છે, તેની આસપાસ મુસલમાન લશ્કરનો જાપતો મજબુતીથી રહેલો છે; તેથી તે દિન પ્રતિદિન વધારે ને વધારે સંકડામણમાં આવતો ગયો. ખાવાનું ખૂટયું ને વનમાંથી

મળતાં કંદમૂળ ને ફળફૂળાદિ પણ ખૂટવા લાગ્યાં. પોતાનાં માણસો ખોરાક વગર નબળાં થઇ ગયાં તોપણ તેઓ દુર્ગાદાસને ત્યજીને જવાની ના પાડવા લાગ્યાં. દુર્ગાદાસનો મુખ્ય આધાર માત્ર મહાસિંગ તરફથી મળવાની મદદ ઉપર હતો. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા પણ એ મદદની કાંઇ પણ નિશાની જણાઇ નહિ, તેમ મુસલમાનો ઉપર છાપો મારીને બહાર નીકળી જવાય તેમ પણ નહોતું. એક વિકટ માર્ગ જ્યાંથી નાસી જવાય એવું નથી એમ મુસલમાનો માનતા હતા અને તેથી તે માર્ગની સંભાળ રાખવાની મુસલમાન સરદારે થોડીજ કાળજી રાખી હતી, તેજ માર્ગ માત્ર દુર્ગાદાસને કે તેનાં માણુસોને નાસી જવાનો હતો. એક રાત્રે દુર્ગાદાસે પોતાનાં માણુસોને ભેગાં કરી કહ્યું કે ભાઇઓ, મેં જે આશાથી આ ઝુંડો રોપ્યો તે આશા સફળ થવામાં પરમેશ્વર સાનુકૂળ હોય એમ લાગતું નથી. મરુભૂમિને સ્વતંત્ર કરવાનું માન મળવાનું આપણા ભવિષ્યમાં જણાતું નથી. મરુભૂમિને સ્વતંત્ર થવાનો કોઇ પણ સમય હોય તો તે માત્ર આ હતો; પણ મુસલમાનોથી ચંપાઇ ગએલા બાયલા મારવાડીઓ આ અમૂલ્ય સમય ગુમાવે છે. ગયો અવસર ફરીને આવવાનો નથી. આપણે મુઠીભરે એ મહાભારત કામ કરવાને માથે ઉઠાવ્યું હતું, જે મહાસિંગજી જેવા બહાદૂર રાઠોડો હજુ મારવાડમાં છે; અને તે આપણને સહાય કરશે, એમ સમજીને ઉઠાવ્યું હતું; પણ મરુદેશને કમનસીબે એ બહાદૂર વીર પણ મુસલમાનોથી ડરી ગયા એમ જણાય છે. તો હવે આપણું કર્તવ્ય એજ છે કે આપણે છૂટા પડવું. ભાઇઓ, મેં તો પણ લીધું છે કે "મરવું કે મરુદેશને સ્વતંત્ર કરવો, તે વગર તલવાર મ્યાન કરવી નહિ" પણ મારી સાથે તમારે ભૂખે મરવાની કે કપાઇ મરવાની જરૂર નથી. પરમેશ્વર ફરીને આવો સંજોગ મેળવે અને કોઇ બીજો દુર્ગાદાસ મળે ત્યાં સુધી તમે તમારે ઘેર જઇ તમારો ધંધો કરો. ભાઇઓ, તમે જાઓ; અને તમારા સરદારના આ છેલ્લા બોલ યાદ રાખજો. હું તો મારા નસીબને આધીન થઇશ. પ્રભુ તમને સહાય થાઓ. *

*દુર્ગાદાસના આ અરણ્યવાસના સમયમાં એ કેવી રીતે રહે છે એની તપાસ કરવાને એક છુપો માણસ બાદશાહે મોકલ્યો હતો, તે તપાસ કરી બાદશાહ પાસે આવ્યો ત્યારે તેણે પુછયું કે કેમ શી ખબર લાવ્યા ? જાસુસે કહયું કે બાદશાહ સલામત દુર્ગાદાસ ઘોડા ઉપર સુવો સુવો ભાલાથી બાજર શેકી ઘોડા ઉપર બેઠો બેઠોજ ખાય છે

આ સાંભળી જે સાઠ માણુસો એની સાથે હતા તે સઘળા એક અવાજે બોલી ઉઠયા. સાહેબ, આ શું બોલો છો ? અમારૂં ને તમારૂં નસીબ સાથેજ જો ડાએલું છે. જ્યાંસુધી આ ખોળીઆમાં જીવ છે ત્યાંસુધી અમે તમારાથી જૂદા પડવાના નથી. તમારો ધંધો છે તેજ અમારો ધંધો છે, ને જે તમારૂં પણુ છે તેજ અમારૂં પણુ છે. અમે તમારાથી છૂટા પડવાના નથી. મરીશું કે મરુદેશ સ્વતંત્ર કરીશું.

એટલામાં દુર્ગાદાસના શરવા કાને "રામ બોલો ભાઇ રામ" નો અવાજ પડયો. અત્યારે કોણુ મરી ગયું હશે, ક્યાં લઇ જતા હશે, કયાંથી લાવતા હશે, આવો વિચાર દુર્ગાદાસ કરે છે, એટલામાં ચાર જણુાએ ઉંચકેલી ઠાઠડી આગળ છે અને આગળ એક જણે અગ્નિ સળગાવવાની તોલડી લીધેલી છે ને પાછળ કેટલાક શ્મશાનીઆ ચાલે છે, એવા દેખાવ નજરે પડયો. જોતજોતામાં ડાઘુઓએ તે ઠાઠડી દુર્ગાદાસની પાસે લાવીને મૂકી. આ શુ છે, એમ જાણી તે અચંબામાં પડયો. તેમાંથી તે મુક્ત થાય તે પહેલાં તો ઠાઠડી છોડી કે અંદરથી એક અઢાર વરસનો જુવાન કૂદીને આગળ આવી દુર્ગાદાસને પગે પડયો. રૂપસિંગ રાઠોડ જે અત્યાર સુધી એક બાજુએ હતા, તે આગળ આવીને બોલ્યા. ઠાકોર દુર્ગાદાસ! આપની જય થાઓ. મહાસિંગજી ઠાકોરે આપને મદદ કરવાને માણસો એકઠાં કર્યાં હતાં તેમાંનું પાયદળ બાપીને મને મોકલ્યો છે, ને બીજા ત્રણસો સવારો તેમનો ભત્રીજો માનસિંગ લઇને પાછળથી આવી પહોંચે છે. દુર્ગાદાસે પૂછયું કે મુસલમાનોના આવા જબરા ઘેરામાં માનસિંગ શી રીતે આવી શકશે ? પણુ વારુ, કરણુસિંગ ઠાકોર તમને મળ્યા હતા ? રૂપસિંગે પૂછયું, કયા, દેબારીવાળા ? ના, તે અમને મળ્યા નથી. અમે તો મહામુશ્કેલીથી આવ્યા છીએ, માંડેથી નીકળ્યા પછી રસ્તામાં મુસલમાનોનાં ધાડાં ને ધાડાં જણુાવા લાગ્યાં, આ ડુંગરા તો બે ત્રણુ ગાઉ સુધી ઘેરીને મુસલમાનો પડયા છે. એ ઘેરામાંથી અવાય એવો કોઇ માર્ગ નથી; તેથી અમે તો ત્યાંથી પૂર્વમાં વળીને દક્ષિણુમાં વળી મોટો ચકાવો ખાઇ આ રસ્તે અહિં આવવાને નીકળ્યા. પણુ જ્યાં જઇએ ત્યાં દાઢીવાળા તો બખરાજ; અમે તેમની નજર ચૂકાવી આડફેટે રસ્તે આડાઅવળા જતા આવતા હતા.

---

એવો સાવધ છે. બાદશાહ હાથ પછાડી બોલ્યો કે, "એવો સાવધ નર આપણે હાથ આવવાનો નથી." ઘોડા ઉપરથી ભાલાવડે બાખર ફેરવતા દુર્ગાદાસનું ચિત્ર છે એમ મેં સાંભળ્યું હતું, પણુ જોધપુરમાં મેં સઘળે તપાસ કરી પણુ એ ચિત્ર હાથ લાગ્યું નહિ. લેખક

એટલામાં આ જુવાન મળ્યો, એણે અમને પૂછ્યું કે તમે કયાં જાઓ છો? જો દુર્ગાદાસ પાસે જતા હો તો મને સાથે લઇ જાઓ. હું તમને બહુ કામ લાગીશ. પ્રથમ તો મારૂં માનો તો હું કહું છું કે તમે આ પ્રમાણે જશો તો મુસલમાનો તમને જવા નહિ દે, માટે હું મડદું થાઉં ને તમે બધા સ્મશાનીઆ થાઓ; મને ઠાઠડીમાં બાંધો ને રામ બોલો ભાઇ રામ કરતા ચાલો. મુસલમાનો પૂછે તો કહેવું કે ભાઇ, આ જુવાન સંધ્યાકાળે મરી ગયો અને જુવાનનું મરણુ એટલે અમારે અત્યારે સ્મશાનમાં લઇ ગયા વગર ચાલે નહિ, તેથી લઇ જઇએ છીએ. અમે એની સલાહ માનીને તેમ કર્યું; પણ જો તે પ્રમાણે ન કર્યું હોત તો અમે મુસલમાનોથી સપડાઇ જાત. બે ત્રણ વખત મુસલમાનોએ અમને રોકયા. અમે રખેને તમારે માટે ખોરાકી લાવતા હોઇએ એમ ધારી તેમણે બે ત્રણ જગાએ ઠાઠડી છોડાવી પણ આ જુવાન એવો શ્વાસ રૂંધી પડેલો કે તેમણે એને મડદુંજ જાણ્યું તેથી અમને આવવા દીધા, એ પ્રમાણે આ સઘળા માણુસોને સાચવીને સલામત લાવનાર હું નથી, પણ એ બહાદુર જુવાન છે.

આ સાંભળી દુર્ગાદાસ એ જુવાન છોકરા તરફ ફરીને બોલ્યો, ઓ બહાદૂર વીરા! આ ઘેરાયલા દુર્ગાદાસને માટે અણીની વખતે સલામતીથી સહાય લઇ આવનાર જુવાન તું કોણુ છે? અને તારૂં નામ શું? તે બોલ્યો કે હું મારુપુત્ર ગંભીરસિંહ રાઠોડ છું. મરુભૂમિને સ્વતંત્ર કરવાને મેદાન પડનાર દુર્ગાદાસની ખબર મળવાથી તેની ખોળ કરવાને છાનોમાનો ઘેરથી નીકળી અહિં આવતો હતો, તેવામાં આ માણુસો મળ્યાં. તેમની સાથે તમે જોયું તે રીતે હું અહિં આવ્યો છું. હવે હું ઇચ્છું છું કે મને જીવતાં સુધી તમારી સાથેજ રાખજો. તમારે ડાબે પડખે રહી લઢાઇના મેદાનમાં તલવારદેવીને ભોગ આપવાની મને પરવાનગી આપશો તો હું મોટો આભારી થઇશ. દુર્ગાદાસ હસીને બોલ્યો, ગંભીરસિંગ! તું મારો નાનો ભાઇ છે. મારો ભાઇ જશકરણુ જમણે ને તું ડાબે પડખે રહી સુખેથી લડજે અને તારી સાથે આ તારો ભત્રીજો તેજ કરણુ રહેશે. ગંભીરે તેજકરણુ તરફ ફરીને હાથેહાથ મેળવ્યા.

આ નવી મદદ આવ્યાથી તરતજ તેનો લાભ લેવો જોઇએ એવો દુર્ગાદાસે વિચાર કરી નવાં આવેલાં માણુસોને કહ્યું કે ભાઇઓ! આપણે ચાલો. ખોરાકી વગર અશક્ત થઇ ગએલા આ માણુસોને લઇ અહિંથી મેદાનમાં પડીએ.

વાયવ્યકોણનો માર્ગ વધારે વિકટ હોવાથી મુસલમાનોએ થોડી સંભાળ રાખી છે. ત્યાં થઈને આપણે નીકળી જઈએ. ત્યાં જે કાંઇ થોડો પહેરો રાખ્યો છે તેમાંથી કોઇને બચવા દેવો નહિ, એટલે બાકીનાને આપણા નાઠાની ખબર પડશે નહિ. સવારે જાણશે ત્યાંસુધીમાં તો આપણે સલામત જતા રહીશું. તમે મુસાફરીના થાકથી થાકયા તો હશો; પણ આ કામમાં જેટલી ઢીલ કરીશું તેટલું આપણને નુકસાન થશે. એ સાંભળી સઘળા બોલી ઉઠયા, બહાદૂર સરદાર! અમે થાકયા નથી. અમને અત્યારે ને હવે પછી અમારો ધણી માનસિંગ આવી મળે ત્યાંસુધી જ્યાં લઇ જશો ને જે કામ સોંપશો તે અમે આ ખોળીઆમાં પ્રાણ હશે ત્યાંસુધી બજાવીશું. ગંભીરસિંગ બોલ્યો, મોટા ભાઇ ! ચાલો. આપ રસ્તો બતાવો એટલે આપને પડખે આપનો નાનો ભાઇ ઉભોજ જાણજો. દુર્ગાદાસ હસીને બોલ્યો ભાઇઓ ! નવા આવેલામાંથી અર્ધા આગળ મારી સાથે ચાલો ને અર્ધા રૂપસિંગ રાઠોડ ! આપ પાછળ રહીને આવો; અને વચમાં ભૂખમરાથી આ નબળા થએલાને રાખો કે મુસલમાનોના મારાથી તેમને આગળથી ને પાછળથી બચાવી શકાય, એમ કહી જૂના માણસોને વચમાં રાખી દુર્ગાદાસ આગળ ચાલ્યો.

ડુંગરાની કઢણો એવી હતી કે જેવા તેવા માણસોના તો હાંજાજ ગગડી જાય. એ કઢણો ચૂપકીથી ચઢઉતર કરતાં કરતાં બે ડુંગરા વચ્ચેની બારીમાં આવી પહોંચ્યા. મુસલમાન સિપાઇઓ ત્યાં થોડાજ હતા. તેમને ખુદાને આશરે મોકલી રજપુતો આગળ ચાલ્યા. મુસલમાનોમાંથી એકપણ ન બચ્યો કે તે પોતાના સોબતીઓને ખબર આપે. હરોલમાંના દુર્ગાદાસ, જશકરણ, ગંભીર અને તેજકરણે તલવારનો એવો તો ઝપાટો ચલાવ્યો કે તેમની પાછળ ચાલનારની તલવારને લોહી ચાખવાનો વારોજ ન આવ્યો. મુસલમાનો અણચિંત્યા રજપૂતોના હુમલાનો ભોગ થઇ પડયા. તેઓ આ જગ્યા સલામત છે એમ ધારી ગાફલ રહ્યા તેનું તેમને આ ફળ મળ્યું.

રજપૂતોએ રાત્રે ને રાત્રે રસ્તો કાપવા માંડ્યો ને સવારનો પહોર થતામાં તો મુસલમાનોને ડુંગરાની ખીણોમાં ઉંઘતા મૂકી કેટલેક દૂર નીકળી ગયા. દુર્ગાદાસ સૌથી આગળ ચાલતો હતો, હજુ ભળભાંખળું થયું નહોતું, અજવાળાની ને અંધારાની લઢાઈ ચાલતી હતી, પાછલી રાતનો ચંદ્રમા પોતાનું મુખ પુર્વમાં પ્રકાશતો હતો, દૂરથી કોઇ કોઇ ડુંગરાની ભેખડો ઉપર આવેલાં ભીલ-

નાં છાપરાંમાંથી પાછલી રાતના ચોકીઆ મરઘાનો અવાજ આવતો હતો; તેવામાં આ પ્રમાણે દુર્ગાદાસના સાંભળવામાં આવ્યું. મને શામાટે બાંધી છે ? હું આ ડુંગરામાંથી નાસીને ક્યાં જવાની હતી, મારા ઉપર આ સીતમ શામાટે ગુજારો છો ? મેં તમારો શો અપરાધ કર્યો છે ? આવાં કરુણાજનક વાક્યો સાંભળી દુર્ગાદાસના પગ સ્વાભાવિકરીતેજ એ અવાજ તરફ વળ્યા. તેણે પોતાના માણસોને ત્યાં ઉભા રાખ્યા ને પોતે આગળ ચાલ્યો. જશકરણ, ગંભીર ને તેજકરણ તેને પગલે પગલે પાછળ ચાલ્યા. એટલામાં કોઇ સ્રીની " મને મારી રે; મનેકોઈ છોડાવો રે" એવી એક ભયંકર ચીસ સાંભળી. દુર્ગાદાસને તેના સોબતી દોડતા ત્યાં જઈ પહોંચ્યા, તો કોઇ પુરુષ કોઇ સ્રીના ઉપર બળાત્કાર કરવા જતો જણાયો. તે સ્રી તેનાથી દૂર ખસી જઇ ચીસ પાડી થરથર કાંપતી ઉભી હતી. દુર્ગાદાસે ત્યાં આવી બૂમ પાડીને કહ્યું કે, કેમ રે પાપી ! આ સ્રી ઉપર કેમ જુલમ કરે છે ? આવા ડુંગરાની ભયંકર જગ્યામાં આ કયી સ્રીને તું લઇ આવી પાપકર્મ કરવાને તૈયાર થયો છે ? પેલો પુરુષ જબરદસ્ત હતો, તે તરતજ તલવાર ઉઘાડી દુર્ગાદાસ ઉપર કૂદી પડયો ને બોલ્યો કે આ ધર્માત્માનો ઢોંગ કરનાર તું કોણ છે ? ને અહીં શામાટે આવ્યો છે ? એમ કહી તલવાર ઉગામે છે, એટલામાં તો તે ઘાયલ થઇ નીચે પડયો. દુર્ગાદાસ વાત કરતો હતો એટલામાં ગંભીર તેની પડખે કૂદી આવ્યો ને એક ઝપાટે પેલા પાપીને નીચે પાડયો. દુર્ગાદાસ તે બાઈ પાસે ગયો એટલે તે કરગરવા લાગી, કે ભાઇ ! તમે મને આ પાપી પાસે મૂકી જશો નહિ. મને એના હાથમાંથી છોડાવી કોઇ નિર્ભય જગ્યાએ લઇ જાઓ. આ સાંભળતાંજ ગંભીર બોલી ઉઠયો કે અરે બહેન ! તું અહીં કયાંથી ? લાલબા ! તને અહીં લાવનાર આ પાપી કોણ છે ? લાલબાએ કહ્યું કોણ ભાઇ તું ગંભીર કે ? મને તું આ પાપીની પાસેથી લઇ જા. પછી એ કોણ છે તે હું તને કહીશ. ગંભીરે કહ્યું બહેન ! હવે તું સલામત છે. મારી સાથે સુખેથી ચાલ. અમે પગપાળા છીએ માટે તારે ચાલવું પડશે. તારાથી ચલાશે કે ? નહિરે ભાઇ ! આ પાપીનો ઘોડો આ પાછળ ખીણમાં બાંધેલો છે અને ત્યાં એની સાથેના ત્રણ માણસોના ત્રણ ને એક મારો ઘોડો છે આ સાંભળતાં દુર્ગાદાસે વધારે પૂછપરછ કર્યા વગરજ આગળ ચાલવા માંડયું. ખીણમાંના માણસો આ નાગી તલવારોવાળા પોતાના ઉપર ધસી આવતા જોઇ પલાયન કરી ગયા, એટલે પાંચે ઘોડા હાથ આવ્યા તેના ઉપર આ પાંચે સવાર થઇ પોતાનાં

માણસોને આવી મળ્યા. પેલો ઘાયલ થઇ અચેત પડેલો હોવાથી તે મરી ગયો હશે, એમ ધારી તેની તલવાર લઇ તેને ત્યાંજ ગીધકાગડાનો ભક્ષ થઇ પડવાને રહેવા દીધો.

હવે ગંભીરે પૂછ્યું બ્હેન લાલબા ! એ પાપી જીવ કોણ હતો ને તું એના હાથમાં શી રીતે સપડાઇ ગઇ ? લાલબાએ કહ્યું, ભાઈ! એ ચંદ્રસિંગ પડીઆર જેને પરણવાને મેં ના કહી હતી તે, મને મહેંદ્રનાથ બાવાના મઠમાંથી છેતરીને લઇ આવ્યો એમ કહી, તેણીએ પોતાના ઘર ઉપર શી રીતે ને શી શી આફત પડી, મહેંદ્રનાથના મઠમાં શી રીતે આવવું પડ્યું ને માનસિંગ દુર્ગાદાસ માટે મદદ મેળવવાને ક્યાં ગયો છે, તે સઘળી વાત કહી. આ વાત કહેતાં દુર્ગાદાસને મદદ નહિ મળી શકવાથી મરુદેશનો ઉદ્ધાર કેમ થશે અને દુર્ગાદાસનું શું થશે; તથા મારાં માતાપિતાને કોણ છોડાવશે એમ કહેતાં કહેતાં એની આંખો આંસુથી ભરાઈ ગઇ ને ડુંસકા ખાતી ખાતી પૂછવા લાગી કે ભાઇ ! તું ક્યાં જાય છે ? તથા રાતની વખતે આવાં ઘોર જંગલોમાં ને ડુંગરામાં તું ક્યાંથી ? તથા આ મારો છૂટકારો કરનાર વીરપુરુષ કોણ છે? તે કહે. આ સાંભળી ગંભીરે કહ્યું કે બ્હેન ! જેને માટે તમે આટલી બધી કાળજી રાખો છો, તેજ આ દુર્ગાદાસ, મારા મોટા ભાઇ છે. આપણે ઘેરથી રૂપસિંગ રાઠોડ જે મદદ લઇ આવ્યા હતા, તે મદદની સાથે હું એમને જઇ મળ્યો ને મુસલમાનોના ઘેરામાંથી છૂટી અમે અત્યારેજ બહાર નીકળ્યા છીએ. લાલબાએ એ સાંભળી દુર્ગાદાસ તરફ નિર્દોષ પ્રેમી આંખે જોઇ નમન કર્યું. દુર્ગાદાસે કહ્યું, મારા મિત્ર મહાસિંગજીની પુત્રી તે તું મારી પુત્રીતુલ્ય છે; પણ અમારે યુદ્ધનું ભયંકર કામ કરવાનું છે માટે તને કોઇ નિર્ભય જગ્યાએ મૂકવી જોઇએ.

એ સાંભળી લાલબા બોલી, કાકા! મને આવા અઘોર જંગલમાં દુશ્મનોના ફરતા દળમાં કોઇ સલામત જગ્યાએ મૂકશો ! મહેંદ્રનાથના મઠ જેવી સલામત જગ્યાએથી પણ દગાએ મને ફસાવી, તો તે કરતાં વધારે નિર્ભય જગ્યા આ જંગલમાં ક્યાંથી મળશે ? માટે તમે મને મરદનો પોશાક પહેરી તમારી સાથેજ આવવા દો. હું તમને નકામી વેઠ નહિ થઇ પડું. મને એક તલવાર આપો ને જુઓ કે હું પણ ખરી મારવાડપુત્રીની કૂખે અવતરી છું કે નહિ ! રજપૂતસ્થાનમાં તારા ને જ્વાહીરબાઇ જેવી થઇ ગઇ તેવી નામના કરવાનું મને બહુ મન છે; માટે જો મારૂં હિત ચહાતા હો તો તમે મને મરદના

પોશાકમાં સાથેજ લ્યો. એને એકલી કોઇ ઝુંપડામાં ભીલને ભરોસે રાખવા કરતાં પુરુષના વેશમાં સાથેજ લેવી ઠીક પડશે, એમ ધારી દુર્ગાદાસે લાલબાને સાથે લીધી.

એમ કરતાં સવાર પડી. ચંદ્રમાએ પોતાનું તેજ કમી કર્યું, સૂર્યનારાયણે પૂર્વમાં પોતાનું મુખ પ્રકાશ્યું, સૂર્યના સોનેરી કિરણથી પૃથ્વીમાતા છવાઈ ગઈ. એવામાં એક નાના નાળામાં તેઓ દાતણપાણી કરવા લાગ્યા. અર્ધા હથિયારબંધ રહ્યા ને અર્ધા દાતણપાણીએ વળગ્યા. એ રીતે સઘળા પરવારી તૈયાર થાય છે કે દૂરથી ઘોડાની ખરીઓના ખડખડાટ સંભળાયા. બે જણા આગળ ચાલતા હતા. બોકાની બાંધેલી હોવાથી તેઓ કોણ છે, એ દૂરથી ઓળખાય તેમ નહોતું. તોપણ પોશાકપરથી તેઓ શત્રુ નહિ, પણ મિત્ર, જાતભાઇ છે એમ જણાયું. એટલામાં બેમાંથી એક જણે આગળ આવી દુર્ગાદાસને રામ રામ કર્યા કે બીજાએ કાકાસાહેબ! રામ રામ એવો પોકાર માર્યો. દુર્ગાદાસે પૂછ્યું કે કેમ, કરણસિંગ, મહાસિંગ ઠાકોરનો બહાદૂર ભત્રીજો માનસિંગ તે આજ કે? કરણસિંગે હા કહ્યાથી દુર્ગાદાસ તેને ઘણા હેતથી ભેટયો. એટલે પુરુષના વેષમાં લાલબાએ કહ્યું કે ભાઇ! રામ રામ. માનસિંગ લાલબાને તરત પિછાની શકયો નહોતો; પણ તેનો અવાજ સાંભળ્યો ત્યારે તેના તરફ જોઇને આશ્ચર્ય પામ્યો ને પૂછ્યું કે બહેન! તું અહિં કયાંથી? મહેંદ્રનાથના મઠમાંથી તું એકલી શી રીતે આવી મળી? ને તે પણ પુરુષના વેષમાં? ગંભીરે આગળ આવી પોતાના મામાના છોકરાનો (માનસિંગની ફોઇનો છોકરો ગંભીરસિંગ હતો તેથી) હાથ પકડયો. બંને જણા મળ્યા ને પોતાની તથા લાલબાની હકીકતથી ગંભીરે માનસિંગને વાકેફ કરી તેના મનની ઇંતેજારી દૂર કરી.

હવે માનસિંગે દુર્ગાદાસ તરફ ફરીને કહ્યું કે કાકાસાહેબ! હવે આપણે સોજીતગઢ ઉપર જવું જોઇએ. એ ગઢ જીતીને મારા કાકાને છોડાવ્યા કે બીજા ઘણા મારુસરદારો આપણી મદદે આવશે. જેઓ મુસલમાનોથી ડરીને ભરાઇ બેઠા છે, તેમને આપણા વિજયથી હિંમત આવશે. તેમ થશે એટલે મરુભૂમિની સ્વતંત્રતા દૂર નથી, એમ નક્કી જાણવું. દુર્ગાદાસે કહ્યું કે ભાઇ! હું પણ એજ વિચાર કરૂં છું. આપણે આજેજ રાત્રે એકદમ સોજીતગઢ ઉપર જઇને છાપો મારવો જોઇએ. ગઢ મજબૂત છે ને તેના રક્ષણાર્થે મુસલમાની લશ્કર પણ ઘણું હશે. આપણી પાસે હુમલો કરી એ ગઢ જીતવા જેટલાં માણસો નથી; માટે છાપો મારી મુસલમાનોને અસાવધ પકડવામાંજ આપણી ફતેહ છે,

એમ મને લાગે છે, માટે આજે બપોરના આ સામેની ખીણમાં એક ગામડું છે ત્યાંના લોકો પાસેથી ખોરાક મેળવી ત્યાંજ છુપાઇ રહીશું ને રાતના સોજીતગઢ ઉપર જઇશું.

સંધ્યાકાળ થવા આવી, સૂર્યભગવાન અસ્તાચળપર ગયા ને પૃથ્વીમાતા અંધકારથી છવાઇ ગઇ. તારાઓ એક પછી એક પ્રકાશવા લાગ્યા; એટલે રજપૂતો પણ સઘળા તૈયાર થઇ એકઠા થયા. દુર્ગાદાસે પોતાના ઘોડાને આગળ ચલાવ્યો કે સર્વે તેની પાછળ ચાલ્યા. સોજીતની પાસે એક નાની ટેકરીને ઓથે દુર્ગાદાસ થોભ્યો કે સર્વે ખડા થઇ ઉભા. કોઇ પણ જરા ચેં કે ચું કરતું નહોતું. સઘળા શાંત થઇ ઉભા હતા. એ ડુંગરીની પડખેથી *સોજીતનો કિલ્લો દેખાતો હતો. કિલ્લાના દરવાજા બંધ હતા; ને બુરજો ઉપર ઝાંખું અજવાળું દેખાતું હતું. ત્યાં પહેરેગીર સ્થિર ઉભેલો જણાતો હતો. શીઆળાની રાતની ઠંડીથી અકડાઇ ગએલો હોવાથી કે ઉભાં ઉભાં ઉંઘવાની ટેવથી ઉંઘી ગએલો હોવાથી તે સ્થિર મૂર્તિની માફક ઉભેલો જણાતો હતો; તેથી થોડે દૂર એક બીજો ધીમે ધીમે નાગી તલવારે કોટની દીવાલ ઉપર ચાલતો હતો. તોપણ તે આ અંધારામાં ઉભેલા તેના દુશ્મનોને દેખાતો નહોતો. તેમ દુર્ગાદાસ વગર બીજો કોઇ તેમનો શત્રુ પણ નહોતો. દુશ્મની જણાવેલા સઘળા માણસો કબજે આવ્યા હતા ને તે ઘેરામલો દુર્ગાદાસ છૂટો થવાની તેમને હજુ બાતમી મળી નહોતી. તેઓ હજુ તેને ડુંગરામાં ઘેરાયલો સમજતા હતા; તેથી શત્રુ આવી પહોંચશે એવી તેમને ફિકર પણ નહોતી. એ રીતે પહેરેગીરો બેફીકર હતા; પણ હજુ ઘણી રાત્રિ ગઇ નહોતી. ગામમાં પણ લોકોનો શોરબકોર શમ્યો નહોતો; એટલામાં દરવાજા તરફથી ઝાલરના નવ ટકોરા થયા. રાતના નવ વાગ્યા છે એવી ખાત્રી થઇ. દુર્ગાદાસે સઘળાને થોડીવાર આરામ લેવાની રજા આપી, ને પોતે પણ ઘાસીઓ નાખી નીચે બેઠો.

સઘળા ચૂપાચૂપ પોતપોતાનાં કપડાં પાથરી આરામ લેવા લાગ્યા. સઘળા થાકથી ઉંઘી ગયા; પણ દુર્ગાદાસને ઉંઘ આવતી નહોતી. જેના મનમાં ચિંતા ને ફિકર હોય, જેને કરજ કે ધન હોય, જેને મહાન કાર્ય કરવું હોય કે જેને માથે ભય હોય, તેને ઉંઘ કેમ આવે? તેનું મન શાંત થઇ તેને નિરાંત કેમ વળે?

---

* આ સોજીતનું અસલ નામ તંબાવતી હતું. તે ઉજડ થયા પછી સંવત ૧૧૧૧ માં ફરીથી વસ્યું. ત્યાં સેજુલ માતા છે તે ઉપરથી એનું નામ સોજીત પાડ્યું છે.

દુર્ગાદાસના મનમાં હુમલો ક્યાંથી કરવો ને કેમ કરવો ? ને નવી મદદ કેમ ને ક્યાંથી મેળવવી ? શી રીતે જીતવું ને સોજીત જીતી આગળ ક્યાં જવું ? એ બાબતના તરંગો આવવા લાગ્યાથી તેની ઉંઘ જતી રહી. પવનને લીધે પાંદડું સરખું ખખડયાથી પણ તે ખડો થઇ જતો. પોતાના પડખામાંથી તેણે તલવાર દૂર કરીજ નહોતી. આ પ્રમાણે દુર્ગાદાસ વિચારસાગરમાં ડોલતો હતો. એમ કરતાં દશ, અગીઆર ને બાર વાગ્યા, તોપણ દુર્ગાદાસની આંખ મીંચાઇ નહિ. જેમ જેમ રાત્રિ જતી ગઈ ને હુમલો કરવાનો વખત નજીક આવતો ગયો, તેમ તેમ તે વધારે ઇન્તેજાર થતો ગયો. તે વધારે આતુરતાથી કિલ્લા તરફ જોવા લાગ્યો. શહેરમાં સઘળું શાંત થઈ ગયું. લોકોનો કોલાહલ શમ્યો. બુરજોપરના દીવા વધારે ઝાંખા પડતા ગયા ને પહેરેગીરો ઉભા ઉભા હમણાં નીચે પડશે, એવા જણાવા લાગ્યા, એવામાં દૂરથી કાંઇ ઝાંખો ઓળો પોતાની તરફ આવતો જણાયો. દુર્ગાદાસ ઉઠીને તરત ઉભો થયો ને હાથમાં તલવાર લીધી, એટલે સામેથી અવાજ આવ્યો કે મોટાભાઇ ! એ તો હું ગંભીર છું, ગભરાશો નહિ. દુર્ગાદાસે પૂછ્યું કે ગંભીર, ! આટલી રાત્રે તું એકલો ક્યાં ગયો હતો ? ગંભીરે કહ્યું કે ભાઇ ! તમે બધાને સુવા જવાની આજ્ઞા કરી, તે વખતે હું પણ સુવા જવાના વિચારથી તમારી પાસેથી દૂર ખસ્યો; પણ જેના મનમાં ચિંતા હોય તેને ઉંઘ કેમ આવે ? જેમ તમે ઉંઘ્યા નથી તેમ મને પણ ઉંઘ ન આવી; તેથી હું સોજીતગઢ ઉપર કયી જગાએથી હુમલો કરવો સહેલો ને સલામત છે, તે જગાની ખોળ કરવા તમે ન જાણો તેમ છાનોમાનો નીકળ્યો. કિલ્લાની ભીંત નજીક જતાંસુધીમાં ઉપરના દીવાના ઝાંખા પ્રકાશમાં મારો ઓળો પડેલો જોઇ પહેરેગીરે ટોકયો; પણ સાવચેતીથી હું તરતજ ભીંતની નજીક સૂઈ જવાથી તેના જોવામાં ઓળો ન આવ્યાથી તે શાંત થઇ ગયો. એ કોઇ ભૂતપ્રેતનો ઓળો સમજ્યો હશે. હું તો જમીન ઉપર ઘસડાતો ઘસડાતો કિલ્લાની દિવાલ તપાસતો આગળ ચાલ્યો તો એક ટેકરા આગળ તે ભીંત થોડી ઉંચી છે, ત્યાં કોઈ પહેરેગીર ઉભેલો નહોતો ને દૂરનો એક પહેરેગીર ઝોકતો હતો, તેથી આપણે તો ભીંત ઉપર ચડવાનો મનસુબો કર્યો. ધીરે રહીને ભીંતમાં એક બકોરૂં હતું, તેમાં પગ મુકી ભીંતને આધારે આસ્તેથી ટેકાવી ઉભો થયો તો મારો હાથ ઉપર પહોંચ્યો. એક જબરા કૂદકાથી હું ઉપર ચઢી શકયો; એટલે આપણે તો સલામત થઇ

ગયા. કોઇની દૃષ્ટિએ ન પડે તેમ ચૂપકીથી કૂદકો મારી નીચે આવ્યો ને ગામના વતનીની માફક ગામમાં આમતેમ ફરવા લાગ્યો. ધીરે ધીરે મારા મામા મામીને કેદ કર્યા છે તે જગા; ઇનાયતખાનને રહેવાની જગા, દરવાજે જે માણુસો છે તેમની સ્થિતિ, સંખ્યા ને પહેરેગીરો એ વગેરે જોઇ વળ્યો. એક ઠેકાણે તો સેવક સપડાઇ જતો જતોજ બચી ગયો; છેવટે મારે ઉતરવાની જગા આગળ પહેરેગીર ઉંઘતો જોઇ, મારા હાથ તો ચળવળ્યા, પણુ તેથી ઘોંઘાટ થતાં બીજા જાગી ઉઠયા તો મારા ભોગ મળશે ને આપનો ઇરાદો ધૂળ મળશે, એમ વિચારી હાથને વારી રાખ્યો ને આસ્તે રહી દીવો ગુલ કરી છાનોમાનો ગયો હતો તેજ રસ્તે ઉતરીને તમારી પાસે આવ્યો.

આ સાંભળી દુર્ગાદાસે કહ્યું કે, ભાઇ ! તેં આ ઠીક ન કર્યું. એવા સાહસિક કામથી વખતે આપણી ધારેલી મતલબ અફળ જાત, અને આપણી ખરાબી થાત. જો તું સપડાયો હોત, સિપાઇઓ ચેતી ગયા હોત, કિંવા વધારે જાગૃત થયા હોત, તો કેવું પરિણામ આવત ?. બીજું કાંઇ નહિ ને માત્ર તુંજ સપડાયો હોત; તો અમને તારી કેટલી ખોટ પડત ? મારવાડમાં તારા જેવા ઉત્સાહી દેશદાઝવ્રા વીર પુરુષોની ઘણી જરૂર છે. તેવા પુરુષોજ કયાં છે ? ભાઇ! તારી તો મારે ઘણી જરૂર છે. તારી ભીડ બીજાથી ભાગે તેમ નથી, માટે મારૂં પડખું છોડી મારી આજ્ઞા વગર તારે જવું નહિ. એટલું છતાં તું સલામત જઇ આવ્યો તેથી પરમેશ્વરનો હું પાડ માનું છું અને એથી મારી ખાત્રી થાય છે કે આજે નક્કી આપણુને વિજય મળશે. તું જે સમાચાર લઇ આવ્યો છે તે આજના હુમલા વખતે આપણુને બહુ કામ લાગશે, હું મારા મનમાં એજ વિચારો ગોઠવ્યા કરતો હતો. હું જે કલ્પતો હતો તે તું નજરે જોઇ નક્કી કરી આવ્યો છે, એટલે આપણી ફતેહજ છે. હવે બાર વાગી ગયા છે ને હમણાં એક વાગશે; માટે સઘળાને ઉઠાડો શબ્દ સાંભળતાંજ જશકરણ ને તેજકરણુ તો તેમની પડખે આવી ઉભા. લાલબા પણુ ખડી થઇ ગઇ. કરણુસિંગ, રૂપસિંગ ને માનસિંગ પણુ આગળ આવ્યા. દુર્ગાદાસે કરણુસિંગ ને રૂપસિંગની સાથે સઘળા માણુસોને તથા લાલબાને સોંપી પોતે જશકરણુ, તેજકરણુ, ગંભીર ને માનસિંગ એ પાંચ જણા ગંભીર જઇ આવ્યો હતો તે રસ્તે ગયા ને સઘળાને દરવાજા ઉઘાડતાંની સાથે એકદમ અંદર ધસી આવવાનો હુકમ આપ્યો. દુર્ગાદાસને તેના સોબતી ધારેલી જગાએ પહોંચ્યા કે ગંભીર ને તેજ-

કરણ નીચે દીવાલને અઢેલીને ઉભા કે તેમના ઉપર ચઢીને દુર્ગાદાસ, જશકરણ ને માનસિંગ ઉપર આવ્યા ને પેલા બંનેને ઉપર ખેંચી લીધા. પાંચે જણા નીચે કૂદી પડી લાગલા દરવાજા નજીક ગયા. દુર્ગાદાસે એકજ ઝટકે ઝોકતા પહેરેગીરને માર્યો ને માનસિંગે દરવાજો ખોલ્યો. પહેરેગીરને મારવાની ગડબડમાં બીજા જાગી ઉઠયા. તેમાંના બે ત્રણ મરાયા ને બે ચાર નાઠા; એટલામાં સઘળા માણસો આવી પહોંચ્યા. દરવાજા બંધ કરી આગળ ચાલ્યા. ગંભીરના દોર્યા સઘળા અંદરની ગઢી ભણી વળ્યા. ગઢી નજીક આવતાંમાં તો મુસલમાનોનું એક જબરૂં ટોળુ આવી પહોંચ્યું. ઇનાયતખાં ઘોડેસ્વાર થઇ આગળ ચાલતો હતો, તેને દુર્ગાદાસે એકજ ભાલાથી નીચે ઢોળી પાડયો. એટલામાં મુસલમાનો તૂટી પડયા. ઇનાયતના શબ આગળ ઘેરી વળ્યા ને રજપૂતો ઉપર જબરો હલ્લો કર્યો. રજપૂતો જરા દૂર ખસ્યા કે મુસલમાનો ઇનાયતનું શબ લઇ પાછા વળ્યા. ઇનાયત કાંઇ મરણ પામ્યો નહોતો પણ ઘાયલ થયો હતો. તેને બચાવવો એટલીજ મતલબ મુસલમાનોની હોય, એમ જણાયાથી દુર્ગાદાસે તેને લઇ જતાં અટકાવ કર્યો નહિ ને પોતાના માણસો લઇ આગળ ચાલ્યો.દગો થયો એમ સમજી કેટલાક મુસલમાન સિપાઇયો ગભરાયા ને ઇનાયતને લઇ શહેર બહાર જતા રહ્યા. થોડાક રહ્યા તે છૂટા છવાયા જૂદે જૂદે ઠેકાણે હતા, ત્યાંથી એકઠા થાય, તે પહેલાં દુર્ગાદાસે તેમને ઘેરી લઇ તેમનાં હથિયાર છોડાવી લીધાં. કિલ્લા ઉપર રાઠોડ રાજાનો વાવટો ચઢાવી તે ગઢીમાં આવ્યો. ત્યાંના પહેરેગીરો તો આ અણધારી આવેલી આફતથી ભયભિત થઇ પહેલેથીજ નાસી ગયા હતા; તેથી ગઢીને કબજે લેતાં દુર્ગાદાસને મહેનત પડી નહિ.

ગઢીમાં પેસી તેઓ એકદમ મહાસિંગના કેદખાનામાં ગયા. ત્યાં કોઇ પહેરેગીર નહોતા, તેથી ઓરડો ઉઘાડી અંદર પેઠા. મહાસિંગ એક ઢોલીઆ ઉપર બેઠો હતો. તેની પાસે એક ચાકર તેની સારવાર કરતો હતો. તેજબા તે વખતે અંદરના ઓરડામાં ઉંઘતી હતી. મહાસિંગને ઉંઘ આવતી નહોતી. કંટાળીઆમાં થએલા જખમો રૂઝાવા આવ્યા હતા; પણ તેના ઘર ઉપર પડેલી અણધારી આફતથી, પોતાની વહાલી પુત્રીના ને બહાદુર ભત્રીજાના વિયોગથી, તેમનું શું થયું હશે તેના વિચારથી, દુર્ગાદાસને હવે કોણ મદદ કરશે, તેને ઘેરામાંથી કોણ છોડાવશે, મરુદેશની સ્વતંત્રતા હવે કેમ મેળવાશે, આ કેદખાનામાંથી અમારો છુટકારો હવે કેમ થશે, એ સઘળા વિચારોથી તેને રાતદિ-

વસ ઉંઘ આવતી નહોતી. તેજબા વખતોવખત તેની ખબર લેતી ને દિ-
લાસો દેતી અને તેથી આ બહાદુર પણ ભોળા ઠાકોરને કોઇવાર વિશ્રામ મળતો
હતો પણ તેજબાનું પાપી દિલ તેના પારખવામાં આવ્યું નહોતું. તે તેને
પાકદાનતની ને પોતાના જેવા ભલા દીલની સમજતો હતો. સ્ત્રીની કમ-
અક્કલથી એ કોઇ વાર અવળા વિચાર લાવે છે, એમ તે સમજતો હતો. ઈના
યતખાન કોઇ કોઇ વાર મહાસિંગ પાસે આવીને ખબર લેતો હતો; પણ
તે તો તેને દાઝયા ઉપર ડામ બરાબર હતું, કેમકે તેના ઘર ઉપર આફ્ત
લાવનાર એ ને ચંદ્રસિંગજ છે, એમ તે સમજતો હતો. ફિકરમાંને તુરંગમાં તેની
ઉંઘ જતી રહી હતી, કોઈ વાર આંખ મળી જતી તો તેમાંથી એકદમ ઝબ-
કીને જાગી ઉઠતો. આજ રાતના શહેરમાં ગડબડ થયાથી તે એકદમ ઝબકી ઉઠયો
ને ખાટલામાં બેઠો થયો ને પોતાના ચાકરને જગાડયા. તેમાંથી એકને પોતાની
પાસે રાખી બીજાને બહાર તજવીજ કરવા મોકલ્યો. તે આવતાં પહેલાં તો બારણું
ખખડયું ને દુર્ગાદાસ અંદર આવ્યો. દીવો બળતો હતો તેના તેજમાં દુર્ગાદાસ
આવ્યો કે મહાસિંગ આશ્ચર્ય પામીને ગભરાયો. દુર્ગાદાસ એકદમ અહિં કયાંથી
આવે, એમ સમજી આ સ્વપ્નું તો નહિ હોય, એમ માનવા લાગ્યો. દુર્ગાદાસે
આગળ આવી રામ રામ કર્યા એટલે મહાસિંગ એકદમ ઉભો થઇ તેને ખુબ હેતથી
ભેટયો.પછી પુરુષના વેષમાં લાલબા,માનસિંગ, ગંભીર ને તેજકરણ આગળ આવી
પગે પડયા. આ બનાવે તેને અચંબામાં નાખ્યો. પુરૂષના વેષમાં લાલબાને જોઇ
તેને તે ઓળખી શકયો નહિ. ધીરે ધીરે તેને શુદ્ધિ આવી. આ અચબુચ બનાવથી
તેનું ગભરાએલું મન શાંત થવા લાગ્યું; એવામાં તેનો ચાકર અંદર ધસી
આવ્યો ને તેણે કહ્યું કે મહારાજ મુસલમાનો શહેરમાંથી ભાગી જાય છે ને
કેટલાક બહાદુર રજપૂતોએ આવી મુસલમાનોને કાપી નાખ્યા છે. આ સમાચાર
સાંભળી તે સમજ્યો કે મારો છુટકારો હવે નક્કી થયોજ છે. મરુદેશની સ્વ-
તંત્રતા મેળવવા દુર્ગાદાસ વિજય કરી અંદર આવ્યો છે. પ્રથમ તેણે ધાર્યું
હતું કે આ સર્વેને મારા જેવી સ્થિતિમાં લાવવાને મુસલમાનોએ અહીં આ-
ણેલા છે; પણ તેની એ ભ્રમણા હવે દૂર થઇ એનું મન શાંત પડયું ને મનનો
ગભરાટ શમ્યો, ત્યારે દરેક જણ તરફ ધારીને જોવા લાગ્યો. એની પ્રથમ દૃષ્ટિ
એની પાસે બેઠેલી લાલબા તરફ પડી. તેને તેણે ઓળખીને કહ્યું કે લાલબા !
તું આ દશાને પામી છુ. વારૂ, તને સલામત આવેલી જોઇ મારૂં મન ટાઢું થયું.

ભાઇ માનસિંગ ! તેં બ્હેનને ઉગારી ન હોત તો તેને પાપી ચંદ્રસિંગ પકડી લઇ ગયો હોત. અરે ગંભીર ! શું તું પણ સાથે છે ! મારી બ્હેન ને બનેવી ક્યાં છે ? તેઓ કેમ કાંઇ જણાતાં નથી ? નાનકા તેજકરણ તને સલામત આવેલો જોઇ હું બહુ રાજી થયો. દુર્ગાદાસ ! તમારી બહાદુરી ને હુશિયારીથી, તમારા પરાક્રમ ને સ્વદેશાભિમાનથી, તમારી દઢતા ને દીર્ઘદૃષ્ટિથી, મારવાડની સ્વતંત્રતા પાછી મળશે, એમાં મને લગારે શક નથી. મને તમે કહો કે હવે કિલ્લામાં શાંતિ થઇ છે કે નહિ ? દરવાજાનો બંદોબસ્ત બરાબર કર્યો છે કે નહિ ? હવે મુસલમાનો દગાથી ફાવી શકે તેમ તો નથી ને ? દુર્ગાદાસે કહ્યું કે, સઘળા દરવાજા બંધ કરાવી દરવાનો મૂકેલા છે ને મુસલમાનોનાં હથિયાર છોડાવી તેમને કબજે કરવાને જશકરણ, કરણસિંગ ને રૂપસિંગને મોકલેલા છે. થોડી વારમાં તેઓ પણ આવી પહોંચ્યા ને દુર્ગાદાસને ખબર આપી કે હુકમ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી છે. હવે કોઇ મુસલમાનનું ચલિયું સરખું પણ શહેરમાં ફરકતું નથી. દરવાજે રજપૂતો દરવાન રાખેલા છે ને થોડાકને જાગૃતિથી રોન ફરવા મોકલ્યા છે. સઘળા મુસલમાનોનાં હથિયાર છોડાવી તેમને કેદખાનામાં કેદ કરીને ત્યાં પહેરો મૂકી અમે તમને વરધી આપવાને આવ્યા છીએ. એમ કહીને તેઓ મહાસિંગ ઠાકોરને ભેટયા. મહાસિંગે કહ્યું કે, ભાઇઓ ! હવે મને નિરાંતે ઉંઘ આવશે. આજસુધી ઉજાગરામાં રાતદિવસ ગાળ્યાં છે. આ મારી લાડકી લાલબાનું શું થયું હશે તેના વિચારમાં ને વિયોગમાં મને અન્ન પણ ભાવતું નહોતું. હવે મારૂં મન શાંત થયું. હવે અન્ન ભાવશે ને ઉંઘ આવશે. તમે પણ સર્વે થાકેલા હશો. તેમ કાલે શું થશે તે માલમ નથી. ઇનાયતને લઇ નાઠેલા સિપાઇઓ ખબર આપશે એટલે આ ગઢ ઉપર મુસલમાનો જબરો હુમલો લાવશે; માટે કાલે તેની તમારે તૈયારી કરવી પડશે. હજુ થોડી રાત્રિ છે, તેટલો વખત તમે આ પાસેના મકાનમાં આરામ લ્યો. દુર્ગાદાસ તમે શી રીતે છૂટયા ને અહિં આવ્યા, લાલબા મહેલમાંથી શી રીતે નાઠી ને આ વેષમાં અહિં આવી, એ બધું મારે સાંભળવું છે; પણ એ વાતો કરવાનો કાલે ઘણો વખત મળશે. મારી મુખ્ય ઈંતેજારી શમી છે, માટે તમે આરામ લ્યો, એ પ્રથમ અગત્યનું છે; તેથી જાઓ, બેટા લાલબા ! તું અંદર જઈ તારી માની પાસે સુઇ જા ને માનસિંગ તું અહિંજ સુ. આ પ્રમાણે સર્વે આરામ લેવામાં પડયાં.

સવાર થયું. દુર્ગાદાસ, મહાસિંગ વગેરે સર્વે ઉઠયાં. મહાસિંગે લાલબાને તથા માનસિંગને સઘળી વીતકની વાત પૂછી. દુર્ગાદાસના છૂટકારાની તથા ગંભીરના સાહસની વાત સાંભળી મહાસિંગ ઠાકોરને નવું લોહી આવ્યું. તેજબા લાલબાનો છૂટકારો જાણીને આશ્ચર્ય પામી. તેના ગભરાયલા ચહેરા ઉપરથી લાલબા સમજી ગઇ કે આપણા ઘરને માથે આફત લાવનાર એજ હશે. તેજબાની ધારેલી ઉમેદ ધૂળ મળી. દુર્ગાદાસ છૂટયો એટલુંજ નહિ, પણ જેને માથે તે આફત લાવનાર હતી, તેણેજ તેનો છુટકારો કર્યો. પોતાની મૂર્ખાઇનો તે પસ્તાવો કરવા લાગી. આ બધાં કૃત્યોનો પાયો નાખનાર એ પોતેજ છે, એવું જો દુર્ગાદાસ જાણશે તો તે મારૂં શું કરશે તેનો વિચાર કરવા લાગી. પણ એ સઘળું ભોપાળું ખુલ્લું કરનાર કોઈ છેજ નહિ. દુસ્મનો વગર બીજું કોણ જાણે છે કે દુર્ગાદાસને ખબર પડશે? દુર્ગાદાસ ઉપર પ્રેમ બતાવ્યાથી ખચીત મારા ઉપર તે વહેમાશે નહિ. એવા વિચારથી તે ધીરજ લાવી. ઈનાયત નાસી ગયો ને દુર્ગાદાસ વિજયી થયો, એટલે હવે આપણી જાગીરને કાંઇ જોખમ લાગવાનું નથી, એમ તે સમજી. વળી તે સુખભોગ ને મોજશોખના વિચારમાં પડી. ખરૂં કહીએ તો એનામાં પતિવ્રત તો હતુંજ નહિ. પ્રતિવ્રત તે શું તેજ એ સમજતી નહોતી. પોતાના પતિના મંદવાડમાં ને કેદખાનામાં પતિસેવા કરી પતિને ધીરજ આપવાનું તો તે કવચિતજ વિચારતી. એ વખતે પણ પોતાની જાગીરનું શું થશે ને તે કેમ બચશે કે પોતાનો વૈભવ જળવાય, તેનોજ વિચાર એ કર્યા કરતી હતી. તે દુષ્ટ, સ્વાર્થી ને નીચ વાસનાની ભરેલી હતી. પતિના સુખ દુઃખમાં ભાગ લેવાનો વિચાર તો તેને સ્વપ્નમાં પણ આવતો નહોતો. તે ઉગતાને પૂજનારી, સ્વછંદી ને દુરાચારી હતી.

બીજા હાથ ઉપર લાલબા જુદાજ સ્વભાવની હતી. પોતાની ઓરમાન માતાના ગુણોથી વાકેફ થયા પછી તે દરરોજ પ્રભુનો પાડ માનતી કે તેણે તેજબા જેવી દુષ્ટાની કૂખે તેને અવતાર આપ્યો નહોતો. તે શુદ્ધ મનની, પવિત્ર, ઇશ્વર ઉપર પૂર્ણ આસ્થાવાળી, સદાચરણી ને સ્વદેશભક્ત હતી. સ્વદેશની સેવા કરવા ઉઠેલા દુર્ગાદાસને તેણે દીઠો પણ નહોતો. તે વખતથી તેના ઉપર તેને મમતા થઈ હતી. તે પાકદાનતની બાઈ ખરીજ રજપૂતાણી હતી. દુર્ગાદાસને છૂટકો થવાની આશા ભંગ થતી જોઇ તેની છાતી ભરાઇ આવતી. તે પોતાના ભાઇ માનસિંગને દુર્ગાદાસની સહાયે જવાની યોજના ઘડવા કહેતી; તે માત્ર

સ્વદેશભક્તિથી. તે ચંદ્રસિંગના હાથમાં સપડાઇ ત્યાંસુધી મઠમાં ઇશ્વર પાસે દરરોજ પ્રાર્થના કરી એજ માગતી કે તે દુર્ગાદાસને બચાવે ને તે પોતાનાં માતાપિતાને છોડાવે. ચંદ્રસિંગને હાથ સપડાયાં છતાં તેણે પરમેશ્વર ઉપરની આસ્થા છોડી નહોતી અને તેથીજ પ્રભુએ તેની પ્રાર્થના સાંભળી, દુર્ગાદાસને તેના છૂટકારા માટે મોકલ્યો. દુર્ગાદાસે તેને છોડવી ને જ્યારે તેણે જાણ્યું કે તેનો છૂટકારો કરનાર દુર્ગાદાસજ છે, ત્યારે તેનુ અંતઃકરણ ઉપકારના ભારથી કેટલું દબાઇ ગયું હશે ? એ ઉપકારમાં તેણે એના પરમ પ્રિય પિતાને બંધન-મુક્ત કર્યો, ત્યારે તે પ્રભુને સાષ્ટાંગ નમસ્કાર કરી તેનું ક્ષેમ યાચવા લાગી. તેના પવિત્ર અંતઃકરણમાં કોઇ પણ વિકારનો વાસ નહોતો. તે રાત્રિદિવસ પ્રભુ-પ્રાર્થના કરી તેનો ઉપકાર માનતી ને પૂજ્યભાવથી દુર્ગાદાસનું નામ સાંભળતી. આ પ્રમાણે માદીકરીના આચારવિચાર ને રહેણીકરણીમાં આસમાન જ-મીનનો તફાવત હતો; તેટલું છતાં એક પરણેલી છે ને બીજી કુંવારી હતી. એક એમ સમજતી કે મારા જેવી બીજી રૂપાળી આ જગતમાં છેજ નહિ; ત્યારે બીજી ખરેખરી સૌંદર્યનીજ મૂર્તિ ભરજુવાનીમાં તેની માના રૂપને છક્કડ ખવ રાવે તેવી હતી. એક સ્વમાની ને બીજી નિરભિમાની હતી.

# પ્રકરણ દશમું

## આફત પર આફત-જય ઉપર જય

રણસિંગાનો રવ સુણી, રણે ન ચઢતા જેહ;
કાયર બણુચક બાયલા, નામરદા નર તેહ.

હવે લગાર ગઢીથી બહાર જઈ સોજીતની આસપાસ નજર કરીએ. કિલ્લા ઉપર રાઠોડરાજ્યનો વાવટો ઉડતો હતો; અને રજપૂત પહેરેગીરો સાવચેતીથી અને દૂર દૃષ્ટિ ફેંકી પહેરો ભરતા હતા. હાથમાં બંધુક પકડેલી હતી અને તલવાર લટકતી હતી. દરવાનો પણ જાગૃતિથી ને હુશિ-યારીથી સાવધ થઇ બેઠા હતા. મુસલમાનોનું ચલિયું સરખું પણ ફરકવા દેતા નહિ; એવામાં રાજસિંગ પાતાવત પોતાનાં થોડાં માણસો લઇ પોતાની જાગીર

માં જમા ઉઘરાવવા ફરતો હતો, તેણે સોજીતગઢ ઉપર રજપૂત વાવટો ફરકતો દીઠો. દરવાજા પાસે આવી દરવાનોથી ખાત્રી કરી તો તેને માલમ પડયું કે દુર્ગાદાસે ઇનાયતને નસાડી સોજીતગઢ જીતી લીધો છે ને મહાસિંગ ચાંપાવતને છૂટા કર્યા છે. દુર્ગાદાસના બળવાની વાત તેના સાંભળવામાં આવી હતી; પણ તેની ઠકરાત એટલી નાની હતી કે તે મારવાડનો છૂટકારો કરી શકશે એવું સ્વપ્ને પણ એને અસંભવિત લાગતું હતું. એવામાં તે ઘેરાઇ ગયાની અને મહાસિંગને કેદ કર્યાની વાત તેને કાને આવ્યાથી મારવાડની સ્વતંત્રતાની આશા ગુલ થઇ અને તે પણ હમેશને માટે, એમ તેને જણાયું હતું. રાજસિંગ બહાદુર રાઠોડ હતો. મારવાડમાં મુસલમાની રાજ્ય થયાથી તેનું હૈયું બળતું હતું. મુસલમાનોનો જુલમ જોઇ તેને જુસ્સો ભરાઇ આવતો; પણ એ ડાહ્યો હોવાથી પોતે એકલો શું કરી શકશે, એવા વિચારમાં બળતે હૈયે ફરતો હતો. તે સ્વદેશાભિમાની ને સ્વધર્માભિમાની છતાં લાચારીથી સમય આવવાની રાહ જોતો બેઠો હતો. સોજીતના દરવાનોની વાત સાંભળી તે સમય આવ્યો છે, એમ તેને લાગ્યું; તેથી તેણે ત્યાંથીજ પોતાના એક માણસને પોતાના લશ્કરને એકઠું કરી સોજીત લઇ આવવાને મોકલ્યો ને પોતે ગઢમાં પેઠો. ગઢીમાં જઇ પ્રથમ તે મહાસિંગ ઠાકોરને મળ્યો. એવામાં દુર્ગાદાસ પણ ત્યાં આવ્યો. મહાસિંગ ઠાકોરે એક બીજાની મુલાકાત કરવી. રાજસિંગે કહ્યું કે, બહાદુર રાઠોડ! તમે આજથી મારા ભાઇ છો. જે ઉભરો મારા મનમાં ઉભરાયા કરતો હતો, તે તમને જોવાથી શમ્યો. જે કામ કરવાની મારા જેવાએ હિંમત કરી નહોતી, તે કામ તમે કરી બતાવ્યું છે. આખી રાઠોડ પ્રજા ઉપર તમે ઉપકાર કર્યો છે. મુસલમાનોના કબજામાંથી કે જુલમમાંથી છોડવવાની રાઠોડપ્રજાની સ્વપ્નવત્ આશા તમે ખરી કરી આપી છે. જે વાત બનવી અશક્ય જણાતી હતી, તે વળી તમે સિદ્ધ કરી આપી છે. એ જોઇ મારૂં મન પ્રફુલ્લિત થયું છે અને તેથીજ તમને આજથી મારા જ્યેષ્ઠ બંધુ તરીકે સ્વીકારી તમારા હુકમને માન આપવાની પ્રતિજ્ઞા લઉં છું. માટે આજથી મને તમારા કનિષ્ઠ બંધુતરીકે અંગીકાર કરી તેની સેવા માન્ય કરશો, એવી મારી વિનતિ છે. આજે હું મારાં ગામડાંમાં જમા ઉઘરાવવા નીકળ્યો હતો, એવામાં સોજીત ઉપર રાઠોડ વાવટો ઉડતો જોઇ દરવાનથી તપાસ કરી તો તમારી ફતેહની વાત સાંભળી, મારા હૃદયમાં દબાઇ રહેલી મરુભૂમિની સ્વતંત્રતાની આશા ફળીભૂત થએલી જોઇ હું અહિં

આવ્યો છું; અને મારૂં જે કાંઈ છે તે મરુદેશની સ્વતંત્રતા ખાતે અર્પણ કરૂં છું. અહો પરમકૃપાળુ પરમેશ્વર ! તું દુર્ગાદાસનું હૃદય અને દઢતા સર્વ રાઠોડોને આપ અને મારવાડની સ્વતંત્રતાના નાખેલા પાયા ઉપર મજબૂત ઇમારત ચણુવાનું બળ આપ.

રાજસિંગ પાતાવતનું આ છેલ્લું વાક્ય સાંભળતાંજ દુર્ગાદાસ બોલી ઉઠયો, મારા નાનાભાઇ ! જો તમારાજ જેવા રાઠોડો મારી સહાયમાં મળશે તો તે મારવાડ તો શું, પણ દિલ્હીને સ્વતંત્ર કરવાને સમર્થ થશે. તમારા જેવી દેશદાઝ આપણા બીજા ભાઇઓમાં હોય અને તે આપણી સહાયે આવે તો પછી આપણે શું ન કરી શકીએ ? એવા દઢબળ આગળ હિમાચળ પણ અચળ રહેવાને શક્તિમાન ન થાય તો આલમગીર કોણ બિસાતમાં છે ? રાજસિંગજી હું તમને મારા બંધુતરીકે સ્વીકારવામાં ભાગ્યશાળી સમજું છું. આજથી હું તમને નામ દઇને નહિ પણ નાનાભાઇ કહીનેજ બોલાવીશ. નાનાભાઇ, રાતની હકીકતથી તો તમે વાકિફ થયા હશો. ઇનાયતખાન સલામત નાસી શકયો છે. તે ઘાયલ તો થયો છે; પણ જીવતો રહ્યો છે. તે જોધપુર જઇને બીજું લશ્કર લાવશે. તે પહેલાં આપણે આપણા બચાવની તૈયારી કરવી જોઇએ. આ વાત ચાલતી હતી એટલામાં "રસોઇ તૈયાર છે માટે જમવા પધારો" એવું કહેણુ આવ્યાથી સર્વે જમવાને ઉઠયા.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આસાપાસ ઠાકોરોના પોતપોતાના માણુસો લઇ સોજીતમાં એકઠા થવા લાગ્યા. મારવાડમાં જાગૃતિ આવી ગઇ. થોડા દિવસ ઉપર જ્યાં શાંતિ હતી ત્યાં હથિયારો ખખડવા લાગ્યાં મારવાડીઓ જે મુસલમાનોના જુલમથી ચંપાઇ ગવા હતા, તે પોતાના દુઃખનો અંત આવ્યો સમજી સઘળા યોદ્ધાઓ મરુભૂમિનો છુટકો કરનારની વહારે આવવા નીકળ્યા. જે જુસ્સો કટાઇ ગયો હતો, તે દુર્ગાદાસની સરાણે તીવ્ર કર્યો. સઘળાના મુખમાંથી દુર્ગાદાસનું નામ નીકળવા લાગ્યું. સઘળા તેને વાહવાહ કહેવા લાગ્યા. સઘળા તેની માતાનાં વખાણુ કરવા લાગ્યા. સર્વે પૂજ્ય બુદ્ધિથી દુર્ગાદાસનું મુખ જોવાને ઈંતેજાર થઇ સોજીતમાં ઉભરાવા લાગ્યા. રાજસિંગ પાતાવતના એક હજાર માણુસો આવી પહોંચ્યા. આઉવેથી સોનિંગજી ચાંપાવત પણ પોતાના માણુસો એકઠાં કરી દુર્ગાદાસને આવી મળ્યા. દિલ્હીથી દુર્ગાદાસ સાથે બચી આવેલા રૂપસિંગ ઉદાવત, મોહોકમસિંગ મેડતીઆ ને ભોજરાજ બિદાવત પણ

પોતપોતાના સંપૂર્ણ સાહિત્ય સાથે દુર્ગાદાસની હજુરમાં આવી ખડા થયા. સઘળાના મુખમાંથી મરૂમાતાની સ્વતંત્રતા ને દુર્ગાદાસનાં નામ નીકળતાં. એક પછી એક એમ હથિયારબંધ માણુસોનાં ટોળાં ને ટોળાં આવવા લાગ્યાં. સોજીતગઢ રાઠોડ યોદ્ધાથી ઉભરાઇ ગયો. ઠામઠામ તરેહ તરેહનાં વાજાં વાગવા લાગ્યાં ને પચરંગી વાવટા ફરકવા લાગ્યા. ઘેર ઘેર આનંદોત્સવ થઇ રહ્યો. સોજીતગઢના સર્વ લઢવૈયા હથિયાર સજી દુર્ગાદાસની સહાયે આવવાને તૈયાર થયા.

પણુ હવે કેમ કરવું તેના વિચારમાં દુર્ગાદાસ પડયો. એ વિચારમાં તે કોઇ પણુ દિશા જોયા વગર ચાલ્યો. એમ કરતાં તે સોજીતના ઉજડ ભાગમાં ફરતો ફરતો આવ્યો. સોજીતમાં તાજા જુરસાવાળું તાજું લશ્કર આવ્યું હતું, અને હજુ આવતું બંધ પડયું નહોતું. એ લશ્કરનો હવે ઉપયોગ કરવાનો હતો; પણુ તે શી રીતે કરવો તે નક્કી કરવાનું હતું. લઢાઇની યોજના ઘડી કહાડવાનું એને શિર હતું. સઘળા એના દોર્યા દોરવાના હતા; પણુ તેમને કયાં ને શી રીતે દોરવાથી ધારેલી મુરાદ બર આવે, તે ગોઠવવાનું દુર્ગાદાસને માથે હતું. તેણે નિશ્ચય કર્યો કે સોજીતનો કબજો રાજસિંગ પાતાવતને સોંપી એકદમ જોધપુર ઉપર જઇ તે જીતવું. જોધપુરમાં હજુ લશ્કરનો નવો વધારો થયો નથી; પણુ સોજીત લીધાના સમાચાર બાદશાહને પહોંચશે એટલે તે વધારે લશ્કર મોકલ્યા વિના રહેવાનો નથી. એ લશ્કર આવતા પહેલાં હમણુાંજ જોધપુર ઉપર ગયા તો તે આટલા લશ્કરવડે જીતવું ભારે પડશે નહિ. તાજા જુસ્સાથી ભરેલું, જયના મદમાં છકેલું લશ્કર લઇ જવાથી સોજીતની હારથી નાઉમેદ થએલા જોધપુરના લશ્કરને એકજ સપાટામાં હરાવાશે. જોધપુર જીત્યું એટલે જે રાઠોડ પાટાયતો મારવાડની સ્વતંત્રતા ચહાતા છતાં જયની આશા ન હોવાથી હજુ અધકચરા રહેલા હશે—ઢચુપચુ મનથી સહાય આપવાથી વેગળા રહ્યા હશે, તે પણુ આવી મળશે. એ પ્રમાણે આખી રાઠોડપ્રજા ઉઠયા પછી આલમ-ગીરના બાપનો પણુ ભાર નથી કે મારવાડની સ્વતંત્રતા પુનઃ છીનાવી શકે. માટે બીજે દિવસે જોધપુર જવું, એવો વિચાર કરી તે પાછો ફર્યો ને મુકામપર આવી પોતાનો ઠરાવ તેણે પોતાના મિત્રોને કહી સંભળાવ્યો. સઘળાએ એકેઅવાજે તે વિચાર પસંદ કર્યો.

સોનિંગજીએ કહ્યું કે, ભાઇ ! આપણે જોધપુર જીતીશું તોપણુ આલમગીર જેવા બળવાન બાદશાહ સામા આપણી જીત ટકાવી રાખવાને આપણુને બીજાં

હમજાતિ મોટાં રાજ્યોની મદદ મેળવવાની જરૂર પડશે. જજીઆ ને જાત્રા-વેરાથી સઘળા રજપૂતો અંદર અંદર કળકળી રહેલા છે; છતાં બહાર પડવાની હિંમત ચલાવતા નથી. બાદશાહ સામા છડેચોક હિંમત કરે એવા માત્ર ઉદેપુરના મહારાણા રાજસિંગજી છે. તેમણે તો બાદશાહને જાત્રા ને જજીઆ વેરો નહિ લેવાને શિખામણપત્ર પણ લખ્યો છે, પણ આલમગીરે તે ગણકાર્યો નથી. મહારાણા તેથી બાદશાહ ઉપર ગુસ્સે થએલાજ છે, એટલે એ આપણને જરૂર સહાય કરશે. વળી જેસલમેરવાળા ભાટી પણ પોતાના ભાણેજની સહાયે આવશે. વિકાનેરવાળા કાંઇ નાગોરવાળાની પેઠે લલચાય એવા નથી. માટે તેમને તથા કીશનગઢ, રતલામ, સીતામાઉ ને જાભવાવાળા આપણા ભાયાતોને આપની હકીકત લખીને આપણને સહાય કરવા વિનતિ કરવી. એ સર્વે સ્થળે જવાને હુશિયાર ને સાવધ માણસો પસંદ કરવા. એવો મારો વિચાર છે. એ વિચાર સર્વને પસંદ પડયાથી સર્વેએ માંહોમાંહે વિચાર કરીને એ સર્વે સ્થળે જવાને પુખ્ત વયના, ઠરેલ ને મોભાદાર સરદારોને પસંદ કરી તેમને વિનતિપત્રો દુર્ગાદાસે લખી આપી રવાને કર્યો; તથા તેમને જણાવ્યું કે જે મદદ મળે તે મદદની સાથે તેમણે પ્રથમ સોજીત આવી ત્યાંથી દુર્ગાદાસ જ્યાં હોય ત્યાં આવી મળવું.

જોધપુર ઉપર ચઢવાનો ઠરાવ થયો ત્યારે તેજબા અંદર ઓરડામાં બેઠી હતી, ત્યાં તેણે તે ઠરાવ સાંભળ્યો. મહાસિંગ ઠાકોર જયારે અંદર ગયા ત્યારે તેમને તેજબાએ કહ્યું કે શું દુર્ગાદાસ આપણને અહિં રાખી જાય છે? શું આપણને ફરીને મુસલમાનોના કબજામાં જવા દેવાને અહિં નિરાધાર રાખી જાય છે? જેણે આપણને એકવાર મ્લેચ્છોના કબજામાંથી છોડાવ્યા તે જો જશે તો આપણને બીજીવાર તેમના પંજામાં સપડાતાં કોણ બચાવશે? સોજીત લેવાને શું મુસલમાનો આવ્યા વિના રહેશે? અને આવશે તો કાચાપોચા ઠરાવથી કે થોડા લશ્કરથી આવશે? તે વખતે આ જગાએ આપણો બેલી કોણ? હું તો કહું છું કે દુર્ગાદાસે અહિંજ રહેવું ને મુસલમાનો આવે તેમને મારી કહાડવા. એના વગર કોઇ માનોજાયો બીજો નથી કે તે આપણો બચાવ કરી શકે. જો આપણે બીજીવાર સપડાયાં તો તેઓ એવાં કબજે રાખશે કે ત્યાંથી આપણો છૂટકારો થાયજ નહિ. જેના મનમાં ભય હોય તે સઘળે ભયને ભયજ દેખે, એક વાર દાઝેલો ફુંકી ફુંકીને ખાય.

મહાસિંગે કહ્યું કે ઘેલી! તું એવો વિચાર ક્યાંથી કરે છે? રાજસિંગ પાતાવત સોજીતનો બચાવ કરવાને રહેનાર છે. વળી હજાર માણસો તેમનાં છે તે પણ અહિંજ રહેશે. આ નાના કિલ્લાના બચાવમાટે એટલાં માણસો બસ છે. દુર્ગાદાસ શું તારોજ બચાવ કરવાને નીકળ્યો છે? તારા ને મારા બચાવ કરતાં બીજાું ઉમદા કામ એને કરવાનું છે. મારવાડને મ્લેચ્છોના હાથથી છોડાવી સ્વતંત્ર કરવી, એ એનો ઉમદા હેતુ પાર પાડવા માટે એણે જોધપુર જવુંજ જોઇએ. એ મહાન કાર્ય કરવામાં આપણો સ્વાર્થ આડે આવવો ન જોઇએ. એ સોજીતમાં રોકાયો તો મુસલમાનો વધારે બળથી આવી ઘેરીને, ખોરાકની તાણ પાડીને કે ગમે તે રીતે લેશે ને બધાને તાબે થવું પડશે કે નાશી જવું પડશે. લોકો હાર્યાથી તેમનો જુસ્સો નરમ પડશે; એટલે નવી કુમક આવતી અટકશે, માટે દુર્ગાદાસનો વિચાર માન્ય કરવો એમાંજ ડહાપણ છે. હવે મારા જખમ રૂઝાવા આવ્યા છે ને બે ચાર દિવસમાં હું પણ હથિયાર બાંધી તારૂં રક્ષણ કરવાને તૈયાર થઇશ; માટે આ ધર્મના કામમાં તારે ઢીલ નાખવી નહિ.

ઘરમાં કકળાટ થતો સાંભળી દુર્ગાદાસે પૂછ્યું કે, કેમ ઠાકોર! શું છે? એટલે તેજબા પડદે રહી ધ્રૂજતી ધ્રૂજતી બોલી કે શું તમે અમને મ્લેચ્છોના હાથમાંથી છોડાવી પાછાં તેમનાજ કબજામાં સોંપવાને અહિં મૂકી જવાનું ધારો છો? તમારા સિવાય અહિં અમારૂં રક્ષણ થવું દોહિલું છે. માટે તમારે જવુંજ હોય તો તમારા ભાઇને સારૂં થાય ત્યાંસુધી અમને બાલીમાં મારે પિયર પહોંચાડો. અમે ત્યાં રહીશું ને તમારા ભાઇને સારૂં થશે એટલે એ તમારી પાસે આવશે. દુર્ગાદાસને તેમ કરવામાં અડચણ નહિ જણાયાથી તેણે હા કહી. દુર્ગાદાસે પંડે જઇ તેમને બાલી પહોંચાડવાનું માથે લીધું ને લાલબાને પણ ત્યાંજ રાખવાનો ઠરાવ કર્યો. નિર્દોષ લાલબા પોતાનો પિતા સાથેજ આવવાનો હોવાથી બાલી જવાને ખુશી થઇ.

સવારમાં દુર્ગાદાસે પોતાની સાથે આવવા માટે પચીસ સવારોને હુકમ આપ્યો અને બીજાઓને પોતે પાછો આવતા સુધી સોજીતમાં રહેવાની આજ્ઞા કરી. સર્વેને માટે ઘોડા તૈયાર થયા. લાલબા ને તેજબાને માટે મ્યાનો તૈયાર કરાવ્યો. માનસિંગ ને ગંભીરસિંગ પણ તૈયાર થયા. સઘળો ખટલો બાલી જવા માટે નીકયેબ્યો. રસ્તામાં કોઇ મુસલમાનનું ચલિયું સરખું ગણુ ફરકતું

જણાયું નહિ. દુર્ગાદાસે એવો આડોતેડો માર્ગ લીધો કે કોઇ મુસલમાનો સામા મળે પણ નહિ. મ્યાનાના ભોઇ એવા મજબૂત ને ચાલવામાં ચપળ હતા કે તેમણે સવારોને પણ થકાવ્યા. એમ કરતાં રાત્રિ પડી. ખાવાનું ભાથું ખાઇ લઇ થોડો વિસામો ખાઇ વળી આગળ ચાલ્યા. તે મોટી પ્રભાતમાં બાલી આવી પહોંચ્યા. કોટના દરવાજા હમણાંજ ઉઘડયા હતા, એટલે તેમને અંદર જવાને અડચણ પડી નહિ.

તેજબાનાં પિયરીઆં જો કે રાઠોડ નહોતાં તોપણ તેઓ પોતાની દીકરીને, જમાઇને અને તેમનો જીવ ઉગારનાર દુર્ગાદાસને જોઇ રાજી થયાં. સર્વેએ એકબીજાને મળી ભેટી ખુશાલી જણાવી. દુર્ગાદાસે પાછા જવાને તાકીદ કરી, એટલે તેજબાએ કહાવ્યું કે કેમ, મારા પિયરનું અન્ન પણ નહિ ખપે કે ? જમ્યા વગર જવાનું નથી. આજે થાકયા પાકયા આરામ લઇને કાલે અહિંથી જવાશે. પૃથ્વીસિંગ તેજબાનો ભાઇ થતો હતો, તેણે આ વાતને ટેકો આપ્યો. મહાસિંગ ઠાકોર પણ સંમત થયા, તેથી દુર્ગાદાસથી ના કહેવાઇ નહિ.

મહાસિંગ ને દુર્ગાદાસ એકાંતમાં બેસી હવે પછી લઢાઇની કેવી યોજના કરવી તેના વિચારમાં ગુંથાયા. લાલબા પોતાના માટે આપેલા ઓરડામાં એકાંતમાં પ્રભુપ્રાર્થના કરવા લાગી કે તે મારવાડને મુસલમાનોથી જલદી છૂટી કરે. તેજબા મેમાનોની સંભાળ લેવરાવવામાં ગુંથાઈ. તેજબાનાં પિયરીઆં માનસિંગને સોજીતની લઢાઇની હકીકત પૂછી વાકેફ થયાં ને ગંભીરસિંગની જુવાની તરફ જોતાં તેમની બહાદૂરીનાં વખાણ કરવા લાગ્યાં. ગભીરે નીચે મોઢે તે સર્વ સાંભળ્યા કર્યું. એ પ્રમાણે વિવિધ વાર્તાવિનોદ કરતાં સંધ્યાકાળનો સમય થયો. પશ્ચિમમાં સૂર્યનારાયણ અસ્ત પામ્યા ને પૂર્વમાં ચંદ્રમાનો પ્રકાશ જણાયો. એટલામાં માનસિંગ ગાભરો ગાભરો દુર્ગાદાસને ખોળતો આવ્યો. માનસિંગને ગભરાયલો જોઇ દુર્ગાદાસે પૂછ્યું કે કેમ શી ખબર છે ? માનસિંગે કહ્યું કે દેસુરીની ખબર લઇ એક ખેપીઓ આવ્યો છે. ત્યાં ત્રાસદાયક ખુન થયાં છે ને તેમાં ઘણા ખાનદાન કુટુંબના આગેવાનો મરાયા છે. એટલું બોલી તે અટકયો.તેનાથી આગળ બોલાયું નહિ, એટલે દુર્ગાદાસે કહ્યું કે એ તો હું સમજ્યો. મારા સસરા નાહરસિંગ એમાં મરાયા છે. ખેપીઆને અંદર બોલાવો.

માનસિંગે બહાર જઇ ખેપીઆને અંદર લાવી દુર્ગાદાસને કહ્યું કે આ

નવીન પુરુષ તે ગુલાબસિંગ રાઠોડ છે. તેઓ ખૂન થયાં કે તરતજ ત્યાંથી નીકળી આવ્યા છે; એટલે ગુલાબસિંગે કહ્યું કે હું તમારા વિજયી બાહુને બોલાવવા આવ્યો છું, કે જેથી તમે તમારા સસરાનું વેર લ્યો. તમારા સસરા સાથે બીજા અઢાર રાઠોડોનાં ખૂન દેસુરીમાં થયાં છે. એમ કહી તેણે ટુંકામાં નીચે પ્રમાણે એ ઘાતકી હકીકત કહી સંભળાવી.

હું ને મારો પિતા આઉવેથી મારે ગામ જતા હતા. ત્યાં રસ્તામાં રાત્રિ પડવાથી દેસુરીમાં મુકામ કર્યો. સોજીતથી નાઠેલો ઈનાયતખાન જે દિવસે દેસુરીમાં પેઠો તેજ દિવસે અમે પણ ત્યાં આવ્યા. ઇનાયતખાને તમારી જીતની અને પોતાની હારની વાત છુપી રાખવાને ઘણોએ યત્ન કર્યો પણ વ્યર્થ. ત્યાંથી નાસી આવેલા સિપાઇઓએ સોજીતની સખ્ત લઢાઇની વાત ચલાવી. તેવામાંજ ઇનાયતખાન નાસતો દેસુરીમાં આવ્યો; એટલે સઘળા રાઠોડો સમજ્યા કે મારવાડની સ્વતંત્રતાની શરૂઆત થઇ. રાત્રે એકબીજાને ઘેર રાઠોડો આનંદભેર વાતો ચલાવવા લાગ્યા ને કેટલાક તો તમારી જીતમાટે તમારા સસરાને મુબારકબાદી આપવા લાગ્યા. એ મુબારકબાદી આપવામાં હું ને મારો પિતા પણ હતા. મારા પિતાએ કહ્યું કે ઠાકોર! જ્યારે બધું મારવાડ તાબેદારીમાં ગરક છે ત્યારે જુલમીનો નાશ કરવાનો ગુણ દુર્ગાદાસમાં ક્યાંથી આવ્યો? તેમણે કહ્યું કે નાનપણથીજ એ મોટા મનનો ને નિર્બળનો બેલી હતો. બળવાન છોકરા, નિર્બળને મારતા જોઇ, તે હમેશાં નિર્બળની સહાય કરતો. મૂંગા પ્રાણી ઉપર પણ જો કોઈ જુલમ કરતો તો દુર્ગાદાસ તે અવાચક પ્રાણીની મદદે જતો. એના મોસાળમાં એને એવો સદ્ગુણી જોવાથીજ મારી વહાલી દીકરી પદ્મણી એનેજ દેવા સારૂ મારૂં મન ઉશ્કેરાયું હતું.

બીજે દિવસે સવારે દેસુરીના કિલ્લેદારે નાહરસિંગ અને બીજા અઢાર રાઠોડ ઠાકોરોને તેડું મોકલી દરબારમાં બોલાવ્યા. નાહરસિંગ વૃદ્ધ હોવાથી સર્વથી પાછળ ગયા. મેં દરબારગઢના દરવાજામાં જતા જોયા. હું તેમની રાહ જોતો બહાર રહ્યો. થોડીવાર પછી મારો ચાકર સાસભેર મને ખોળતો આવ્યો. રસ્તામાં તેણે મને ખબર આપી કે મારા પિતાને પણ નાહરસિંગ સાથે સંપ કરી બળવો કરવાના અપરાધ માટે કેદ કર્યા છે. મારા ચાકરે કહ્યું કે નાહરસિંગ ને તેમના અઢાર સોબતીઓનો શિરચ્છેદ કર્યો છે, તેનું વેર લેવાને તથા તમારા પિતા અને તેમના સોબતી કેદીઓને છોડાવવા

માટે દુર્ગાદાસને તેડી લાવવાને તાકીદે જવાને તમારા પિતાએ તમને હુકમ કર્યો છે. તે ઉપરથી લાગલો સવાર થઇ હું સોજીત ગયો તો ત્યાં ખબર મળી કે તમે અહિં આવ્યા છો તેથી હું અહિં દોડતો આવ્યો છું. દુર્ગાદાસે કહ્યું કે ચાલો આપણે જલદી તૈયાર થઇ સોજીતગઢ જઇએ.

ગુલાબસિંગે કહ્યું કે, સોજીતગઢ શામાટે ? દુર્ગાદાસે કહ્યું કે લશ્કર લાવવાને. ગુલાબસિંગ બોલ્યો કે સોજીતમાં તમને ના દીઠા એટલે રૂપસિંગ અને કલ્યાણસિંગને સર્વ લશ્કર લઈ પાછળથી બાલી આવી પહોંચવા કહી હું અહિં આવ્યો કે વખત જાય નહિ. એથી સર્વ લશ્કર દરવાજા બહાર તમારી રાહ જુએ છે. આ પ્રમાણે તમારૂં મન વરતવાની હિંમત કર્યા માટે મને માફ કરશો. દુર્ગાદાસે કહ્યું કે તમારા જેવા મારૂં મન વરતનાર હમેશાં પડખે હોજો. એમ બોલી માનસિંગને કહ્યું તમારા કાકાને મળવા જેટલો વખત નથી. તમે તેમને સમાચાર કહી પાછળથી આવી પહોંચજો. લશ્કર લઇ ચાલતો થાઉં છું. ગંભીર દુર્ગાદાસની પૂંઠે ચાલ્યો; માનસિંગે કહ્યું કે હું રસ્તામાંજ તમને પકડી પાડું છું.

દુર્ગાદાસ બાલીના દરવાજા બહાર આવ્યો કે સર્વ લશ્કરે જય જયકારના અવાજથી આકાશ ગજાવી મૂક્યું. "મરુદેશની જે" "દુર્ગાદાસની જે" આવા પોકાર પડી રહ્યા. દુર્ગાદાસે સંજ્ઞા કરી કે સર્વ ચૂપ થઇ ગયા. તેણે કહ્યું કે ભાઇઓ ! આપણા દેશ ઉપર મુસલમાનો જુલમ ઉપર જુલમ ગુજારતા જાય છે. આપણે તે જુલમનો ઉચ્છેદ કરવાને ઉઠયા છીએ. આ મારે પડખે ઉભેલા બહાદુર ગુલાબસિંગ ઠાકોર આપણા દેશ ઉપર એક નવો જુલમ ગુજર્યાની ખબર લઇ આવ્યા છે. એમાં અઢાર બહાદુર રાઠોડ ઠાકોરોનો ઘાત કર્યાના સમાચાર છે. મારા પોતાના સસરા જેને હું પિતાતુલ્ય ગણું છું, તેનો ભોગ પણ લીધો છે. એ ભોગ લેનારો પાપી ઇનાયતખાન છે. સોજીતમાં મેં એને મરતો ઉગાર્યો તેનું ફળ એણે મને એ રીતે આપ્યું છે. આપણે અત્યારે તેનો બદલો લેવા જવાનું છે. રાત્રે ચૂપકીથી ગઢમાં દાખલ થઇ ઇનાયતના કામનો બદલો ઇનાયત કરવો એમ મારા ધ્યાનમાં આવે છે. ભાઇઓ! હું આગળ થાઉં છું અને તમે મારી પાછળ પાછળ કાંઇ પણ બોલ્યા વગર ચાલ્યા આવો. દેસુરી મજબૂત છે. આપણી ખબર તેમને પડી તો આપણને ગઢમાં દાખલ થવું ભારે પડશે. ગઢમાં મુસલમાની લશ્કર છે, તેમાં ઇનાયતનાં નાસી આવેલાં માણસોથી

વધારો થયો હશે. આપણી સંખ્યા થોડી છે, માટે આપણે ડહાપણથી રસ્તો કહાડવો, એમાંજ ડહાપણ છે; માટે કાંઈ પણ ખડખડાટ ભડભડાટ વગર એકદમ મારી પાછળ ચાલો.

સઘળા ચૂપકીથી એવા ચાલતા હતા કે ઘોડાની ખરી સરખી પણ ખખડતી નહોતી. તેઓ મધ્યરાત્રિએ દેસુરીમાં દાખલ થયા. ગામમાં સર્વ ચૂપાચૂપ હતું. લોક સર્વ નિદ્રાને વશ થયા હતા. માત્ર દરબારગઢમાં ગાનતાન ને હસાહસનો ગડગડાટ થતો દૂરથી શાંત રાત્રિમાં સંભળાતો હતો. ગામને કોટ નહોતો પણ દરબારગઢ મજબૂત હતો. ગામમાં પેઠા કે દૂરના એક મકાનમાથી રુદન કરનારનો અવાજ કાને પડયો. તે મકાનમાં એક દીવો બળતો જણાતો હતો. દુર્ગાદાસે પોતાના માણસોને ગામની આસપાસ ચોકી સારૂ મોકલી બાકી વધેલાને એક એકાંત જગામાં ઉભા રાખ્યા. પોતે, માનસિંગ તથા જશકરણ પેલા રુદનના અવાજ તરફ ચાલ્યા. મકાનમાં બારણાં અધખોલાં પડેલાં હોવાથી દુર્ગાદાસ અંદર પેઠો તો ત્યાં એક બાઈ પાસે પડેલા મડદા નજીક રુદન કરતી હતી. એ બાઇ તે દુર્ગાદાસની સ્ત્રીની ધાવ હતી. દુર્ગાદાસે ધાવને પીછાની કે તે બોલ્યો, અરે મોતી ! તું શામાટે રુદન કરે છે ? અને આ લૂગડામાં ઢાંકેલું મડદું કોનું છે ? મોતીએ ઉંચું જોયું તો દુર્ગાદાસને દીઠો. તે બોલી, ભાઇ! તમે આવ્યા તે ઠીક થયું; પણ થોડા વહેલા આવ્યા હોત તો આ મારા અન્નદાતાનો પ્રાણ ઉગારત. આ મડદું તમારા સસરા નાહરસિંગનું છે. નાહરસિગ સાથે અઢાર ઠાકોરોનો ગઢમાં શિરચ્છેદ કર્યો હતો. અમને ખબર પડી કે પદ્મણી બહેનના કહેવાથી હું દોડતી ત્યાં ગઇ ને દરવાન પાસે માગી લીધું કે ભાઇ ! આમાં મારો અન્નદાતા છે. હવે તેઓ મરણ પામ્યા છે. હવે તેઓ મુસલમાનોને શું કરી શકનાર છે ? માટે એમને અમારા ધર્મ પ્રમાણે અગ્નિસંસ્કાર કરવાને લઇ જવા દો. દરવાને કહ્યું કે તેમને મુસલમાની ધર્મ પ્રમાણે દટાવી દેવાનું મને ફરમાન થયું છે, માટે તેમને દટાવી દેવામાં આવશે. અમારો ઉપરિ બહુ ખરાબ છે. જો તેનો હુકમ તોડયાનું એના જાણ્યામાં આવે તો અમારી પણ એજ દશા કરે એવો એ છે. આ સાંભળી મેં તેના બહુ કાલાવાલા કર્યા કે ભાઇ ! મારા ગરીબ ઉપર દયા કરી માત્ર મારા અન્નદાતાનું મડદું મને લઇ જવાની રજા આપો તો બહુ સારૂં. તમારે એટલું મડદું ઓછું દાટવાનું થશે. હું હમણાંજ છાનુંમાનું એટલું મડદું લઇ જઇ અત્યારેજ બાળી મૂકાવીશ

તો કોઈ જાણશે પણ નહિ. મારા કાલાવાલાથી ને આંખમાં આંસુથી એ દર-વાનને દયા આવી. તેણે કહ્યું કે તું આમાંથી જલદીથી ઓળખીને ઉપડાવી જા કે બાકીનાને ધનાયતખાન પૂછવા આવે તે પહેલાં હટાવી દઉં. મેં ઘેર આવી નોકરોને લઈ જઈ મારા માલિકનું ધડ ને શિશ અહિં આણ્યું છે. એમ બોલી રડવા લાગી. મારા અન્નદાતારે ! મારા માલિક જેવો દયાળુ ઠાકોર મારવાડમાં બીજો કયો છે ! દેસુરીમાં તો શું પણ આસપાસના દેશમાં એમની સર્વ કોઈ વાહવાહ કરે છે. એવા દયાળુ વૃદ્ધ ઠાકોરને મારીને મુસલમાનો શું કમાવાના હતા ? પણ ભાઈ ! એમણે તમારા ઉપરનું વેર એમના ઉપર વાળ્યું. હવે હું તો નિરાધાર થઈ પડી. હવે મારી કે મારાં બાળકોની સંભાળ લેનાર તમારા વગર મારે કોઇ નથી. વારૂ, આ જગાએ એમને અગ્નિદાહ દેનારૂંજ કોણ હતું ? દુર્ગાદાસ તમે અણીની વખતે ઠીક આવી પહોંચ્યા કે એમને તમારે હાથે અ-ગ્નિસંસ્કાર તો થશે.

આ હકીકત સાંભળી દુર્ગાદાસને વિચાર કરવા જેટલો વખત નહોતો. એ મકાનની નજીકમાંજ ચિતા ખડકાવી દુર્ગાદાસે નાહરસિંગને અગ્નિસંસ્કાર દીધો ને પેલી ધાવને ધીરજ દીધી; અને પોતાની સ્ત્રીને મળીને દીલાસો દઇ હિંમત આપી તથા મારવાડમાં શાંતિ થતાં બોલાવી લેતાંસુધી આવા લઢાઇના વખત-માં હુશિયારીથી સંભાળ ને વ્યવસ્થા રાખવાને પોતાની સ્ત્રીને તથા ઘરનાં બીજાં માણસોને શિખામણ દીધી. એટલામાં ગુલાબસિંગ જે ગઢની ખબર લેવા ગયો હતો, તે આવી પહોંચ્યો. તેણે કહ્યું કે આ વખતે ગઢમાં સર્વે દારૂ પી ગુલતાન થએલાછે. હસાહસ, ઠઠ્ઠાબાજી ને ગાનતાન ચાલી રહ્યું છે. અઢાર નિર-પરાધિ ઠાકોરોનાં ખૂન કરીને ગાનતાનમાં મશગુલ થનારા નફ્ટ લોક ! ધિક્કાર છે તમને. દુર્ગાદાસ તરતજ ચિતામાંથી બળતું લાકડું લઇ આગળ થયો કે સર્વે તેની પાછળ ચાલ્યા. ગઢના દરવાજા બંધ હતા ત્યાં મજબૂત ચોકી મૂકી, બંદોબસ્ત કરે છે કે ગંભીરે એક કાગળ દુર્ગાદાસના હાથમાં મૂકયો. તેમાં જે ઠાકોરોનાં ખૂન થયાં હતાં તેમનાં નામ હતાં. તથા બીજી તરફ જે ઠાકોરોને કેદ કર્યા હતા તેમનાં નામ પણ હતાં. એ ઠાકોરોની સવારમાં નામની તપાસ ચલાવી સજા કરવાનો ઠરાવ રાખેલો હતો. ગંભીરે કહ્યું કે આ કાગળ મને આવતાં રસ્તામાંથી જડયો છે. કેદ કરેલા ઠાકોરોમાં આ તમારા નાનાભાઇનો પિતા કેશરીસિંગ પણ છે. આ તેનું નામ. ભાઇ! હવે તેમનો જલદી છૂટકારો

નહિ કરીએ તો સવારે કોણ જાણે આપણને શાએ માઠા સમાચાર સાંભળવા પડશે. દુર્ગાદાસે કહ્યું કે તું ગભરા નહિ. આપણે એજ વિચારમાં છીએ. આ દરવાજા વાટે પાપીઓ નાસી ન જાય માટે અહિં તમે બધા મજબૂતીથી તૈયાર થઈ ઉભા રહો; અને બીજું કરવાનું કામ હું ને જશકરણ કરીએ છીએ. એમ બોલી બંને ભાઈ દીવાલ ઉપર ચઢી અંદરના મકાનના છાપરા ઉપર ચઢયા ને ઘાસના પુળાથી ચારે બાજુએ છાપરૂં સળગાવી બહાર આવતા રહ્યા. એ મકાન લકકડકામથી કરેલું હોવાથી તથા તે પુરાણું મકાન હોવાથી ભડ-ભડાટ સળગવા લાગ્યું, એટલે અંદરવાળા ગભરાયા. તેમની દારૂની લહેર જતી રહી, ગાનતાન ભૂલી ગયા ને મકાનમાંથી દોડાદોડ કરવામાં પડયા. બહારથી બળતા ઘાસના પુળા, લાકડાં ને વાંસ મકાનમાં આવી પડવા લાગ્યાં; એટલે દરવાનોએ દરવાજા ઉઘાડયા. બહાદૂર રાઠોડો તેજ લાગ જોતા હતા. દરવાજા ઉઘડયા કે, 'હર હર મહાદેવ !' 'મરુદેશની જે,' 'દુર્ગાદાસની જે!' એમ બોલતા આગળ ધસ્યા. દુર્ગાદાસ, સોનિંગ, જશકરણ, કરણસિંગ, માનસિંગ ગુલાબસિંગ વગેરે મોખરે રહ્યા. તેઓ દરવાનોનો ઘાણ કહાડી આગળ ચોકમાં આવ્યા. ઇનાયતખાન આગળ આવ્યો. મુસલમાની લશ્કર થોડું જાગૃત થયું, થોડું સજ્જ થયું. થોડાની લહેર મટી ન મટી એટલામાં તો રાઠોડો મારો મારોનો પોકાર મારતા અંદર ધુસ્યા. ઇનાયતનો વિચાર દુર્ગાદાસપર વેર લેવાનો હતો; તેથી તે જુસ્સાબંધ આગળ ધસ્યો. ને જેવો દુર્ગાદાસપર ઘા કરવાને જાય છે કે પડખેથી તેજકરણે એક ઝટકે તેને હેઠળ પાડયો. દુર્ગાદાસ મસ્તાન હાથીની પેઠે પોતાના હાથરૂપી સૂંઢ ફેરવવા લાગ્યો. એનું જોઇ સઘળા રાઠોડો શૂરપર ચઢયા ને મુસલમાનના ઢગલા પાડવા લાગ્યા. તેમનામાં ભંગાણ પડયું જેમ જેને ફાવ્યું તેમ તે નાસવા લાગ્યા એટલામાં ગંભીરે બૂમ પાડી કે મોટાભાઇ ! આ તરફ તમારી જરૂર છે. ગંભીરનો અવાજ સાંભળતાંજ દુર્ગાદાસ રસ્તો કાપતો તે તરફ ધસ્યો. ગંભીર ઉપર કિલ્લાનો સરદાર શેરખાં તૂટી પડયો હતો. ગુલાબસિંહ ગંભીરને પડખે લઢતો હતો. મુસલમાનોનું બળ વધારે જોઇ ગંભીરે સહાયની બૂમ મારી હતી. દુર્ગાદાસ આવ્યો કે મુસલમાનોના પગ નરમ પડ્યા. સોનિંગની સમશેરે પણ કેર કરવા માંડયો. મુસલમાનો પોતાના સરદારને છોડી જવા લાગ્યા. કે શેરખાંએ તે બીચકારાઓને બહુ ધમકાવ્યા, ડરાવ્યાં, હિંમત આપી, પોતાનો દાખલો આપવા લાગ્યો; પણ સર્વ વ્યર્થ.

નિરાશ થએલા મુસલમાનોમાં જીતની આશાના અંકુર ફુટયાજ નહિ. દુર્ગાદાસને જોઇને તેઓ ડરવા લાગ્યા. ત્યાં તેના મારા આગળ તેઓ ધીરજ શી રીતે રાખી શકે? અંતે શેરખાં મરાયો ને તેને અઢીને રહેલા મુસલમાનો શરણુ આવ્યા. તેમણે હથિયાર મૂકયાં કે દુર્ગાદાસે સંજ્ઞા કરી મારો બંધ કરાવ્યો. રાઠોડોએ એકીવારે તલવારો મ્યાન કરી. દુર્ગાદાસે મોટા મનથી શરણુ આવેલા કોઇ પણ મુસલમાનને દુઃખ દીધું નહિ. તેણે તેમનાં હથિયાર લઇ જવાની રજા આપી. ત્યારે તેમણે રાઠોડો સામાં હથિયાર નહિ ઉંચકવાની પ્રતિજ્ઞા લીધી.

દુર્ગાદાસ જય પામ્યો. દેસુરી મુસલમાન વગરનું થયું, દરવાજા ઉપર રાઠોડ વાવટો ચડાવ્યો, વિજયઘોષ કરવ્યોને એ વિજયઘોષ આકાશમાં ગાજી ઉઠયો ને આસપાસના રાઠોડોને જાગૃત કર્યા, પણ કિલ્લાની અંદરના કેદખાનામાં તે વખતે જૂદોજ બનાવ બન્યો. કેદખાનાના દરવાનો હજી મુસલમાનોજ હતા, મુસલમાન લશ્કર હારીને ગયું છે, તે તેના સરદારના સમજવામાં આવ્યું હતું; પણ તે પોતાના કામપર દૃઢ રહ્યો. રાઠોડ લશ્કર જય પામ્યું પણ દુર્ગાદાસ કિલ્લાના બંદોબસ્તમાં રોકાયો, તેટલામાં ગંભીર, ગુલાબસિંગ ને માનસિંગ થોડાં માણુસો સાથે કેદખાનાના ઉપાર પાસે આવ્યા ને કેદખાનાની કુંચી માગી; સમશેરખાન જમાદાર કહે કે મારો સરદાર નાઠો ને મુસલમાન લશ્કર ભાગ્યું છે. હવે હું મારાં આટલાં થોડાં માણુસો વડે દીવામાં પતંગીઆની માફક ઝંપલાવી પડું ને વિના કારણુ આ બહાદુર સિપાઇઓનાં લોહી રેડું, તેથી કાંઇ લાભ નથી, માટે દુર્ગાદાસના મોટા દીલ ઉપર ભરોસો રાખી આ હથિયાર ને કુંચીઓ હું તેને શરણુ કરૂં છું. ગંભીરે કહ્યું, બહાદુર! સરદાર તમે તમારૂં કામ બરાબર બજાવ્યું છે. હવે આભમાં બાથ ભરતાં કાંઈ ફળ મળવાનું નથી તેથી તમે શરણુ થાઓ છો તે યોગ્યજ છે. હવે આ હથિયાર તમે લો અને તમારાં માણુસો પણ હથિયાર સાથે જાઓ. હું દુર્ગાદાસ નથી. મારા જેવા તેની પાસે સેંકડો છે; પણ તે શરણે આવેલાને કોઇવાર દુઃખ દેતોજ નથી અને અમે પણ તેનો દાખલો લઇ તેમજ કરતાં શીખ્યા છીએ. અમે મુસલમાનો પર વેર લેવાને લડાઇ ઉઠાવી નથી; પણ અમારો દેશ મુસલમાનોએ જુલમથી છીનવી લીધો છે, તેને સ્વતંત્રતા પાછી અપાવવા માટે આ લડાઇ ઉઠાવી છે; તેથી વેર એ શું છે તે, અમારામાંનું કોઈ સમજતુંજ નથી. માત્ર મરુદેશની સ્વતંત્રતાજ

અમે માગીએ છીએ ને તે મળતાં સુધી અમે ફરી કામ થવાના નથી. સમશેરખાન બોલ્યો કે, જો દુર્ગાદાસ પાસે તમારા જેવા બાળકો પણ આવા જ્ઞાની ને બહાદુર પણ દયાળુ છે, તો મારી ખાત્રી છે કે હવે મારવાડમાં મુસલમાનો ટકવાના નથી. આજે જે હથિયાર તમે મને અને મારાં માણસોને લઇ જવા દઇ .અમને માન આપો છો તે હથિયાર હવે ફરીને મરુદેશ સ્વતંત્ર થતા સુધી તમારી સામાં આવશે નહિ, એ નક્કી સમજવું; એમ બોલી તે પોતાનાં માણસો સાથે આગળ ચાલ્યો.

ગંભીર ને ગુલાબસિંગ કેદખાનું ઉઘાડી તેમાંના કેદીઓ જોવાને દોડયા. પ્રથમ ગુલાબસિંગ પોતાના પિતા સુરતનસિંગને મળ્યો. તેમણે કહ્યું કે અરે ! તને પણ પકડી આણ્યો ગુલાબ ? ગુલાબસિંગે કહ્યું કે પિતાજી, હવે તમે ભય ધરશો નહિ. દુર્ગાદાસ આવ્યા છે ને તેમણે વિજય મેળવી કિલ્લો સર કર્યો છે. મને એમણે પોતાના ભાઇની માફક ગણ્યો છે. પોતે કિલ્લાની વ્યવસ્થા કરવામાં ગુંથાયા ત્યારે તેમણે તમારો જલદીથી છૂટકારો કરવાને મને અહિં મોકલ્યો છે. હમણાં એ પણ અહિં આવી પહોંચશે. સુરતનસિંગ ઠાકોર આ પ્રમાણે પોતાનો છૂટકારો થવાથી અને તે પણ પોતાનાજ પુત્રને હાથે ! તે જોઇ ખુશી થયો. તે પોતાના પુત્રની સાથે દુર્ગાદાસને મળવા માટે જવાને બહાર આવ્યો. આણી તરફ ગંભીર દોડતો દોડતો ને ઠેકડા મારતો મારતો પોતાના પિતાના કેદખાનાની કોટડી પાસે ગયો ને તાળું ઉઘાડી અંદર પેઠો. કેશરીસિંગે પોતાના દીકરાને દીઠો કે તેને વળગી પડયો. પોતાનો દીકરો છાનોમાનો નાસી ગએલો ને આવા ઉડાઉડના સમયમાં તેની કાંઇ પણ બાતમી મળેલી ન હોવાથી તેનું શું થયું હશે તે તેને માલમ નહોતું. એ દીકરાને આમ અણુચિંત્યો કેદખાનામાં આવી મળ્યો જોઇ તેથી આંખો સાનંદાશ્ચર્યથી ભીંજાઇ ગઇ; તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. એ જોઇ ગંભીરે કહ્યું કે પિતાજી ! મારા સરદાર દુર્ગાદાસે તમારો છૂટકો કર્યો છે. મુસલમાનોને મારી હટાવી ગઢ તાબે કર્યો છે ને તમારા છૂટકારા માટે મને અહિં મોકલ્યો છે; માટે આપ ચાલો ! આપણે દીવાનખાનામાં જઈ દુર્ગાદાસના આવવાની રાહ જોતા બેસીએ.

બંને દીવાનખાનામાં ગયા, પણ દુર્ગાદાસ હજુ પરવાર્યો નહોતો; એને દીવાનખાનામાં આવવાની હજુ ઢીલ હતી, કેશરીસિંગે ગંભીરને પૂછ્યું કે બેટા ! તું અહીં ક્યાંથી ? દુર્ગાદાસ તારો સરદાર ક્યાંથી ? તારી ને તેમની મુલાકાત

શી રીતે થઇ? એ વગેરે વાતથી મને વાકેફ કર. ગંભીરે કહ્યું કે બાળપણથી આપના ઉપદેશ ને ઉદ્દેશથી મારા મનમાં દેશસ્વાતંત્ર્યનો જુસ્સો તો હતોજ. મરુદેશમાં મુસલમાનોને જુલમ કરતા જોઈ મારૂં હૈયું બળતું હતું; પણ લાચાર! હું બાળક શું કરૂં? શું કરવું ને કેમ કરવું કે આ પરધર્મીઓનું રાજ્ય જઇ મરુદેશ સ્વતંત્ર થાય, એ વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો. તેવામાં દુર્ગાદાસ મરુદેશની સ્વતંત્રતાને માટે મેદાનમાં પડયાની બૂમ મારા સાંભળવામાં આવી. મહામહેનતે સમાવેલા મારા જુસ્સાને હવે હું રોકી શકયો નહિ. મારૂં મન દુર્ગાદાસ પાસે જવાને તલપ્યા કરવા લાગ્યું; પણ તમારી પરવાનગી માગતાં મને બાળક ગણી કદાચ તમે નહિ આપશો, એમ વિચારી છોકરવાદી કરી, તમને અંધારામાં રાખી હું એક રાત્રે છાનોમાનો ચાલી નીકળ્યો ને કેટલીક મહેનતે દુર્ગાદાસને જઇ મળ્યો. તમને કેદ કર્યાની અને નાહરસિંગ વગેરે સરદારોનાં ખૂન કર્યાની ખબર મળ્યાથી તમારા છૂટકારા માટે દુર્ગાદાસ અહિં આવ્યા. મને તેમણે પોતાના નાનાભાઇતરીકે ગણીને માન આપ્યું છે. તેઓ બીજા કામમાં રોકાયાથી આપનો જલદી છૂટકારો થાય તે માટે મને આપના તરફ મોકલ્યો. પિતાજી! હવે મારવાડની સ્વતંત્રતાને ઝાઝો વિલંબ થાય એમ લાગતું નથી.

એમ વાતો કરે છે એટલામાં દુર્ગાદાસ આવી પહોંચ્યો. તેણે ગંભીરને પોતાના પિતાની પડખે ઉભેલો જોઇ કેશરીસિંગને ઓળખ્યા. ગંભીરે પોતાના પિતાને સાન કરી કે ઠાકોર બોલ્યા : દુર્ગાદાસ! તમારા જેવા બહાદુર મારુપુત્રો, વડેજ મારવાડ સ્વતંત્ર થશે. તમે વાવેલાં બીજનાં ફળ તમેજ ચાખશો. તમે મને બંધનમુક્ત કર્યાથી હું તમારો ઉપકાર માનું છું. દુર્ગાદાસે કહ્યું કે જેની કૂખે આ મારા નાનાભાઇ જેવાં રત્ન નિવડયાં છે, તેને બંધનમુક્ત કરવાની તક પરમેશ્વરે મને આપી તેથીજ મારવાડના સુભાગ્યનાં ઉદયચિન્હ દષ્ટિએ પડે છે. મહાસિંગ મારા મિત્ર છે ને તેના તમે બનેવી છો. વળી આ મારા નાનાભાઇના પિતા એટલે મારા મુરબ્બી છો, તેથી તમારે ઉપકાર માનવા જેવું રહેતું નથી. ખરૂં કહું તો એમાં ઉપકારજ નથી. મેં મારી ફરજ બજાવી છે, ને તમને બંધનમુક્ત કરી મરુદેશની સ્વતંત્રતાની સાલમાં ઉમેરો કર્યો છે. આમ વાતો ચાલે છે એટલામાં ગુલાબસિંગ સુરતનસિંગ ઠાકોરને લઇ આવ્યો. રામ રામ કરી સુરતનસિંગ ઠાકોર ઉભા. સુરતનસિંગ ઠાકોર વયોવૃદ્ધ હતા. લગ-

ભાગ એંશી વર્ષ થવા આવ્યાં હતાં. એમણે દુર્ગાદાસના પિતાને અને દાદાને ઉજ્જન કજવા ને આગ્રાની લઢાઇઓમાં બહાદુરી બતાવતાં જોયા હતા, તેથી ઠાકોરે કહ્યું, બહાદૂર પિતાના બહાદૂર બેટા દુર્ગાદાસ ! તારા પિતાને અને દાદાને તો રણસંગ્રામ માં સત્ય પક્ષે લઢી જય મેળવતા જોયા હતા અને આ ત્રીજી પેઢીએ તને પણ જય મેળવતો જોઉં છું. પ્રભુ તારા બાહુમાં બળ આપો, અને તેં માથે ઉપાડેલા કામમાં તને જય અને જશ આપો. એ આશીર્વાદવગર તેં કરેલા મારા છૂટકારાનો બદલો હું શી રીતે વાળી શકું એમ છું ? હવે હું તો વૃદ્ધ થયો છું. મરણપથારીએ પડયા જેવો થયો છું. આ મારો ગુલાબ તારે આશ્રયે મૂકું છું. બેટા ગુલાબ ! તું દુર્ગાદાસની પડખે રહેજે, અને સહાય કરજે. દુર્ગાદાસે કહ્યું કે કાકા સાહેબ ! આપના વૃદ્ધપણાને જેબ આપનારી બહાદૂરી આપના કુળને છોડી ગઇ નથી. આપનો પુત્ર મારા જશા કરતાં જાય એવો નથી; અને હું પણ મારા જશા જેવોજ એને ગણીશ, એટલામાં ગંભીર બોલી ઉઠયો, મોટા ભાઇ ! મને ભૂલતા ના હોં. દુર્ગાદાસે કહ્યું કે અરે ! તને તે કેમ ભૂલીશ ? સુરતનસિંગે પૂછ્યું કે દુર્ગાદાસ, એ કોણ છે ? દુર્ગાદાસે કહ્યું કે એ તો આ કેશરીસિંગ ઠાકોરનો સુપુત્ર ગંભીરસિંગ. એ મહાસિંગ ઠાકોરની બહેનનો દીકરો થાય છે. સુરતનસિંગે કહ્યું કે કેશરીસિંગ ઠાકોરના કુળને હું કયાં ઓળખતો નથી ? કજવાની લઢાઇમાં મોખરે રહી લઢતા એમના પિતા ગુજરી ગયા હતા. એમનો ભાઇ ઉજ્જેણની લઢાઇમાંથી જશવંતસિંહ મહારાજે નાગીતલવારે મુસલમાની લશ્કર ભેદીને જવાનો હુકમ કર્યો, ત્યારે મોખરે મરાયો હતો. એમનું કુળ કાંઇ જેવું તેવું નથી. એવા બહાદૂર કુળની કૂખે બહાદૂરજ રત્ન પાકયાં હશે. દુર્ગાદાસે કહ્યું કે એની બહાદૂરી, દેશદાઝ ને મમતાનાં જેટલાં વખાણ કરૂં તેટલાં થોડાં છે. એની ઉંમર તો નાની છે; પણ સમજ વૃદ્ધ કરતાં વધારે છે. માટેજ મેં એને મારા નાનાભાઇતરીકે પહેલવહેલો સ્વીકાર્યો અને આજે તમારા ગુલાબસિંગને મારા બીજા નાનાભાઇતરીકે કબૂલું છું અને મારી ખાત્રી છે કે તે, એ વિશ્વાસમાં ખામી પડવા દેશે નહિ.

આ પ્રમાણે વાતચીત કરી સઘળા સૂઇ ગયા. સવાર થયું, દેસુરી ઉપર રાઠોડ વાવટો ફરકતો જોઇ, આસપાસના રાઠોડો :જાગૃત થયા. સોજીતગઢના જયમાં દેસુરીના જયથી વધારો થયો. મુસલમાનોની હાર થતી જોઇને તથા રજપૂતોનો વિજય સાંભળીને રજપૂતો જોરપર આવ્યા. આસપાસના રજપૂતો

હથિયારબંધ થઇ દેસુરીમાં ભરાવા લાગ્યા. બેચાર દિવસમાં તો વીસહજાર કરતાં વધારે રાઠોડ લશ્કર દેસુરીમાં દુર્ગાદાસની સરદારી નીચે જમા થયું. દેસુરીના વિજયી રાઠોડો પણ આસપાસના દેશાભિમાની સરદારોને ઉશ્કેરી ભેળા કરવા લાગ્યા. કેશરીસિંગ, સુરતનસિંગ અને બીજા જે રાઠોડસરદારોનો છૂટકારો થયો હતો, તેમણે પણ પોતપોતાનાં લશ્કર દેસુરીમાં જમાવ્યાં એ રીતે દેસુરી રાઠોડલશ્કરથી ભરાઇ ગયું.

---

# પ્રકરણ અગીઆરમું

## જોધપુરની જીત

દુહો

દુર્ગા આશકરણુરા, નીતરો જંગાં જાય;
અમલ ઔરંગા ઉતરે, દિલ્હી થરકકા ખાય.

મતલબ કે–આશકરણના દુર્ગા! તેં નિત્ય લડાઇઓ કરીને ઔરંગઝેબનો અમલ ઉતાર્યો ને દિલ્હી પણ ડરવા લાગી.

એક દિવસ દુર્ગાદાસ, જશકરણ, માનસિંગ, ગંભીરસિંહ ઇત્યાદિ રાઠોડસરદારો બેઠા છે, એટલામાં એક ખેપીઓ દોડતો કાગળ લઈ આવ્યો. ગંભીરે આગળ જઇને કાગળ માગ્યો. ખેપીએ કહ્યું કે તે તો દુર્ગાદાસ પંડને હાથોહાથ આપવાનો છે. ગભીરે આ વાત દુર્ગાદાસને કહ્યાથી તેને અંદર બોલાવ્યો. ખેપીએ પૂછ્યું કે આપનું નામ દુર્ગાદાસ? જવાબમાં હા કહ્યાથી ખેપીએ કાગળનું પાકીટ તેના હાથમાં આપ્યું. દુર્ગાદાસે કાગળ ગંભીરના હાથમાં વાંચવાને આપ્યો ને વાંચવા ફરમાવ્યું; તેથી ગંભીર તે વાંચવા લાગ્યો.

" મુરબ્બી દુર્ગાદાસ! એક ઘડીની પણ વિલંબ કર્યા સિવાય એકદમ જોધપુર આવજો. હું, મારો પિતા ને માતા બાલીમાં હતાં ત્યાં ઇનાયતખાન ને તેનાં નાઠેલાં માણુસો આવી પહોંચ્યાં. મારા મામાએ ને પિતાએ કેટલીક મહેનત કરી, પણ ઘણા આગળ થોડાનું શું ગજું? મારો મામો નાસી ગયો ને અમે

ત્રણે ઇનાયતને હાથ પકડાયાં. બાલીથી અમને *ઝાલોર લાવ્યો. ઝાલોરનો કિલ્લો એક બાજુએ દૂર હોવાથી ત્યાં લશ્કરની મદદ આવવી મુશ્કેલ સમજી તથા તમારા લશ્કરની નજીકમાં રહેવું જોખમ ભરેલું જણાયાથી એ અમને લઇ જોધપુર આવ્યો. અહિં એણે અમને પાકા બંદોબસ્તથી રાખ્યાં છે. એ અમારા ઉપર કાંઇક રહેમદીલ રાખતો હતો; તેવામાં મારા પિતા ઉપર રાજ્યદ્રોહનું તહોમત મૂકી તપાસ કરવાનું ઠરાવ્યું. તપાસમાં ગુન્હો સાબીત ગણી દેહાંત દંડની સજા કરવાનું ઠરાવ્યું છે. એ સજા હવે એ જલદીથી અમલમાં લાવવાનો છે; માટે તે દરમીઆનમાં તમે આવી અમારો છૂટકારો કરશો તો ભલા, નહિ તો તમે જેમનો એક વાર જીવ બચાવ્યો તે, જેમને એકવાર કેદમાંથી બંધનમુક્ત કર્યા તેમનો એ પાપીઓ નાશ કરશે. પછી તમારો વિજય અમારે શા કામનો? તમારા મિત્રને દેહાંતદંડ થતાં નહિ ઉગારો તો કોને ઉગારશો? એમના મરણ સાથે અમારૂં પણ મરણ થવાનું જ; કારણ પાપી ઇનાયત મારા પિતાની ગેરહાજરીમાં પોતાની પાપી મુરાદ બર લાવવાને મારા ઉપર જુલમ કરશે, એટલે મારે ઝેર પી મરવાનો વારો આવશે. મારી ફોઇને પણ અહિં કેદ કરી આણેલાં છે. અમને માત્ર તમારોજ આધાર છે, માટે જરૂર જલદીથી સહાય કરવાને આવજો. આજે અવાય તો કાલ ઉપર ને હમણાં અવાય તો સાંજ ઉપર રાખશો નહિ. કાગળ કેટલી મુસીબતે મોકલ્યો છે, તે મારૂં મન જાણે છે. ફરીને લખવાનો વારો નહિ આવે. લી. તમારા મિત્રની પુત્રી લાલબા"

આ કાગળ વાંચતાંજ બહાર ડંકો વાગવા લાગ્યો. સૂર્યવંશી મહારાણાનાં નિશાનો ફરકવા લાગ્યાં. મહારાણા રાજસિંગની જય, મહારાજા અજીતસિંગની જય, મરુદેશની જય એવા જયઘોષથી આકાશ ગાજી રહ્યું. દુર્ગાદાસ આ અવાજથી સમજ્યો કે આપણી ઉદેપુરના રાણા ઉપરની અરજ ફળીભૂત થઇ. મહારાણાશ્રીનાં માણસો ડંકાનિશાન સાથે આવ્યાં છે. દુર્ગાદાસ તરતજ ઉઠીને સામો ભેટવા ગયો ને મહારાણાના પાટવીકુંવર જયસિંગજીને સિસોદીસૈન્યને મોખરે દીઠા. તેમને મળી, ભેટી, વાતો કરી, જોધપુર કયે માર્ગે ને શી રીતે તાકીદે જવું તેની ગોઠવણ કરી. સિસોદીસૈન્ય દશ હજાર સ્વારોનું હતું ને આશરે પચીસ

* એનું પ્રાચીન નામ જાલંધર હતું. ત્યાં જાલંધરનાથ રહેતા હતા, એ ઉપરથી એ નામ પડયું છે. એ ગામ ચોહાણ રાજાની રાજ્યધાની હતું. અલ્લાઉદ્દીન ખુનીએ એ ગામ આઠ વરસ સુધી લડીને જીત્યું હતું.

હજાર રાઠોડ લશ્કર હતું, તેમાંથી એક હજાર માણસ કિલ્લાના રક્ષણાર્થે રાખી સુરતનસિંગ ઠાકોરને કિલ્લાની રખવાળમાટે રાખવાનો ઠરાવ કરી બાકીના સર્વેએ લશ્કર સાથે રાતના નીકળી કુચ કરી જોધપુર મુકામે જવાનો દૃઢ ઠરાવ કરી દુર્ગાદાસ ઉઠયો.

ઉદેપુરના મહારાણા રાજસિંગે પોતાની સહાયમાં તેમના પાટવી પુત્ર જયસિંગને મોકલી પોતાની સ્વદેશપ્રીતિ જણાવી તેનો ઉપકાર માનવાને દુર્ગાદાસ જયસિંગજીના મુકામપર ગયો. બંને જણા મળી ભેટીને વાતો કરવા લાગ્યા.

દુર્ગાદાસે કહ્યું કે આજના સમયમાં મુસલમાનો આખા દેશ ઉપર કેર વર્તાવે છે. હિંદુધર્મનાં દેવળો તોડીને મસીદો બનાવી છે. બ્રાહ્મણોની જનોઇઓ બાળી નખાવી છે. આપણાં પવિત્ર ધર્મપુસ્તકો કૂવામાં નખાવી દીધાં છે. આપણી પવિત્ર મૂર્તિઓ મસીદોનાં પગથીઆંમાં ચણાવી છે. હિંદુઓ ઉપર જુલમ ને કેર વર્તાવી તેમને બળાત્કારે મુસલમાન બનાવે છે. બાદશાહે પોતાની પ્રજામાત્રને સરખી ગણી સરખા હક્ક આપવા જોઇએ, તેને બદલે તેણે હિંદુઓ ઉપર જુલમ કરી મુસલમાનોને માનમરતબાથી નવાજ્યા છે. હિંદુઓને નોકરીમાંથી કહાડી મૂકી રઝળતા કર્યા છે. મુસલમાનધર્મની જગાઓને વર્ષાસન બાંધી આપ્યાં છે, ત્યારે તેણે હિંદુઓના જાત્રાળુ ઉપર કર નાખ્યો છે. એણે મુસલમાન લોકોને અને ધર્મને સઘળીરીતે ઉત્તેજન આપી હિંદુ લોકોને અને ધર્મને હલકા પાડયા છે. મુસલમાનનો પક્ષપાત કરી મુસલમાન અને હિંદુનો ભેદ જાહેરરીતે ઉઘાડો પાડયો છે. મતલબ કે અગાઉના એના બાપદાદાનો સઘળો રીવાજ બંધ કરી, તેથી ઉલટીજ વર્તણુક ચલાવી છે તેમાં અધૂરામાં પૂરૂં હમણાંજ એણે હિંદુઓ ઉપર હૈડીઆવેરો નાખ્યો છે. જે જુલમ અગાઉના અફઘાન, સૈયદ કે લોદી, કોઇ બાદશાહે કર્યો નહોતો, તેવો જુલમ આ પાપી બાદશાહે કરવા માંડયો છે. અમારી રાઠોડનીજ વાત લો. મહારાજા અમરસિંગજીને મરાવ્યા, જશવંતસિંગજીને દેશવટો દીધો. કેમકે કાબુલમાં સુબાગીરી આપી તે માત્ર હિંદમાંથી તેમનો પગ કહાડવાને માટેજ હતી. તેમના કુંવરોને દગાથી મરાવ્યા ને બાળરાજા અજીતસિંહને પણ કેટલીક મુસ્કેલીએ બચાવ્યા છે તે આપથી કાંઇ અજાણ્યું નથી. હજુ એ બાળક છે. બાદશાહ તેમની હયાતીથી પણ કદાચ અજાણ હશે. અમારા મારૂસરદારો પણ ઘણા ખરા અજાણ છે, એટલે બાદશાહે મરુદેશ ખાલસા કર્યો; ખાલસા કરીને પણ

પ્રજાને સુખ આપવું જોઇએ તે આપ્યું નહિ. પોતાનું સ્વદેશીરાજ્ય ગયું ને પરધર્મીને પરરાજ્ય થયું છે, એવું પ્રજાના મનમાં ન આવે એવી નવા રાજ્ય સ્થાપકોએ રાજ્યનીતિ ચલાવવી જોઇએ, તથા અમલદારો પણ એજ રાજ્યનિતિ અમલમાં લાવે એવા નિમવા જોઇએ; તેને બદલે દુરાચારી, જુલમી ક્રૂર ને ધર્માંધ અમલદારોએ આખા દેશમાં ત્રાહ ત્રાહ પોકરાવી છે. બાદશાહે પંડે પણ અરાજ્યનીતિ ચલાવી છે, તે છતાં પણ સર્વે રાઠોડસરદારો પોતાના રાજાના મરણથી અને બાદશાહના જુલમથી દબાઇ ગયા હતા. બાદશાહે કેટલાકને લાલચો આપી ફોડયા છે. નાગોરવાળાને અને પડીઆરોને રાજ્યલોભથી લલચાવ્યા છે; પણ તે બાપડા બાદશાહની કપટજાળમાં ફસાયા છે; ઔરંગઝેબની લુચ્ચાઇથી તેઓ વાકેફ નથી કિંવા લોભનાં પડળ આવ્યાથી તેઓ તેની લુચ્ચાઇને જોઇ શકતા નથી; નહિ તો અમરસિંગ મહારાજનો વંશજ દેશદ્રોહી થાય નહિ. પડીઆરોમાટે તો નક્કી ન કહેવાય. ખેર ! હોનાર હોયાં જાય છે ! સમય આવે એમની પણ આંખો ઉઘડશે; એટલું છતાં મહારાણા રાજસિંગજી એ અમારી વિનતિ સાંભળી અને આપને અમારી સહાયે મોકલ્યા એ બહુ સારૂં થયું.આપની સહાય વગર અમારાથી એકલે હાથે આખા હિંદના બાદશાહને પૂરા પડાશે એવી આશા રાખવી એ બાથમાં આભ લેવા જેવી હતી, પ્રભુ આપની નિષ્કલંકિત ગાદીને જેબ આપો અને આપની સુકીર્તિમાં વધારો કરો. અસ્તુ.

દુર્ગાદાસ બોલી રહ્યો કે મહારાણા જયસિંગજી બોલ્યા. દુર્ગાદાસ ! તમારા જેવા વીર નર મારુપુત્રોમાં છે, એટલે અમારી મદદની જરૂર પડે તેમ નથી. તમારા બહાદૂર સરદારો ને સૈન્યનો જુસ્સો જોઇ હું આશ્ચર્ય પામુંછું કે આવા પરાક્રમી મારુપુત્રો આગળ મોગલો કેમ ટકી શકયા ? ભાઇ ! તમારો પત્ર મહારાણા સાહેબે વાંચીને મને આજ્ઞા કરી કે તમે દશ હજાર સ્વારો લઈ જઇ દુર્ગાદાસને સહાય કરો અને બીજું વધારે સૈન્ય જોઈએ તો મંગાવજો. બાદશાહના જુલમથી માત્ર મારવાડજ ત્રાસી ગયું છે એમ નથી. આખા હિંદમાં સર્વ સ્થળે એવો કેર વર્તાવ્યો છે. જજીઆવેરા માટે અને એના બાપની અને તેની પહેલાં થઇ ગએલા મોગલ બાદશાહોની રાજ્યનીતિ નહિ છોડવા માટે મહારાણાશ્રીએ બાદશાહને એક શિખામણપત્ર લખ્યો છે; પણ મને નથી લાગતું કે એથી એ ધર્માંધ બાદશાહને લગાર પણ અસર થાય. એથી તો એ ઉલટો ક્રોધાવેશમાં આવશે; પણ મહારાણાજીએ તો પોતાનો મિત્રધર્મ બજા-

યો છે. પોતાનો મિત્ર ભૂલતો હોય તો તેની ભૂલ તેને બતાવવી, એ મિત્રની ફરજ છે. તે ફરજ બજાવ્યા છતાં ન સમજે તો તેમાં આપણો દોષ નથી. જગત આપણો દોષ કહાડશે નહિ. રાણાજીનો શિખામણપત્ર પહોંચ્યા છતાં પણ બાદશાહની પૂર્વની વર્તણુકમાં લગાર પણ તફાવત પડયો નથી. ઉલટો તેમાં વધારો થયો છે. રાણાજી તે સર્વ જાણતા હતા, પણ હવે કરવું કેમ ? હિંદુઓ ઉપર થતો જુલમ અટકાવવા શા શા ઉપાય લેવા, તેના વિચારમાંજ હતા. દયાળશાહ દીવાનનો અભિપ્રાય તો વેરપર વેર લીધા વગર એ બાદશાહની આંખો ઉઘડવાની નથી, એરોજ હતો. એવામાં તમારો પત્ર આવ્યો, એટલે દયાળશાહે કહ્યું કે, મહારાજ ! આવો યોગ ફરી આવશે નહિ. દક્ષિણમાં મરાઠા ઉઠેલાજ છે; અને માળવામાં ને રાજસ્થાનમાં રજપૂતો ઉઠયા તો બાદશાહને નમ્યા વગર છૂટકો નથી. રજપૂતશિરોમણિ આપ બાદશાહની સામા ઉઠયા એટલે એક પણ રજપૂતરાજ્ય કોઇ પણ કારણથી બાદશાહનો પક્ષ ધરાવનાર નથી. બધા દેશમાં બાદશાહે દારૂ પાથરેલો છે. હવે માત્ર અગ્નિ મૂકવાનીજ ખોટ છે, તેથી આપ ઉઠયા એટલે ધડાકો થયા વગર રહેનાર નથી. રાણાજી એ વાતમાં સંમત થયા. તેમણે સિસોદીસૈન્યને તૈયાર થવાનો હુકમ આપ્યો. આખા સૈન્યના ત્રણ ભાગ પાડયા છે. તેમાંથી એક આપી મને તમારી સહાયે મોકલ્યો છે. બીજું લશ્કર લઇ દયાળસિંહ પંડે મુસલમાનોપર વેર લેવાને માળવામાં ધુસ્યા છે, ત્રીજો ભાગ રાણાજીએ પોતાની પાસે ચિતોડમાં રાખ્યો છે.

દુર્ગાદાસે કહ્યું કે આપણે આજે પ્રથમ જોધપુર જવું જોઇએ. મારો વિચાર તો પ્રથમ અજમેર જવાનો હતો; પણ જોધપુરમાં માંડાના ઠાકોર મહાસિંગને કેદ કર્યાના અને તેમના ઉપર રાજ્યદ્રોહનું તોહમત મૂકી થોડી મુદતમાં ફાંસીએ ચઢાવવાના છે એના સમાચાર આવ્યા છે. એમનો પ્રાણ ઉગારવો એ અમારી પ્રથમ ફરજ છે. ચાંપાવતો મારુસરદારોમાં મુખ્ય સત્તાવાળા છે. તેમનો પ્રાણ બચાવવો એ જરૂરનું છે; માટે આજેજ રાત્રે કુચ; કરી જોધપુર જવું જોઇએ. દેસુરી ને બાલીના બચાવ માટે થોડું થોડું જરૂર જોગું લશ્કર રાખવું. સોજીતના બચાવમાટે તો બંદોબસ્ત કરેલોજ છે. એ ત્રણે કિલ્લેદારોને વખતોવખત મુસલમાની લશ્કરની આવજાની ખબર આપવાની સૂચના આપી આપણે જોધપુર જવું, એવો મારો વિચાર છે. આપનો શો અભિપ્રાય છે, તે કૃપા કરી જણાવો. જયસિંગે કહ્યું કે મને તો હુકમ છે કે

મારે તમારી આજ્ઞા પ્રમાણે ચાલવું. સિસોદીસૈન્યે બીજા કોઇના ઉપરિપણા નીચે આજસુધી કામ કર્યું નથી, તથાપિ આજે હું તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાને આવ્યો છું; કેમકે મારા પિતાજીનો એવો હુકમ છે. માટે તમે જ્યાં મોકલશો કે લઇ જશો, જે કામ સોંપશો કે જ્યાં રાખશો, તે પ્રમાણે કરવાને મારે કોઇ જાતનો વાંધો નથી. દુર્ગાદાસે કહ્યું કે આપ મારા મુરબ્બી છો. આપણે કાંઇ જૂદા નથી, તેમ આપણે બંનેને એકજ કામ કરવાનું છે—પરધર્મીનો પરાભવ અને અજીતસિંગજીનું રાજ્ય પાછું સ્વતંત્ર કરવું તે. આપ આપણા એકત્ર સૈન્યની સરદારી લ્યો અને હું આપના તાબેદારતરીકે આપની આજ્ઞા મુજબ વર્તીશ. જયસિંગજીએ કહ્યું કે તેમ બને નહિ આજસુધી મારવાડને જેણે જય મેળવી આપ્યો છે, તેજ છેવટ સુધી જય મેળવી આપશે. સર્વમાન્ય સર્વોપરિ સૈન્યાધિપતિ આજસુધી તમેજ છો અને છેવટસુધી તમેજ રહેશો. તમારી જે આજ્ઞા હોય તે મને જણાવો. દુર્ગાદાસે કહ્યું કે તો જેવી આપની ઇચ્છા. માનાપમાન કે ઉપરિતાબેદારીના ભેદથી આપણામાં અણગમો કે ભેદ થવો ન જોઇએ. જ્યાં સંપ છે ત્યાંજ જય છે. કુસંપથી હમેશાં નાશ થાય છે. એ કુસંપનું બીજ માનમરતબો કે ઉપરિપણું છે, તે મનમાં લાવવું ન જોઇએ. જ્યાંસુધી આપણામાં કુસંપનાં બીજ રોપાયાં નથી ત્યાંસુધી આપણે અજીતજ છીએ. જોધપુર મજબૂત છે ને મુસલમાની લશ્કરનો જમાવ પણ ઘણો છે. વળી સોજીત ને દેસુરીની હારની ખબર દિલ્લી પહોંચશે એટલે તેમની સહાયે દિલ્હીથી પાદશાહી લશ્કર પણ આવતું હશે કે આવશે. માટે આપણું સર્વ લશ્કર સાથે લઇ એકદમ જોધપુર જીતી લેવું. રાજ્યધાની જીતી કે સર્વ મારૂ સરદારો મેદાન પડશે. હજુ કેટલાક જયની આશા ન હોવાથી મુસલમાનોના જુલમના દબાણમાં દબાઇ રહ્યા છે, એ સર્વે જોધપુર જીત્યાથી આપણને આવી મળશે. પછી મુસલમાનોનો ભાર નથી કે તેઓ મારવાડમાં પોતાનો પગ ટકાવી શકે. હરોલમાં હું રહીશ ને પાછળ આપ રહેશો એટલે મધ્યમાં બાકીનું સર્વ સૈન્ય ચાલશે. જમણે પડખે માનસિંગ ને ડાબે પડખે ગુલાબને રાખવાથી આપણે સર્વ વ્યવસ્થાપૂર્વક જઇશું. માનસિંગ ને ગુલાબસિંગ જો કે જુવાન છે, તથાપિ તેઓ શૂરા ને સાવચેતી રાખનારા પહેલવાનો છે, માટે એ બંનેને બે પડખે રાખવા એવો મારો ઇરાદો છે. મહારાણા જયસિંગજીને એ વિચાર ગમ્યાથી બંને

જણાં તૈયારી કરવાનો વિચાર કરી જુદા પડ્યા.

રઠોડ લશ્કર જો કે લગભગ ૩૫ હજાર માણસનું હતું, તોપણ મુસલમાની લશ્કરની સંખ્યા આગળ તે ઘણું નહોતું; તેથી મારવાડીલશ્કરને માર્ગમાં શાંતિથી પણ ત્વરાથી ચાલવાની અને સર્વ સાથે ચાલવાની દુર્ગાદાસે આજ્ઞા કરી હતી. ચંદ્રમાનો પ્રકાશ થયે સર્વ મજબુત થઇ લશ્કરી વ્યવસ્થા પ્રમાણે ચાલવા લાગ્યા. જોધપુર નજીક આવ્યું એવામાં સોજીતથી એક ખેપીઓ ખબર લાવ્યો કે બાદશાહી જોરાવર સૈન્ય લઇ તૈબરખાન તમારા ઉપર આવે છે તથા તમને જોધપુર જતા રોકવા માટે અને તમને રસ્તામાંજ અટકાવવા માટે પોતાના સૈન્યના ત્રણ ભાગ પાડી ત્રણ રસ્તે રવાના કર્યા છે. એ ત્રણે ભાગ જોધપુર નજીક તમને આવી મળશે, એમ અનુમાન થાય છે. આ સમાચાર સાંભળી દુર્ગાદાસે જલદીથી જોધપુર પહોંચવાને ઉતાવળથી ચાલવા માંડયું. તૈબરખાન આવી પહોંચે તે અગાઉ જોધપુર જીતીને મહાસિંગને છોડાવવા જોઇએ, નહિ તો તૈબરખાનનું બળવાન સૈન્ય જોધપુરના રખવાળોને આવી મળ્યું તો સઘળી બાજી ધૂળ મળશે, એવા વિચારથી રાત્રિદિવસની મુસાફરીથી થાકેલા લશ્કરને તાજું કરવાને એક કલાકનો વિસામો આપી ત્વરાથી જોધપુર ઉપર ચાલ્યા. સઘળું સૈન્ય ભૂખતરસ ને થાકની કાંઇ પણ દરકાર કર્યા વગર ઉમંગભેર આગળ વધ્યું ને પહેલા પહોરના જોધપુરના કિલ્લા નજીક પહોંચ્યું. રજપૂતસૈન્ય આ પ્રમાણે અણચિંત્યું આવી પહોંચશે, એવું મુસલમાનો ધારતા નહોતા. ઘણા મુસલમાનો હજુ તો મોં ધોતા હતા ને કેટલાક નિમાજ પઢતા હતા. રજપૂતસૈન્ય જાણે પૃથ્વીમાંથી નીકળી આવ્યું હોય તેમ દૃષ્ટિએ પડવાથી પ્રથમ તેઓ ગભરાયા ને કિલ્લો છોડી ભાગવા લાગ્યા; પણ તરતજ તેમને પોતાની ફરજ યાદ આવી. કિલ્લાનું રક્ષણ કરવું જોઇએ, તેનું ભાન આવ્યાથી તેઓ સર્વે સાવધ થઈ એકઠા થઇને કિલ્લાનો બચાવ કરવાની તૈયારી કરવા મંડયા.

દુર્ગાદાસે કોટની નજીક પડાવ નાખ્યો. જેમ જલદી કિલ્લાનો કબજો લેવાય તે લાભકારક છે, એમ તે સમજતો હતો; તેથી કિલ્લાના રખવાળો તૈયાર થાય તે પહેલાં તો તેણે હુમલો કરવાની ગોઠવણ કરી. નાગોરના દરવાજા ઉપર હુમલો કરવાને જયસિંગજીને મોકલ્યા ને મેરતાના દરવાજા ઉપર પોતે ચઢ્યો. આ પ્રમાણે બંને દરવાજા ઉપર એકીવખતે હુમલો કરવાથી તથા

તેમના ઉપર મારાનો વરસાદ વરસાવ્યાથી કિલ્લાના રખવાળોનું કાંઇ ચાલ્યું નહિ; તેથી તેમણે ઇનાયતખાનને તથા દીલાવરખાનને મદદ મોકલવાને કહાવ્યું. અંદરની ગઢીમાંથી, જેમ દરમાંથી કીડીઓ ઉભરાઇ નીકળે તેમ, માણુસોનાં ટોળેટોળાં હથિયારબંધ નીકળવા લાગ્યાં. દુર્ગાદાસ ને જયસિંગ કોટ ઉપર ચઢી ગયા. તેમનો દાખલો લઇ તેમના સરદારો પણ સિંહોની માફક તલપ મારી ચઢયા. રાઠોડ ને સિસોદી સૈન્યે બંને દરવાજા કબજે કરી દરવાજા ખોલ્યા કે બાકીનું સૈન્ય કોટમાં ધસી આવ્યું. શહેરમાં ગઢમાંથી આવતાં માણુસો ઉપરાઉપરિ પડવા લાગ્યા. બંને સૈન્ય તલવારદેવીને ભોગ આપવા લાગ્યાં. મડદાંના ઢગલા પડવા લાગ્યા. ઘાયલ થએલાની કરુણાજનક કીકીઆરીઓ સંભળાવા લાગી. આ બહાદૂર માણુસોને કપાતા જોઇ દુર્ગાદાસને દયા આવી; પ્રણુ પોતાનાં માણુસોના બચાવ માટે તેને તલવારનો ઝપાટો ચલાવ્યા વગર છૂટકો નહોતો. તે મસ્તહસ્તીની માફક શત્રુઓ ઉપર તૂટી પડયો ને ગઢીમાંથી આવતા સૈન્યને કાપવા લાગ્યો; એવામાં ઇનાયતખાન નવું સૈન્ય લઇ ગઢમાંથી બહાર નીકળ્યો ને નજીકના રજપૂતો ઉપર ધસારો કર્યો; પણ ગુલાબસિંગ ને માનસિંગ પોતાનાં માણુસો સાથે તેને ભેટવાને તૈયાર હતા. બીજી તરફ દીલાવરખાન જયસિંગજી ઉપર ધસ્યો. ત્યાં સોનિંગજી ને કરણુસિંગ સામા થયા. આ પ્રમાણે બંને બાજુ જબરૂં યુદ્ધ મચ્યું. મુસલમાનો દીન દીનનો પોકાર કરતા ને પોતાના સરદારની ઉશ્કેરણીથી ઉશ્કેરાતા રજપૂતો ઉપર જુસ્સાબંધ ધસી આવ્યા. આણી તરફ હર હર મહાદેવ ! કરતા રજપૂતો તેમને ભેટવા તૈયાર થઇ ઉભેલાજ હતા. શહેરમાં મડદાંના ઢગલા થયા ને લોહીની નીકો વહેવા લાગી. ગુલાબસિંગે ને માનસિંગે ઇનાયત ઉપર એવો તો મારો ચલાવ્યો કે તેની હરોલ તૂટીને લશ્કર પાછું હઠવા લાગ્યું. ઇનાયતખાને તેમને કુરાનના સોગન આપી અટકાવ્યા ને મરવુ કે મારવું પણ પાછા હઠવું નહિ. એમ કહી આગળ દોર્યા. પોતે લઢાઇને મોખરે થયો; એવામાં દુર્ગાદાસ બાકીના સૈન્યનો નાશ કરી માનસિંગની મદદે આવી પહોંચ્યો. તેજકરણુ ને ગંભીર તેને પડખે રહી લઢતા હતા. ઇનાયતે જાણ્યું કે દુર્ગાદાસ ઉપર એકદમ ધસારો કરી તેને પાડયા કે માર્યા વગર જીત થવી અશક્ય છે, તેથી તે મરણીઓ થઇ તેના ઉપર ધસ્યો ને તેણે એક એવો જબરો ઘા કર્યો કે કદાચ તેજ ક્ષણે દુર્ગાદાસ નીચે પડયો હોત; પણ ગંભીરે તે ઘા દુર્ગાદાસ ઉપર જતો

અટકાવી પોતે ઝીલી લીધો. એવામાં તેજકરણના ઘાથી ઇનાયત નીચે પડયો. દુર્ગાદાસે ગંભીરને પાછળ રાખી ઇનાયતને પકડયો ને તે તેની ઉપર ચઢી બેઠો. કટાર કહાડી મારવા જાય છે તેવોજ ઇનાયત બોલ્યો કે મને જેવો એકવાર મરતો બચાવ્યો છે, તેવોજ આ બીજીવાર બચાવો. દુર્ગાદાસનો હાથ થોભ્યો. આ જગાએ બીજો માણસ હોત તો ઇનાયત બચવો મુસ્કેલ હતો; પણ દુર્ગાદાસના દૈવી ગુણથી તે બચ્યો. તેણે ગંભીર તરફ દૃષ્ટિ નાખીને કહ્યું કે, ભાઇ, તું ઘાયલ થયો છે, પણ તને મારનાર દયા ચાહી બચી જાય છે. ગંભીરે કહ્યું કે મને કાંઇ વિશેષ વાગ્યું નથી. મારી ફિકર કરશો નહિ. મારી ફીકરમાં તમે તમારો દૈવી ગુણ તજશો માં. તમને સલામત જોઇ, મને મારો જખમ લગારે જણાતો નથી. દુર્ગાદાસે કહ્યું કે અરે ઇનાયતખાન ? મારી ઇચ્છા નથી, તથાપિ મારી આબરૂની ખાતર મારે તને જીવતો મૂકવો પડે છે. તેં તારાં હથિયાર ફેંકી દીધાથી જો કે દુશ્મન છે તોપણ હથિયાર વગરનાને મારવો એ મારો ધર્મ નથી અને તેથી બીનગુનાહ અને હથિયાર વગરના અઢાર વૃદ્ધ મારુસરદારોને મારતાં તેં જે દયા ત્યજી હતી તે દયા હું તારા ઉપર લાવી તને બચાવું છું. એમ કહી તેણે પોતાની કટાર કમરે ખોસી. દુર્ગાદાસે ગુલાબસિંગને કહ્યું કે ભાઇ! ઇનાયતખાનને તમારા સ્વાધીનમાં નાસી ન જાય એવી સંભાળથી રાખજો અને એના હોદ્દાને છાજતું માન આપજો. ઇનાયતખાન પડયાથી તથા તે શરણ થયાથી તેના સર્વ સૈન્યે શરણે આવી હથિયાર છોડયાં. બીજી તરફ જયસિંગે એવો તો મારો ચલાવ્યો કે દીલાવરખાન પાછો હઠયો. કરણસિંગ તેની પૂંઠે પડયો અને તેને ગઢમાં નસાડયો. દીલાવરખાને ગઢ બંધ કર્યાથી કરણસિંગ પાછો વળ્યો. આ પ્રમાણે જોધપુર શહેર કબજે થયું પણ તેનો ગઢ મજબૂત હતો. એ ગઢ જોધપુર જે ડુંગરની તળેટીમાં છે તે ડુંગર ઉપર બાંધેલો છે. શહેરથી તેનો ચઢાવ સુમારે એક મૈલ જેટલો છે. એ ચઢાવ ચઢીને ગઢ જીતવાનો હતો. એ ગઢમાં હજુ પુરતું લશ્કર હતું. તૈબરખાન આવતા પહેલાં ગઢમાંનું સૈન્ય તાબે થવું જોઇએ, એવો દુર્ગાદાસનો વિચાર હતો તેથી ચઢાણ ઉપર ચઢીને ગઢ ઉપર તોપોનો મારો ચલાવવાની તેણે રચના રચી ને દીલાવરખાનને સંદેશો મોકલ્યો.

તૈબરખાન જોરાવર સૈન્ય લઇ જોધપુર આવે છે એવા સમાચાર દીલાવરખાનને મળ્યા હતા, અને તે સૈન્ય રાત્રિ પડતાં પહેલાં આવી પહોંચશે એવી

વકી હતી; તેથી તેટલો વખત ગઢ શત્રુને કબજે જતાં અટકાવવાની તેની મતલબ હતી. તોપણુ ગઢ કબજે આપવાનો સંકેત આવ્યો જોઇ તેણે કિલ્લા ઉપરથી કહ્યું કે આ ગઢમાં હું મરતા સુધી લઢીશ; પણ એક બળવાખોર મારવાડીને આ કિલ્લો કબજે સોંપીશ નહિ; એટલુંજ નહિ, પણ આજસુધી મહાસિંગને અને તેના કુટુંબને કેદીતરીકે રાખ્યાં હતાં, તેમને આજે તમારી સમક્ષ ફાંસીએ લટકાવું છું. આ સાંભળી દુર્ગાદાસના ખેપીઆએ કહ્યું કે, ત્યારે તો દુર્ગાદાસે કહાવ્યું છે કે જો મહાસિંગનો કે તેના કુટુંબનો એક વાળ વાંકો થશે તો જે મુસલમાનો કેદીતરીકે આજે અમારા કબજામાં છે, તેમાંનો એક પણ જીવતો રહેશે નહિ. દીલાવરે કહ્યું કે અમે તમારા એવા ડરથી ડરવાના નથી. તૈબરખાન આવે છે; તે આવેથી તમો સર્વેની અમો ખબર લઇશું. રાજયદ્રોહી સાથે અમે કોઇ જાતનો સંબંધ રાખવા ઇચ્છતા નથી; માટે તમો પાછા જાઓ, ગઢની આશા મૂકો; નહિ તો મહાસિંગ ફાંસીએ લટકયા જાણજો. એવામાં તેની પાછળથી કોઇ દગાખોર મુસલમાને દુર્ગાદાસ ઉપર ગોળી તાકી, પણ લગાર ઉંચેથી ચાલી ગઈ, સઘળા રજપૂતો દગો સમજી સજ્જ થયા ને બંદુક—તીર છૂટવા માંડયાં. તોપોના ધડાકા થવા માંડયા. કિલ્લાની ભીંતો ધણુધણીને પડવા લાગી. હવે દીલાવર સમજ્યો કે આપણે તાબે થવાનો વખત નજીક આવ્યો; તેથી તેણે મહાસિંગને પકડી મંગાવ્યા. ગળામાં દોરી ભેરવેલી હતી. ગાળો ખેંચવા જેટલી વાર હતી. દીલાવરે કહ્યું કે, જુઓ તમારા મહાસિંગ લટકે છે. તમે પાછા જાઓ, નહિ તો એ મુવા જાણજો. ગઢ દુર્ગાદાસના તાબામાં આવવાની અણી ઉપર હતો. તેવે વખતે એણે મહાસિંગની આ સ્થિતિ જોઇ. તે થોભ્યો. તેનાં માણસોને અટકાવ્યાં; પણ તેજ ક્ષણે મહાસિંગ બોલી ઉઠયા કે, વિજયી દુર્ગાદાસ! મારવાડને સ્વતંત્રતા મળવાની આડે મારા દેહને લાવશો નહિ. મરવું એકવાર છે. મોડા કે વહેલા મરવું તો છેજ. તેમાં હું તો હવે મરવાની હદ ઉપર આવેલો છું. તેને મારવાડને મળતી સ્વતંત્રતા અટકાવીને જીવવું શા કામનું છે! માટે આવો. થોભશો નહિ. મારૂં ગમે તે થાઓ તેની તમે દરકાર રાખશો નહિ. મારવાડને માટે રણમાં મરવું તેના જેવુંજ મારૂં આ મરણ હું લેખું છું, માટે ડરશો નહિ. આ સાંભળતાંજ દીલાવર બોલી ઉઠયો કે એને ફાંસી દો. આ વાક્ય સાંભળતાંજ માનસિંગ ને ગંભીર મહાસિંગજી તરફ જવાને જુસ્સાબંધ દીવાલ ઉપર ચઢવા લાગ્યા. ફાંસી ખેંચનારનો

હાથ અટક્યો. તે સમજ્યો કે મારો સરદાર અવિચારી હુકમ આપે છે, તેથી તથા વખતે મહાસિંગને છોડવવાને રજપુતો આવી પહોંચશે, તો પછી મુશ્કેલી પડવાની. એ દેહેશતથી તેમનો રખવાળ તેમને પાછો બંધીખાનામાં લઈ ગયો.

આ તરફ લડાઇ જોસબંધ ચાલી. હથીઆરો ઉછળ્યાં, બંદુકો ને તોપોના ધડાકા ને ભડાકા થવા માંડયા, ને તીરનો વરસાદ વરસ્યો. બંને બાજુ જુસ્સાથી લડતી હતી; તેવામાં દીલાવરખાન ઘાયલ થયો. તેણે સલાહનું કહેણુ ચલાવ્યું. દુર્ગાદાસે કહ્યું કે મહાસિંગ, તેમનું કુટુંબ ને ગઢ હવાલે સોંપ્યા સિવાય અમે સલાહના બોલ સાંભળતા નથી. દીલાવરે કહ્યું કે, તમે નકામા અભિમાન કરો માં. અમે સલાહ માગતા નથી; પણ માત્ર તમને બે બોલ કહેવા છે, તે કહેતાં સુધી લઢાઇ બંધ રાખવા કહીએ છીએ. તમે જો પાછા નહિ વળો તો મહાસિંગ, તેમનું કુટુંબ અને બીજા સર્વ રજપૂત કેદીઓને ફાંસીએ લટકાવીશું. એટલુ બોલે છે એટલામાં તો સર્વ કેદીઓને ગળામાં ફાંસીનાં દોરડાં ઘાલી ગઢ ઉપર ઉભાં રાખ્યાં. તેજબા, મહાસિંગ, તેમની બહેન, લાલબા સર્વે રડતાં-કકળતાં ત્યાં ઉભાં હતાં. માત્ર મહાસિગ શાંતપણે તેમને ધીરજ દેતો હતો. દુર્ગાદાસે આ બનાવ જોઇ બૂમ પાડી કહ્યું કે, જો તેમનો વાળ વાંકો થશે તો ઇનાયતખાન આજ ક્ષણે નાશ પામશે. એમ બોલતામાં તો ઇનાયતખાનને લઇ જશકરણ ને કરણસિંગ હાજર થયા.

દુર્ગાદાસે ઇનાયતખાનને કહ્યું કે, ખાનસાહેબ ! રણક્ષેત્રમાં મેં મારી ઇચ્છા નહિ છતાં પણ તમારી જીંદગી બક્ષી હતી; પણ હું દીલગીર છું કે મારે તે ફરીને જોખમમાં નાખવી પડે છે; પણ તેની તમારાજ માણસો મને ફરજ પાડે છે. તમે ઉંચે જુઓ કે મહાસિંગને અને તેમના કુટુંબને ત્યાં કેવી સ્થિતિમાં રાખ્યાં છે. જો હું મારા દેશને દગો દઇ પાછો જાઉં તો એ તેમને જીવવા દે; પણ મારામાં શકિત છતાં હું શામાટે દગો દઉં ? માટે હું કહું છું કે જે ક્ષણે મહાસિંગ ફાંસીએ લટકશે તેજ ક્ષણે તમારાં ધડશીશ જૂદાં થશે. આ વચન સાંભળી દીલાવર ડર્યો. ઇનાયતખાનના કુટુંબને બાદશાહી દરબારમાં કેટલું વજન છે તે જાણતો હતો. વળી બાદશાહી લશ્કર જોધપુરની સહાયે લઇ આવનારનો સરદાર તૈબરખાન તેનોજ ભાઈ હતો, તેથી તે બોલ્યો કે ઇનાયતખાનને તમે લઇ જાઓ અને તમારૂં લશ્કર બોલાવી લ્યો તો મહાસિંગને તથા તેમનાં કુટુંબને પણ સલામત લઈ જવામાં આવશે;

અને સંધિ કરવા સંબંધમાં હું વિચાર કરી પાછળથી માણસ મોકલીશ. દુર્ગાદાસે કહ્યું કે હાલમાં તેમ કરવામાં આવશે, પણ સૂર્યાસ્ત થતાં સુધીમાં કિલ્લો કબજે સોંપવામાં નહિ આવે તો અમને ફરીને ગઢ ઉપર હુમલો લાવવાની જરૂર પડશે તથા ઇચ્છા નહિ છતાં નકામાં માણસોનો સંહાર કરવાની ફરજ પડશે.

દીલાવર સમજ્યો કે સાંજસુધીમાં તૈબરખાન આવી પહોંચશે. હવે રજપૂતો મારાથી ઠગાયા. એમ સમજી તેણે હા પાડી. દુર્ગાદાસ જાણતો હતો કે દીલાવરની મતલબ વખત ગાળવાની છે, પરંતુ ઉપરનો ઠરાવ કરતાં પહેલાં તૈબરખાન આવશે તેનું શું કરવું તે એણે નક્કી કરી રાખ્યું હતું; તેથી તેણે પોતાના લશ્કરને પાછું બોલાવી લીધું. આ પ્રમાણે હાથ આવેલો લાગ ગુમાવ્યો, એ વાત જયસિંગરાણાને ગમી તો નહિ, પણ તેને દુર્ગાદાસની વ્યૂહરચના ઉપર ને દીર્ઘ દૃષ્ટિ ઉપર ભરૂસો હતો, તેથી તે પોતાના સરદારના હુકમને તાબે થયો. દુર્ગાદાસે શહેરના રક્ષણાર્થે પૂરતાં માણસો રાખી બંદોબસ્ત કર્યો, રામસિંગ, રૂપસિંગ ને સોનિંગ–એમને શહેરના રક્ષણાર્થે રાખ્યા. આણી તરફ દીલાવરખાન છૂપીરીતે કિલ્લામાંથી નીકળી તૈબરખાનની શોધમાટે ગયો ને તૈબરખાનના લશ્કરના હરોલના ભાગને જઇ મળ્યો.

પાછલો પહોર દિવસ બાકી હતો; એ વખતે દુર્ગાદાસને જયસિંગજી મળ્યા. દુર્ગાદાસે કહ્યું કે રાણા સાહેબ! હવે આપણે ગઢના રખવાળોની સહાયે તૈબરખાન આવે છે, તેને રોકવાને જવું જોઇએ. બંને સૈન્ય એકત્ર થતાંપહેલાંજ તેમને રોકવા એવું મારા ધ્યાનમાં આવે છે. એ સૈન્ય લગભગ આવી પહોંચ્યું હશે. તૈબરખાને ત્રણ ભાગ પાડી પોતાનું લશ્કર વહેંચી નાખ્યું છે. એ ત્રણે ભાગ પણ એકઠા થાય તે પહેલાંજ આપણે દરેક ભાગને જૂદા જૂદા હરાવી શકીએ, એવો સંજોગ બને તો તે લાભકર્તા છે. નહિ તો એનું સર્વ સૈન્ય એકત્ર થયા પછી તેમને હરાવવા, એ આપણને ભારે થઇ પડશે. ઔરંગઝેબ ને મુરાદના એકત્ર લશ્કરને હરાવવાના લોભમાં જે ભૂલ અમારા જશવંતસિંગજી મહારાજાએ ઉજ્જેણના રણક્ષેત્રમાં કરી હતી, તેવી ભૂલ આ જગ્યાએ આપણે કરવી જોઇએ નહિ. તૈબરખાનનું સૈન્ય સિત્તેર હજાર છે. અને શહેરના રક્ષણાર્થ રાખ્યું છે તે જતાં આપણી પાસે ભાગ્યે પચીસ હજાર રહેશે. પણ જો એટલાવડે આપણને વિજય પ્રાપ્ત થયો તો પછી બાદશાહનો ભાર નથી કે આખા રાજસ્થાનમાં તેનો પગ ટકાવી શકે; માટે

આપણે સત્વર જવું જોઇએ. કિલ્લો મજબૂત છે ને તે જીતવામાં વખત ગુમાવવાથી કદાચ તૈબરખાનના ત્રણે ભાગ એકઠા મળી આવી પહોંચે તો ગઢમાંનું લશ્કર જોસપર આવે અને આપણું આખો દિવસ લઢીને થાકેલું સૈન્ય નિરાશ થાય આવા વિચારથી ગઢ જીતવાનું પડતું મૂકી તૈબરખાનનાં ત્રણે લશ્કરને છૂટાં છૂટાં હરાવવાં એજ બેહેતર છે. એમ ધારી ગઢવાળા સાથે મેં સંધી કરી છે. રાણાસાહેબની ખાત્રી થઇ કે દુર્ગાદાસે ભૂલ કરી નથી. એનો વિચાર બરાબર છે. એટલે તેમણે કહ્યું કે લશ્કર તો સર્વ તૈયારજ છે. હવે ઢીલ શાની છે ? આપ હુકમ આપો એટલે આ ચાલ્યા, એમ બોલી રાણા સાહેબ ઉઠયા. સર્વ સરદારોને આજ્ઞા કરી. નિશાનબંધ સર્વ સૈન્ય ગઢવાળા ન જાણે તેમ બહાર નીકળ્યું. શહેરબહાર આવીને લઢાઇની ગોઠવણીમાં સર્વ સૈન્ય ગોઠવી આગળ ચાલ્યા થોડે દૂર જઇ લઢાઇની જગ્યા પસંદ કરી. ગુલાબસિંગ અને માનસિંગને ઉત્તર તરફ ડુંગરાની ખોમાં ને જયસિંગજીને બીજી બાજુએ થોડું સૈન્ય આપી ઝાડીમાં રાખ્યા. મધ્યમાં પોતે રહ્યો ને એક બાજુએ તેજકરણ ને ગંભીર ને બીજી બાજુએ જશકરણને રાખ્યા, તથા પોતાના હુકમવગર કોઇએ ચું કે ચાં કરવી નહિ, એવી આજ્ઞા કરી.

થોડા વખતમાં તો ધૂળના ગોટેગોટ જણાવા લાગ્યા. હરોલ ગએલો કરણસિંગ ખબર લાવ્યો કે મુસલમાની સૈન્ય પાણીના પૂરની પેઠે ધસારાબંધ ચાલ્યું આવે છે. રજપૂતો ભેટવાને માટે તૈયારજ હતા; એટલે તેઓ આ સમાચારનીજ રાહ જોતા હતા, સામે આવનાર સૈન્ય તૈબરખાનના લશ્કરનો એક ભાગ હતો. તેનો સરદાર મહમદખાં હતો. મહમદખાંએ રજપૂત સૈન્ય સામું આવેલું જોઇ પોતાના લશ્કરને ઉભું રાખ્યું, તેનો વિચાર બાકીના બંને ભાગ આવતાં સુધી રાહ જોવાનો હતો; પણ આ વખતે ગઢમાંથી નાસી આવેલો દીલાવરખાન તેને સલાહ આપવા લાગ્યો કે, આ પ્રમાણે તમે અહિં ખોટી થશો અને બાકીનું સૈન્ય તો કોણ જાણે ક્યારેય આવશે ને સંધ્યાકાળે તો રજપૂતો કિલ્લો કબજે લેશે; પછી તમે કોની સહાયે જશો ? અને એકવાર કિલ્લો કબજે લીધા પછી પાછો જીતી લેવો, તેમને તો શું પણ બાદશાહ પંડને ભારી પડશે. વળી રજપૂત સૈન્ય આખો દિવસ લઢીને થાકેલું છે. તેમને તમારા તાજા સૈન્યને હરાવતાં વાર લાગશે નહિ. આવો સોના જેવો લાભ તમે ગુમાવશો તો તમને ઉલટો ઠપકો

મળશે. રજપૂતસૈન્ય કાંઇ ઘણું નથી, માટે આજ વખતે એકદમ લઢાઇ કરવી, એવી મારી સલાહ છે; પછી માનવી ન માનવી આપની ઇચ્છા. મહમદખાં દીલાવરની સલાહને તાબે થયો, લશ્કરને લઢાઇની વ્યવસ્થા પ્રમાણે ગોઠવી લઢવાની આજ્ઞા આપી. રજપૂતો મુસલમાનોના હુમલાની રાહ જોતા ઉભા હતા. એ સ્થિર સ્થભોની ઉપર દીન દીન કરતા તૂટી પડયા. દીલાવરખાન એક બાજુએ અને મહમદખાં એક બાજુએ એમ આગળ ધસ્યા. મુસલમાનો આવેલા જોઈ રજપૂતો લગાર પાછા હઠયા કે પડખે ઝાડીમાં રહેલા સૈન્યને પાછળથી ઘેરી લેતાં સુલભ પડે તથા મુસલમાનોને નાસવાનો લાગ ન મળે. હવે દુર્ગાદાસે નાગી તલવારે સવારોને મુસલમાનો ઉપર ધસી જવાની આજ્ઞા આપી. પોતે સૌને મોખરે હતો. મારો મારોના પોકાર પડી રહ્યા. મડદાના ઢગલા પડવા લાગ્યા. લોહીની સેરો છૂટવા લાગી. એક તરફ દીન દીન અને બીજી તરફ હર હર મહાદેવના પોકાર થતા હતા. મહમદખાં અને દીલાવરખાન બહાદૂરીથી ધસી આવી પોતાના દાખલાથી લશ્કરને ઉશ્કેરવા લાગ્યા. રજપૂતો મરણીઆ થઇ કૂદી પડયા. મરવું કે મારવું, જીતવું કે રણમાં મરી સ્વર્ગે જવું એજ તેમનો વિચાર હતો; એવામાં દુર્ગાદાસે કહ્યું કે ભાઇઓ ! મારો, ધસો પણ પીઠ બતાવશો માં. પીઠ બતાવી ભાગવાનીજ ના નથી. શહેરમાં ઘેરાઇને ભૂખે મરશો તે કરતાં શત્રુને મારતા મરવું કે સ્વર્ગ મળે. મરવું એકવાર છે; મોડું કે વહેલું મરવું તો છેજ ત્યારે આપણી ભૂમાતાને સ્વતંત્ર કરવાને રણક્ષેત્રમાં લઢતાં કાં ન મરવું? મારવાડને સ્વતંત્ર કરવાનેજ આપણે લઢવા ઉઠયા છીએ. જો આ વખત હાર્યા તો આપણા ઉપર મુસલમાની રાજ્યની જબરી બેડી ચોટવાની; પછી તે તૂટવી મૂશ્કેલ છે. જો એ બેડી તોડવી હોય, તમારી સ્ત્રીઓ, દીકરીઓ ને બહેનોની આબરૂ લૂંટાતી બચાવવી હોય, આપણા વડવાઓએ મેળવેલી કીર્તિ સાચવી રાખવી હોય તો મારો મારો ને દુશ્મનને હઠાવો. આ શબ્દ સાંભળતાં સઘળાનાં રોમ ઉભાં થયાં. ભાલા ને તલવારો ઝપાટાબંધ પોતાનું કામ કરવા લાગી. કરણસિંગ દીલાવરને ખોળતો તેના ઉપર ધસી ગયો ને એકજ ઝટકે તેનું માથું ઉરાડી મૂક્યું. એવામાં દુર્ગાદાસની સંજ્ઞાથી માનસિંગ, ગુલાબસિંગ ને જયસિંગ ઝાડીમાંથી નીકળી આવ્યા. મુસલમાનો ઉપર આગળથી ને પાછળથી બે મારા શરૂ થયા; એટલે આગળના પાછળ ને પાછ-

ળના આગળ એમ નાસવા લાગ્યાથી લશ્કરમાં ભંગાણુ પડયું. મહમદખાં સમજ્યો કે હવે ઉગરવાનો આરો નથી. માનસિંગ તેના સામો આવી પહોંચ્યો. મહમદખાં ઘાયલ થયો. તેનો ઘોડો મરાયો ને તેણે સલાહનો વાવટો ઉંચો કર્યો. હજુ લડાઇ બંધ પડી નહોતી. મારામારીના તાનમાં ને મદમાં કોઇ કાંઇ ભાળતું નહોતું. મહમદખાં માનસિંગને શરણ થયો. તેણે તેની તલવાર પાછી આપી; મહમદખાંએ તેમના સરદાર પાસે લઇ જવાની તેને અરજ કરી.

આ તરફ કરણુસિંગ જોરાવરખાનનું માથું ભાલામાં ભરાવી પોતાના સરદાર તરફ જતો હતો, તેને મહમદખાંએ દીઠો, તેથી તે માનસિંગને કહેવા લાગ્યો કે જો તમારો સરદાર પણ આવોજ હોય તો તેવાને શરણુ થવા કરતાં મરવું બેહેતર છે. માનસિંગે કહ્યું કે નહિ સાહેબ ! જો નિર્દયતારૂપી ભૂત હોય, તો તે અમારા સૈન્યમાં કોઇના હૃદયમા નથી. જ્યારે એ ભૂતને કોઇ જગ્યાએ વાસો ન મળ્યો, ત્યારે તે કરણુસિંગના હૃદયમાં જઇ ભરાયું છે. મારો સરદાર તો સાક્ષાત્ દયાની મૂર્તિ છે. જુઓ તે પેલા રહ્યા, એમ કહી દુર્ગાદાસ તરફ આંગળી કરી.

દુર્ગાદાસ પણુ લોહીથી ખરડાએલો હતો. તેનું શરીર અને કપડાં, ભાલો ને તલવાર સર્વ લોહીમય થયાં હતાં. આ પ્રમાણે દુર્ગાદાસ જો કે રક્તમય હતો, તથાપિ તેની આંખમાં અમી હતી. તેણે કરણુસિંગને દીઠો કે તેને કહ્યું, બહાદુર ઠાકોર! રણુક્ષેત્રમા બહાદુરી બતાવી એ જેવી તમારા નામને જેબ આપે છે, તેવી મડદા ઉપર દાખવવાથી આપનાર નથી. કરણુસિંગ બોલ્યો કે, સાહેબ ! આપનો દૈવી ગુણુ અમારામાં કયાંથી લાવીએ ? હું તો માણુસ છું. એણે આપણા દેશ ઉપર એટલો કેર વર્તાવ્યો છે કે એના ચામડાના તો જોડા સીવીએ તો તે પણુ થોડું છે. એમ બોલી તે લઢાઇમાં ધુસ્યો. હજુ લડાઇ બંધ પડી નહોતી. મહમદખાંએ પોતાના માણુસોને મરતાં જોઇ માનસિંગને કહ્યું કે, ઠાકોર! મને તમારા સરદાર પાસે જલદી લઇ જાઓ. એમ બોલતાં બોલતાં બંને જણા દુર્ગાદાસ નજીક આવ્યા.

દુર્ગાદાસે મહમદખાંને નજીક આવતો જોઇ અને તેનો પોશાક તથા દેખાવ જોઇ તેને મુસલમાની સૈન્યાધિપ સમજ્યો, એટલે તેણે સલામ કરી. મહમદખાંએ પોતાની તલવાર તેના તરફ લંબાવી પણુ તેનું હૈયું ભરાયાથી " શરણુાગત " એવો ઉચ્ચાર ન થયો; પણુ દુર્ગાદાસ તે સમજ્યો, તેથી તેણે ખૂમ મારી

લડાઇ બંધ રખાવીને કહ્યું કે, ભાઇઓ ! પ્રભુએ આપણને જય આપ્યો છે. હવે થોડીવાર તે પ્રભુનો પાડ માની મડદાને ઠેકાણે પાડો અને ઘાયલોની બરદાસ્ત થવા શહેરમાં મોકલી દો. આ હુકમ સાંભળી સર્વ શાંત પડી ગયા. એક પળ પહેલાં જ્યાં તલવારો ને ભાલા ઉછળતા હતા, દીન દીન ને હર હરના પોકાર પડતા હતા, મારો મારો વગર એક પણ બીજો શબ્દ સંભળાતો નહોતો ત્યાં હમણાં બધા શાંત થયા. લગાર પણ અવાજ આવતો નહોતો. માત્ર ઘાયલ થએલાં મુડદાં નીચે દબાયાથી અને સજીવ મનુષ્ય તેમના ઉપર ચાલી જતા હોવાથી, તેમના કરુણામય અવાજ સિવાય કાંઇ સંભળાતું નહોતું. મહમદખાંના હુકમથી સર્વ મુસલમાની સૈન્યે હથિયાર મૂક્યાં. દુર્ગાદાસે મહમદ ખાંની તલવાર પાછી આપી કહ્યું કે, ખાનસાહેબ ! બાદશાહે વગર કારણે અમારો દેશ લઇ લીધો છે; એટલું જ નહિ પણ તેના નામથી તેના અમલદારોએ અમારા ઉપર બેસીતમ જુલમ ગુજાર્યો છે, તે સહન ન થયાથી, અમે અમારા દેશને છોડવવાને હથિયાર પકડયાં છે; એવા દેશાભિમાનીઓની સામા હવે આ તલવાર નહિ ઉચકો એવી આશા છે. મહમદખાંએ શરમાઇને નીચું જોયું. દુર્ગાદાસે ગંભીરને મહમદખાંની બરદાસ્ત લેવાનું સોંપી તેમને શહેરમાં રવાના કર્યા; કેમકે તૈબરખાનનું લશ્કર હવે નજીક આવી પહોંચવાનો સંભવ હતો. તેમના સામા થવાની ગોઠવણી દુર્ગાદાસને કરવાની હતી. મહમદખાં ગયા પછી થોડીજ વારમાં તૈબરખાનનું લશ્કર નજરે પડયું.

આણી તરફ તૈબરખાનને જે સમાચાર મળ્યા હતા, તે સમાચારે રજપૂતોની તલવારો ન કરે તેવું કામ કર્યું. તેણે જે બાતમીદારો હરોલમાં મોકલ્યા હતા, તે ખબર લાવ્યા કે શહેર બહાર અહિંથી થોડે દૂર મુસલમાનોના ઢગલા પડેલા છે. કેટલાક ઘાયલોને પણ બૂમો પાડતા અમે સાંભળ્યા છે, તેમાંના એક ઘાયલે કહ્યું કે દુર્ગાદાસે આપણા સૈન્યની ખાખાવીખી કરી નાખી છે. મહમદખાં ઘાયલ થઇ શરણ થયો છે ને કિલ્લાનો સરદાર દીલાવર માર્યો ગયો છે. રજપૂત સૈન્ય અસંખ્યાત છે, એવામાં મહમદખાંના લશ્કરમાંથી નાસી આવેલા કેટલાક સિપાઇઓએ આવીને એ વાતને ટેકો આપ્યો. તેણે કહ્યું કે દીલાવરખાંએ મહમદખાં સાથે વાત કરી તે વખતે હું ત્યાં હતો, તેથી જણાય છે કે ગઢ પણ રજપૂતોએ જીત્યો છે અને ઇનાયતખાન કેદ પકડાયો છે. કેટલાક કાયરોએ તો વાત વધારીને કહ્યું કે, સાહેબ !

મહમદખાં ને અકબરખાન બંને સરદારોનાં સૈન્ય હારીને શરણ થયાં છે. રજપૂત સૈન્ય પારવિનાનું છે; પણ દુર્ગાદાસે સૈન્યરચના એવી રચી છે કે તેની સંખ્યા થોડી જણાય અને આપણે ભૂલાવામાં પડી ફસાઇએ. ઉદેપુરવાળા પણ રાઠોડોની મદદે પોતાનું બળવાન સૈન્ય લઇ આવેલા છે. મહારાણા જયસિંગજીને ભીમની માફક લઢતાં મેં મારી નજરે જોયા છે. આ સર્વ સમાચારથી તૈબરખાન ડર્યો. તેના લશ્કરના પણ હાંજા નરમ પડયા. તેઓ મરણ પાસે આવેલું જોઇ થરથરવા લાગ્યા. તૈબરખાને જોયું કે શરણ થવા કરતાં પાછા ફરી સલામત જગ્યાએ જઇ નવી મદદ આવતાં સુધી રાહ જોવામાં ડહાપણ છે. લઢીને તાબે થવું તે કરતાં પાછા ફરી સલામત જગ્યાએ જવું એ સારૂં છે, તેથી તેણે પોતાના સૈન્યને પાછા ફરવાનો હુકમ કર્યો.

દુર્ગાદાસે મુસલમાની લશ્કરને પાછું ફરતું જોયું, એટલે ગુલાબસિંગ અને જયસિંગજીને પડખાપર રહી મુસલમાની સૈન્ય રોકવાને સવારો આપી મોકલ્યા. એક બાજુથી તીરને બંદુકોના ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો ને સામેથી દુર્ગાદાસ પંડે થોડા સવારો લઇ ખુલ્લી તલવારે ધસી ગયો. હવે મુસલમાની સૈન્ય ગભરાટમાં પડ્યું. જે પ્રથમ ધીરે ધીરે ચાલતું હતું તે હવે ભાર ઓછો કરવાને હથિયારો ફેંકી દઇ જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા. તૈબરખાનના હુકમની કોઇ દરકાર રાખતું નહિ. સર્વે ભયભીત થઇ ભાગવા લાગ્યા, હવે સલાહ વગર છૂટકો નથી, એમ તૈબરખાનને જણાયું. ચારે બાજુ લશ્કર ઘેરાઇને મરવા લાગ્યું ને મડદાંના ઢગલા પડવા લાગ્યા, એટલે તેણે સલાહનું કહેણ મોકલ્યું. તેણે કહાવ્યું કે બાદશાહી વાવટો અમારા સ્વાધીનમાં રહેવા દેવો, તથા અમને અને અમારાં માણસોને સલામત તાકીદે અજમેર જવા દેવાં એ શરતે અમે અમારાં હથિયાર છોડવાને તૈયાર છીએ. દુર્ગાદાસે કહ્યું કે આ અને પહેલાંની લઢાઇઓમાં જેટલા મુસલમાન સરદારો કેદ પકડયા છે, તેટલા રજપૂત સરદારો જે બાદશાહ પાસે કેદમાં છે ને જેનાં નામ અમે આપીએ તેટલાનો તાબડતોબ બદલો કરવો તથા જે સિપાઇઓ હમણાં અમારે શરણ થાય તેમણે કુરાનના સોગન ખાઇ અમારા સામા ફરીને નહિ લઢવાની પ્રતિજ્ઞા લેવી, એ શરતે તમારી બોલી અમે કબૂલ કરીએ છીએ. તૈબરખાને તે શરત કબૂલ કરી પોતાના સૈન્યને વગરકારણે મરતું બચાવવાને સંધિ કરી. હથિયાર મૂકયાં એટલે તેનું લશ્કર પણ હથિયાર છોડી શરણ

થયું. દુર્ગાદાસે તૈબરખાનની તલવાર પાછી આપી અને તેમને તથા બીજા સરદારોને રામસિંગના સ્વાધીનમાં સોંપી તેમને માન સાથે જોધપુર શહેરમાં મોકલ્યા. બાકીના મુસલમાની સૈન્યને કુરાનના સોગન આપી થોડાં માણસની રખવાળી નીચે માનસિંગની સાથે પાસેના ગઢમાં મોકલ્યા; અને પોતે તથા જયસિંગજી અકબરખાન જે મુસલમાની સૈન્યનો ત્રીજો ભાગ લઇ આવતો હતો, તેની ખબર લેવાને સામા ચાલ્યા.

ગંભિરસિંગની સાથે મહમદખાં શહેરમાં ચાલ્યો તેને રાજ્યમહેલના એક ભાગમાં ઉતારો આપવાનો હતો, ત્યાં લાવી ઉતારો આપ્યા પછી ગંભિરસિંગે એક તરફી વાળંદને બોલાવી મહમદખાંને થએલા જખમો ઉપર પાટા બંધાવ્યા. એવામાં દુર્ગાદાસ તરફથી સમાચાર આવ્યા કે તૈબરખાન શરણે આવ્યો છે. તે પછી થોડીવારે રામસિંગની સાથે તૈબરખાન પણ મહેલમાં દાખલ થયો. માત્ર મહમદખાંએ ઉદાસચહેરે પોતાનો હાથ લંબાવ્યો. તૈબરખાને કહ્યું કે તમારે ઉદાસ થવાનું કારણ નથી. તમારા આ જખમોજ કહી આપે છે કે તમે તમારો ધર્મ બજાવ્યો છે; પણ નસીબે તમને યારી આપી નહિ, તેમાં તમારો વાંક નથી; પરંતુ એક પણ જખમ ખાધા વગર હું શરણ થયો છું. હું આપણા અજીત્ય બાદશાહને શું મોં બતાવીશ ? હું મારો જીવ બચાવાને નહિ, પણ મારા બહાદૂર ને મારાપરની ભક્તિભાવવાળા સિપાઇઓની ખાતર શરણ થયો છું. મેં જોયું કે આ રજપૂતસૈન્ય કાંઇ (ઐહિક) માણસનું નહિ, પણ દૈવી માણસોનું છે. તેમના સમા લઢીને મારા શૂરા પહેલવાનો નકામા કપાઇ મરશે, ગમે તેવા બળવાન સૈન્યવડે પણ તેમને જીતાય એવું નથી, ત્યારે ચારે તરફ ઘેરાયલા મારા સૈન્યને શામાટે કપાઈ મરવા દેવા ? એવા વિચારથી શરણ થયો.

આ વાતો ચાલતી હતી, તે સમયે ગંભીર પોતાના સરદારની પડખે જવાને ઉતાવળો થયો. તેણે મહમદખાંની બરદાસ્ત લેવાનું કામ રામસિંગને સોંપ્યું ને મહમદખાંની રજા માગી. મહમદખાંએ કહ્યું કે ફરી મળતાં સુધી સલામ. તમે મારા શત્રુ જેવી નહિ પણ ભાઇ જેવી વર્તણુક ચલાવી છે. ગંભીર બોલ્યો કે સાહેબ ! અમે અમારા સરદારનો દાખલો લઇએ છીએ; કે જે સરદાર સર્વ માણસજાતનો મિત્ર છે. એ કેવા દૈવીગુણનો છે તેનો તમને અનુભવ થશે ત્યારે તમારી ખાત્રી થશે. આ સાંભળી તૈબરખાન તેના તરફ સાનંદાશ્ચર્યથી જોવા લાગ્યો. ને બોલ્યો કે અરે ! ભાઇ તું કોણ છે ? આટલો બાળક

છતાં આવાં અનુભવીવૃદ્ધ જેવાં વાકયો બોલે છે ! તેણે કહ્યું કે સાહેબ ! મારૂં નામ ગંભિરસિંગ છે. એથી તે વધારે આશ્ચર્ય પામીને બોલ્યો કે ત્યારે સોજીતના કિલ્લા ઉપર પ્રથમ ચઢનાર તે તમેજ હતા કે શું? ગંભીરે નીચું જોયું; પણ માનથી તેનું મન ઉભરાઇ ગયું. તેના કરેલા પ્રરાક્રમની બૂજ કરીને તેના સરદારે તેને ઠાકોર બનાવ્યો હતો, પણ તેના પરાક્રમની કિંમત તેના દુશ્મનોમાં પણ થએલી જોઇ તેનું હૈયું પ્રફુલ્લિત થયું. તેણે નરમાશથી સલામ કરી કહ્યું કે, હાજી તે હુંજ છું અને તેજ જગ્યાએ મારા સરદારે મને ઠાકોર બનાવ્યો છે; અને પોતાના નાનાભાઈતરીકે સ્વીકાર્યો છે. આ સાંભળી તૈબરખાન સાનંદાશ્ચર્યથી બોલ્યો કે જ્યાં મારવાડનાં બાળકો પણ આવાં છે, ત્યાં આખી પ્રજા લઢવાને ઉઠી એટલે આપણા લશ્કરનો શો આશરો ?

મહમદખાં બોલ્યો કે આવું સાંભળતાં આપણને હાર્યાનું દુઃખ લાગતું નથી;કેમકે આપણે જાણીએ છીએ કે આપણે અજીત્ય સૈન્યના નાયકને શરણે આવ્યા છીએ. જ્યાં નાનાં બાળકો આવાં શૂરાં છે, અને મરદો બળવાન હોઇ પોતાના સરદારો ઉપર ફીદા થએલા છે, ત્યાં આ દેશ આપણાથી કેમ સાચવી શકાય ? અરે ! આ દેશની સ્ત્રીઓજ કેવી છે ? જ્યારે દુર્ગાદાસના ઘર ઉપર સમશેરખાંએ સૈન્ય મોકલ્યું, ત્યારે દુર્ગાદાસની વૃદ્ધ માતાએ દુર્ગાદાસનો જે બચાવ જેવી દઢતાથી કર્યો તે મેં જાતે જોયો છે; પણ એ વૃદ્ધ માજીનું એ દુષ્ટ સમશેરખાંએ ખૂન કર્યું.

આ સાંભળી ગંભીર ગુસ્સામાં બોલી ઉઠયો કે, અરે ! તમારી અમીરતાને ધિક્કાર છે ! જો તમે સમશેરખાંનું એ ઘાતકી કામ જોઇ રહ્યા હતા, એમ હોય તો સાહેબ ! આ ઘરમાંથી આપ સીધાવો ને આપના સિપાઇઓને રાખ્યા છે ત્યાં કે બીજી કોઇ જગ્યાએ પધારો; અને પોતાની માતાનું ખૂન થએલું જોનાર રૂપે તમે દુર્ગાદાસને હવે મોં બતાવશો નહિ. એ પ્રમાણે બાળક ને નરમ સ્વભાવના ગંભીરને, હુકમ કરનાર ગુસ્સાવાળો સરદાર બનેલો જોઇ, સર્વ ચકિત થયા. આ જોઇ તૈબરખાન પણ આભોજ બની ગયો.

મહમદખાંએ પોતાનો હાથ લંબાવી તેનો હાથ પકડયો ને કહ્યું કે, ભાઇ ગંભીર ! હું સોગન ખાઇને કહું છું કે મેં જો સમશેરખાંને માજીનો ઘાત કરતાં જોયો હોત, તો તેજ ક્ષણે આ તલવાર તેના પેટમાં ખોસી હોત. મેં તો તે પહેલાં વૃદ્ધ માજીને જોયાં હતાં; અને તે વખત મેં રહેમદિલ બતાવ્યું, એવું

સમશેરખાંને લાગ્યાથી તેણે મને સોજીત મોકલ્યો. ત્યાંના સરદાર સાથે અને કજીઆ થવાથી કંટાળીને હું દિલ્હી ગયો. ગંભીરે કહ્યું કે અરે ! ત્યારે તો તમે તેજ મહમદખાં કે જેણે મારાં વૃદ્ધ માજી સાથે માનભરી વર્તણુક ચલાવી હતી; અને જો તેમ હોય તો મેં તમારાપર વિના કારણુ ગુસ્સો કર્યો તે માટે હું તમારી માફ માગું છું. મહમદખાંએ કહ્યું કે માફ માગવાની કાંઇ જરૂર નથી. હું તેજ મહમદખાં છું, સોજીતથી હું દિલ્હી ગયો ત્યારે કેટલાક બોલવા લાગ્યા કે હું દુર્ગાદાસની તરફેણુમાં અને રાજ્યદ્રોહી છું. બાદશાહે તે ઉપરથી મને મારી રાજ્યભક્તિ સાબીત કરી આપવાને દુર્ગાદાસની સામા તૈમરખાનના હાથ નીચે મોકલ્યો. જો હું ના આવું તો રાજ્યદ્રોહી ઠરૂં. હું જો કે દુર્ગાદાસને માન આપું છું, તથાપિ એને બળવાખોરતરીકે લેખું છું અને તેથીજ બાદશાહે કરેલી નિમણુક મેં કબૂલ કરી; નહિ તો હું મારવાડમાં ફરીને લઢવા આવત નહિ. એ સાંભળી ગંભીરે કહ્યું કે, ખાનસાહેબ ! એથી હું બહુ ખુશી થયો. મારો સરદાર મને હમેશાં કહે છે કે કાંઇ બધા મુસલમાન સરખા નથી. તેમાં પણુ પ્રમાણિક, દયાળુ ને ખરા વીર પુરુષો છે; અને તે તમે આજે મને પુરવાર કરી આપ્યું છે. જ્યારે દુર્ગાદાસ જાણુશે કે મને શરણુ થનારામાં એક એવો છે કે જેણે મારી માની સાથે માનભરી વર્તણુક ચલાવી હતી; ત્યારે તેને ભેટીને તે કેટલો ખુશી થશે ? એમનાં માતુશ્રીના મોતથી થતી દિલગીરીમાં અને તેથી મુસલમાનો ઉપર ઉપજતા ગુસ્સામાં કેટલો ઘટાડો થશે ? પણુ આ વાત હું એમને હમણાં કહેનાર નથી. એમની મેળે એ અહિં આવીને તમને મળશે ત્યારે જાણુશે, એમ બોલી તેણે રામસિંગને મહમદખાંની સુપ્રત કરી. પછી તે ઘોડેસ્વાર થઇ દુર્ગાદાસ પાસે જવાને ઘોડો કૂદાવતો ચાલ્યો. એવામાં માર્ગમાં માનસિંગ ને તેના સવારો મળ્યા. માનસિંગે ગંભીરને કહ્યું કે, ઠીક થયું કે આપણે મળ્યા. ચાલો હવે આપણે ગઢ તાબે લેવાની માગણી કરવાને જઇએ છીએ. અકબરશાહ ને તેનું સૈન્ય પણુ શરણે આવ્યું છે.

અકબરશાહ એ ઔરંગઝેબ બાદશાહનો સૌથી નાનો શાહજાદો હતો. બાદશાહની એનાપર પ્રીતિ હતી; પરંતુ બાદશાહ બહુ અવિશ્વાસુ હતો. એને કોઇના ઉપર વિશ્વાસ નહોતો. સરદાર ઉપર, પુત્ર ઉપર કે કોઇ ઉપર વિશ્વાસ નહોતો. જેણે જેવું કર્યું હોય તેવું તે બધાને દેખે. પોતાના

બાપને કેદ કરીને અને ભાઈભત્રીજાને મારી નાખીને પોતે રાજ્ય મેળવ્યું હતું; તેથી તે ધારતો હતો કે મારા છોકરા ને સરદારો મારી પણ એજ વલે કરે. 'જેની આંખમાં કમળો હોય તે સર્વત્ર પીળું પીળું દેખે' એ કહેવત આલમગીરે ખરી કરી આપી. તે સર્વત્ર દગોજ દેખતો હતો, તેથી કોઇ પણ સ્થળે સૈન્ય મોકલે તો તે સૈન્યના સરદાર ઉપર દેખરેખ રાખવાને ખાતમીદાર મૂકયા વગર તે રહેતો નહિ. અકબરશાહને પણ તૈબરખાન ઉપર ખાતમીદાર-તરીકે બાદશાહે મોકલ્યો હતો; પણ એ બંને વચ્ચે ધાડો સ્નેહ બંધાયો હતો. અકબરશાહને અંદરખાનેથી ખાતમીદારતરીકે મોકલ્યો હતો; તોપણ દેખીતો તૈબરખાનના હાથ નીચે સરદારતરીકે નિમ્યો હતો. અનુભવી સરદારના હાથ નીચે લશ્કરી તાલીમ આપવાની દેખીતી મતલબ હતી.

એ અકબરશાહ પાસે વીસ હજાર માણસનું સૈન્ય હતું. દુર્ગાદાસે એ સૈન્યને આવતું દીઠું કે પોતાનાં બે માણસોને ઇનાયતખાન, તૈબરખાન ને મહમદખાનના જીતી લીધેલા વાવટા સાથે તાબે થવાના કહેણ સાથે મોકલ્યા. તેમણે અકબરને એ વાવટા બતાવી દુર્ગાદાસનું કહેણ કહ્યું. તેઓ બોલ્યા કે, જોધપુર કબજે થયું છે અને આ ત્રણે સરદારો કેદ પકડાયા છે, દીલાવરખાન માર્યો ગયો છે અને સઘળું મુસલમાની સૈન્ય હથિયાર છોડી શરણ થયું છે તથા અમારા સરદાર દુર્ગાદાસે આપને પણ શરણ થવાનું કહાવ્યું છે. શરણ થએલા બાદશાહી વાવટા જોઇ, એ સંદેશાવિષે અકબરને કાંઈપણ અંદેશો રહ્યો નહિ. તેણે ધાર્યું કે જ્યાં પચાસ હજાર સૈન્ય શરણ થયુ અને મુખ્ય સરદાર તાબે થયો, ત્યાં આ વીસ હજાર માણસનુ શું ગજું છે કે નકામા લઢી તેમનો નાશ કરાવવો ? આમ વિચારી તે પણ શરણ થવાને તૈયાર થયો. તે પોતાના હથિયાર ને વાવટો લઇ દુર્ગાદાસની સન્મુખ આવ્યો. તેણે પોતાની તલવાર દુર્ગાદાસ આગળ ધરી, તે દુર્ગાદાસે પાછી આપી; એટલે સર્વ લશ્કર પણ પોતાનાં હથિયાર મૂકી શરણ થયું.

દુર્ગાદાસ મહાસિંગને બંધનમુક્ત કરવા બહુ આતુર હોવાથી તેણે માનસિંગને થોડાં માણસો આપી ગઢ તાબે લેવાની માગણી કરવાને આગળ મોકલ્યો. માનસિંગ શહેરમાં આવતો હતો ત્યાં માર્ગમાં ગંભીર મળ્યો એટલે બંને જણા ગઢની માગણી કરવા ચાલ્યા. આ વખત ચંદ્રોદય થયો હતો. માનસિંગે માણસ મોકલી કિલ્લેદારને ગઢ તાબે કરવા કહાવ્યું. હવે કિલ્લેદાર ગભરાયો તેણે જાણ્યું કે

એક તો સંધિ છતાં દીલાવરને નાસી જવા દીધો ને બીજું સૂર્યાસ્ત થઇ ગયો, તોપણ સંધિ પ્રમાણે ગઢ તાબે કર્યો નહિ; તેથી દુર્ગાદાસ આ સર્વ લશ્કરનો ને મારો પણ નાશ કરશે. આ વિચારથી ગઢ ઉપર આવી શરણે થવાની તેની છાતી ચાલી નહિ, તેથી તે મહાસિંગ પાસે ગયો. મહાસિંગે જાણ્યું કે વળી આ મરણની જગ્યાએ લઈ જવાને આવ્યો હશે; પણ એટલામાં કિલ્લેદાર બોલ્યો કે ઠાકોર સાહેબ, મેં તમારો પ્રાણ બચાવ્યો છે. દીલાવરે દોરી ખેંચવાનો હુકમ કર્યો તે સમયે એનો હુકમ અમાન્ય કરી મેં આપને બચાવ્યા છે, તો આપ મારી ખાતર આ વખતે કિલ્લા ઉપર આવી રજપુતસરદારને આ સૈન્યનો પ્રાણ બચાવવા અરજ કરો. આ ઉપરથી મહાસિંગ કિલ્લેદારના આવવાનો ભેદ પામી ગયો.

મહાસિંગની બેડી તોડી નાખીને તેને એક તલવાર આપી. પછી બંને જણ ગઢના કોટ પાસે આવ્યા; પણ માનસિંગ ચંદ્રના ઝાંખા અજવાળામાં પોતાના કાકાને ઓળખી શકયો નહિ. તેણે શરણે આવેલા વાવટા બતાવી, કિલ્લેદારને કિલ્લો સ્વાધીન કરવાનો હુકમ કર્યો. આ સાંભળી મહાસિંગ બોલ્યા કે આ કિલ્લેદારો દુર્ગાદાસની દયા ઉપર શરણે થઇ કિલ્લાની કુંચીઓ સોંપવા તૈયાર છે. માનસિંગે પોતાના કાકાનો સાદ ઓળખ્યાથી કહ્યું કે, કાકા ! તમે જે કહોછો તે વચન આપવામાં આવે છે. આ સાંભળી કિલ્લેદાર બોલ્યો કે, હું માત્ર મારા સૈન્યના પ્રાણ બચાવવા માગુંછું. જો તે કબૂલ કરો તો કિલ્લાની કુંચીઓ આપનીજ છે. માનસિંગે એ શરત કબૂલ કરી ગઢમાં રજપૂતસૈન્ય દાખલ કરવાની તૈયારી કરવા માંડી. દરવાજા ખોલવા માંડેલા સાંભળી ગંભીર પોતાના પિતા કેશરીસિંગ જે ઇનાયતખાનની સંભાળ રાખવામાં હતા, ત્યાં દોડી ગયો ને સર્વ હકીકત કહી સંભળાવી. તે બોલ્યો કે પિતાજી ! મારાં માજીને પ્રથમ બંધનમુક્ત કરવાને હવે આપ કિલ્લામાં જાઓ. આ સાંભળી કેશરીસિંગે કહ્યું કે બેટા' તું કહે છે તે બરાબર છે, પણ તું જાણે છે કે મને મારા સરદારે આ જગ્યાએ ચોકી ઉપર રાખેલો છે; માટે મારૂં ખાનગી ગમે તેવું અગત્યનું કામ હોય, તોપણ તે રજા ન આપે ત્યાંસુધી, મારાથી આ જગ્યા છોડીને જવાય નહિ, માટે મારી જગ્યાએ તું જા અને તારી માને બંધનમુક્ત કરી હું મારો ધર્મ બજાવવામાં રોકાયો છું, તેની ખબર આપજે. ભાઇ, તારે પણ આ ઉપરથી ધડો લેવાનો છે કે ધર્મ આગળ ખાનગી કોઇપણ કામ

આડે લાવવું નહિ. ગંભીર એ સાંભળી ગઢમાં જવાને નીકળ્યો.

માનસિંગ ગઢનો કબજો લેતો હતો, તે વખતે મહાસિંગ ઠાકોરે કહ્યું કે, બેટા માનસિંગ ! જ્યારે તારી અણુઅનુભવી કમરે મારી આ તલવાર બંધાવી તને દુર્ગાદાસની સહાયે જવા તૈયાર કર્યો, ત્યારે મેં થોડુંજ ધાર્યું હતું કે આટલી ટુંકી મુદતમાં તું આ મજબૂત જોધપુર ગઢનો કબજો લઇ શકીશ. પ્રભુની ગતિ ગહન છે ! ગઢની કુંચીઓ લીધી ને લશ્કર હથિયાર છોડી તાબે થયું, એટલે માનસિંગે કિલ્લેદારને કહ્યું કે, મારાં કાકી ને ફોઇને રાખ્યાં છે તે જગ્યાએ ચાલો. એ જગ્યા અંધારામાં એક જૂના ઓરડામાં હતી. ત્યાં પ્રકાશ નામે નહિ મળે; પણ માનસિંગ દીવો લાવ્યો હતો તે વડે તેજબાને તે ઓરડામાં પડેલી જોઇ. મહાસિંગે તેને ઉઠાડી. તેજબાએ કહ્યું, ત્યારે શું આપણે મરવાનાં ? દુર્ગાદાસે શું આપણને ત્યજી દીધાં ? મહાસિંગથી કાંઇ બોલાયું નહિ. ગંભીર પણ પોતાની માની આવીજ દશા થઇ હશે એવા વિચારથી બોલી શકયો નહિ; તેથી માનસિંગે કહ્યું કે કાકી ! હજુ તમારા મરવા પહેલાં તો ઘણા મુસલમાનો મરશે. હમણાં તો દુર્ગાદાસે તમારો છૂટકારો કરવાને મને મોકલ્યો છે. એ સાંભળી તેજબાએ આંખો ઉંચી કરી માનસિંગને જોયો એટલે પોતાની ખાત્રી થઇ કે આ સ્વપ્નું નથી પણ સત્યજ છે. એટલે તેજબાના મનમાંથી મરવાના અને દુઃખના વિચાર જતા રહ્યા ને પ્યાર, વૈભવ ને સુખના વિચાર આવવા લાગ્યા. હવે જાણે તે કેદખાનામાં નહિ પણ સ્વતંત્ર હોય તેમ જણાયું.

ગંભીર ને માનસિંગ આગળ ચાલ્યા; તો તેજબાના જેવાજ ઓરડામાં ગંભીરની માને રાખેલી હતી. ત્યાં તે ઉંઘતી હતી; પણ જ્યારે ગંભીર તેને બોલાવવા લાગ્યો ત્યારે તેનો અવાજ સાંભળીને અને દીકરો પોતાની માતાને ભેટી પડયો તેનો પ્યાર જોઇને તેને એટલું આશ્ચર્ય લાગ્યું કે એ સ્વર અને એ લાડ એને સ્વપ્નવત્ જણાયાં. ગંભીરે કહ્યું, માજી ! હું તમને બંધન મુક્ત કરવા આવ્યો છું; પણ એ બોલ તેને ભ્રમણા જેવા લાગ્યા. તે અવાજ સાંભળતી હતી, તેને ભેટી હતી, તેના ગાલ ઉપરનાં હર્ષાશ્રુનો સ્પર્શ કરતી હતી, તોપણ તે તેના તરફ જોઇને બોલી કે, હું શુદ્ધિમાં છું ? હું ગાંડી તો નથી થઇ ? મને આ સ્વપ્નું તો જણાતું નથી ? તે માનસિંગ તરફ જોઇને બોલી કે, હું આ જે જોઉં છું, તે મારો દીકરો છે ? કે હું ગભરાટમાં બેભાન થઇ છું ?

મારો ગંભીર નાસી ગયો હતો, તે કોઇ જગાએ માર્યો ગયો હશે, એમ હું તો માનતી હતી, તેજ આ છે ?

ગંભીરે કહ્યું કે, માજી ! હુંજ તમારો દીકરો ગંભીર છું. તમને કહ્યા વિના નાસીને દુર્ગાદાસ પાસે આવ્યો હતો, તે દુર્ગાદાસે તમારો છૂટકારો કરવાને મને અહિં મોકલ્યો છે. માનસિંગે કહ્યું કે ફોઇબા ! એ તમારો ગંભીરજ છે. એ જે કહે છે તે સત્યજ છે. એણે દુર્ગાદાસ પાસે આવી સોજીતગઢમાં નામના કરી છે અને જોધપુર જીતવામાં પણ ભાગ લીધો છે. આ વચન સાંભળી તેણીને હર્ષાશ્રુ આવ્યાં. તે પોતાના પુત્રને ભેટીને બોલી કે બેટા ! તારો બાપ કયાં છે ? શું દુર્ગાદાસે દેસુરીમાંથી એમને છોડાવ્યા નથી ? ગંભીરે કહ્યું કે મારા પિતાને ત્યાંથી છોડાવી લાવ્યા છે ને તેઓ અહિંજ છે. પછી પોતાના પિતા શા કામમાં રોકાયાથી નથી આવ્યા તે સર્વ વાત કહી સંભળાવી.

હવે માનસિંગ પોતાની બહેન લાલબા પાસે જવાને નીકળ્યો. લાલબાનો ઓરડો તેજબાના ઓરડા કરતાં સારો ને મોટો હતો. તેમાં એક દીવો બળતો હતો; પણ તે ઓરડામાં માનસિંગે લાલબાને દીઠી નહિ, જેથી તે એક પડદો ખસેડી અંદર ગયો તો ત્યાં લાલબા ઘુટણીએ બેસી પ્રભુની પ્રાર્થના કરતી હોય તેમ જણાયું. તે પ્રભુપ્રાર્થનામાં એટલી તો ગીરફતાર થઇ હતી કે માનસિંગનાં પગલાંની પડઘી સરખી પણ તેના જાણવામાં આવી નહિ. તેનું ચિત્ત પ્રભુસન્નિધ થયું હતું. થોડીવારે પોતાના જોડેલા બંને હાથ ઉંચા કરી બોલી કે:-"આ જે વિજયઘોષ સંભળાય છે તે જો રજપુતોનો હોય તો હે પ્રભુ ! હું તારો ઉપકાર માનું છું; પણ જો તે તૈમરખાનનો હોય, ઇનાયતખાન જેનાથી હાર્યો તેને તૈમરખાને જીત્યો હોય અને જેણે એકવાર મારી આબરૂનું રક્ષણ કર્યું હતું તે દુર્ગાદાસનો નાશ થયો હોય તો હે દયાળુ પ્રભુ ! તું મને તારી પાસે સત્વર બોલાવી લે."

એટલે માનસિંગે કહ્યું કે, બહેન ! એ દયાળુ પ્રભુએ આપણાપર દયા કરી છે. એમ બોલી તે તેની પાસે ગયો. માનસિંગને જોઇ પ્રથમ તે બેશુદ્ધ જેવી જણાઇ; પણ થોડીવારમાં મન સ્થિર કરીને તે બોલી કે, ભાઇ ! મારા પિતા વગેરે સર્વ સલામત છે ? માનસિંગે કહ્યું કે, બહેન! સર્વ સલામત છે. મારા કાકા, કાકી, ફોઇ, ફુઆ સર્વ સલામત છે. લાલબાએ કહ્યું, અને દુર્ગાદાસ ? તમે તેમનું તો કાંઇ કહેતાજ નથી. હું આશા રાખું છું કે કાંઇ દુઃખદ સમાચાર તો નહિજ

હોય. માનસિંગે કહ્યું કે એ અહિં વિજયશાળી થયા છે, એમણે સર્વ મારવાડ જીતી લીધી; અને તમને તથા બીજાં સગાંવહાલાંઓને બંધનમુક્ત કરવાને મને અહિં મોકલ્યો છે. આ સાંભળી લાલબાનું હૈયું કર્યું હોય એમ જણાયું.

લાલબાએ માનસિંગને કહ્યું કે, ભાઇ! મને મારા પિતા પાસે લઇ જાઓ એટલું બોલતામાં તો મહાસિંગ ને તેજબા આવી પહોંચ્યા. લાલબા પોતાના પિતાને પ્રેમથી ભેટીને પ્રેમાશ્રુ પાડવા લાગી. મહાસિંગનું હૈયું પણ ભરાઇ આવ્યું; પણ લાલબાની ઓરમાન માતાના અંતઃકરણમાં તેમાંનો એક છાંટો પણ નહોતો. તેજબાની ઇચ્છા પ્રમાણે તેના સગા ચંદ્રસિંગને વરવાની લાલબાએ ના પાડયાથી તે લાલબા તરફ પ્રેમને બદલે દ્વેષભાવથી જોતી હતી. લાલબા તે સર્વ જાણતી હતી; પણ તે સમજુ હતી. પોતાના ઘર ઉપર અણચિંતી આફત લાવનાર અને પોતાની વીંટી ચંદ્રસિંગને આપી ફસાવનાર એ હતી, એવું તેના સમજવામાં આવ્યું હતું; પણ એ સર્વ જાહેરમાં મૂકી કુટુંબક્લેશ વધારવો, અને પોતાના પ્રિય પિતાને અને બીજાં વહાલાંઓને દુઃખી કરી વેર વધારવું, એમાં ડહાપણ નથી, એમ તે સમજતી હતી; તેથી એ સર્વ વાત તેણીએ પોતાના અંતઃકરણની સલામત પેટીમાં પૂરી રાખી હતી.

હવે માનસિંગ પોતાની ફોઇ, ફુઆ ને ભાઇને બોલાવી લાવ્યો. સઘળું કુટુંબ એકઠું મળી એકબીજાની ખબરઅંતર પૂછવા લાગ્યું. દીલાવરખાન બહુ ઘાતકી હતો. તેણે સર્વેને જૂદા જૂદા કેદ રાખ્યા હતાં. કેદખાનામાં પણ તેમને કોઇ જાતનું સુખ નહોતું; પણ ઇનાયતખાનની રહેમ નજરથી લાલબાને તે દુઃખ દઇ શકયો નહોતો. બધા કેદીમાં માત્ર લાલબાનેજ સારી રાખી હતી. આ સુખદુઃખની એકબીજાની વાતો સાંભળી તેઓ સમદુઃખી થયા; પણ એ દુઃખનો સમય હવે ગયો છે, દુર્ગાદાસના પ્રતાપથી હવે તેઓ બંધનમુક્ત થઇ સુખી થયાં છે, એવો વિચાર આવ્યાથી તેઓ પ્રભુનો પાડ માની દુર્ગાદાસને આશીર્વાદ આપવાં લાગ્યાં.

આ વિજયથી દુર્ગાદાસે જયસિંગજી મહારાણાનો ઉપકાર માન્યો ને ઉદેપુરના મહારાણાજીનો આભાર માનવાનો પત્ર લખ્યો તથા કુંવર જયસિંગજી પાછા ઉદેપુર ગયા.

બીજે દિવસે સવારમાં દરબાર ભરવાનો હતો. મહાસિંગ ઠાકોર વૃદ્ધ અને ઘાયલ હોવાથી તે લડાઇના મેદાનમાં જઇ શકે તેમ નહોતું; તેથી તેમને જોધ-

પુરના સુબેદાર બનાવી, આસપાસના જે ગઢ હજુ મુસલમાનોના તાબામાં હતા, તે જીતવાને જવાનો વિચાર કરવાનો હતો. જે મુસલમાન અમલદારો કેદ પકડાયલા હતા તેની યાદી કરી તેટલા રજપૂત ઠાકોરો જે દિલ્હીમાં કેદ હતા, તેમનો બદલો કરવાને તેમનાં નામ નક્કી કરવાનાં હતાં તથા છેવટે રાજ્યવ્યવસ્થા કેમ ચલાવવી તે ઠરાવવાનું હતું. મુસલમાન કેદીઓની યાદી રામસિંગે બનાવી દુર્ગાદાસના હાથમાં મૂકી. ગંભીરસિંગ તે વખતે દુર્ગાદાસને પડખે ઉભેલો હતો. તેણે તે યાદી વાંચી મહમદખાંના નામ ઉપર આંગળી મૂકી કહ્યું કે, સાહેબ! આ ગૃહસ્થને આપ માનપૂર્વક બોલાવો છો, તથાપિ તે કોણ છે, તે જ્યારે આપ જાણશો ત્યારે—દુર્ગાદાસે એ વાક્ય પૂરૂં થવા નહિ દેતાં કહ્યું કે:–"કલ્યાણગઢમાં જે મહમદખાંએ મારાં માતુશ્રી પ્રત્યે માનભરી વર્તણુક ચલાવી હતી, તેજ મહમદખાં એ છે કે શું?"ગંભીરે કહ્યું કે, હા સાહેબ. એમ બોલી આ વખત તેમને શી રીતે લડાઈમાં જોડાવું પડયુ હતું, તેની સર્વ હકીકત કહી સંભળાવી. દુર્ગાદાસે કહ્યુ કે, ત્યારે તો મારે તેમનો તે સમયનો આભાર આ વખતે માનવો જોઇએ. જે આભાર હું તે સમયે જોખમ ખેડીને માનવા જવાનો હતો, તે માનવાનો આ સમય આવ્યો છે; એમ બોલી તે તેજ વખતે કેદીઓના ઉતારા તરફ ચાલ્યો.

પરધર્મી કે દુશ્મન જે કેદીઓ પોતાના તાબામાં આવ્યા હોય, તેની બરાબર સંભાળ રખાવવામાં ને રાખવામાં દુર્ગાદાસ એકકો હતો; કેદીઓને પોતાના સરદારોનાજ ભરોસા ઉપર દુર્ગાદાસ રાખતો નહિ. પોતાના સરદારોને સખ્ત તાકીદ આપ્યા છતાં કેદીઓની પોતાના હુકમ પ્રમાણે બરાબર બરદાસ્ત લેવાય છે કે નહિ, તેની દુર્ગાદાસ વખતોવખત જાતે તપાસ કરતો. જેવો જેમનો હોદ્દો તેવી તેમની સંભાળ રખાવતો. સરદારો ને સિપાઇઓ સર્વની લાયકાત પ્રમાણે સંભાળ રહેતી, તેમને રહેવાની જગા, ખાવાપીવાનું, બિછાનાં, સર્વ યોગ્યતા પ્રમાણે મળતું. માંદાસાજા અને ઘાયલોની, પછી તે દેશી કે પરદેશી, સ્વધર્મી કે પરધર્મી, મિત્ર કે શત્રુ–સર્વની સંભાળ રખાવતો ને રાખતો. તેમની ખબરઅંતર જાતે જઇ પૂછી આવતો; તથા ઘાયલોને અને માંદાઓને દિલાસો આપતો. આ પ્રમાણે તે નિત્ય તજવીજ રાખતો હતો; પણ ગંભીરની વાત તેના જાણવામાં આવી ત્યાંસુધી તે મહમદખાંને પિછાની શકયો નહોતો. રાત્રે ઝાડ ઉપર દૂરથી એકજ વાર દીઠેલો અને તે પણ છુપાઇને.

વળી તે વખતે એ એક નાની ટુકડીના જમાદારતરીકે આવેલો તે ટુંકી મુદ-
તમાં ૨૦ હજાર સૈન્યનો ઉપરિ થઇને આવે એવો સંભવ પણ નહોતો. આવાં
કારણોથી તે પોતાનાં માતુશ્રીપ્રત્યે માનપૂર્વક વર્તનારને ઓળખી શકયો
નહોતો; પણ ગંભીરે અંધારામાં રહેલી એ વાત અજવાળામાં આણી કે તર-
તજ તે મહમદખાં તરફ જવાને નીકળ્યો.

તે મહમદખાંની ખબર લેવા આવ્યો છે, એમ જણાવી મહમદખાંના
ઢોલીઆ પાસે ગયો કે બીજા મુસલમાન સરદારો દૂર ખસ્યા. દુર્ગાદાસના ચહેરા
ઉપરથીજ મહમદખાં સમજ્યો કે દુર્ગાદાસે જાણ્યું છે કે હું કોણ છું. દુર્ગાદાસે
કહ્યું કે, હે સર્વોત્કૃષ્ટ મુસલમાન ! હું તમારા જે કર્તવ્યથી આભારી થયો છું
તે કર્તવ્ય અને તે આભાર જન્મપર્યંત ભૂલાવાનાં નથી. મારાં પરમ વહાલાં
માતુશ્રીપ્રત્યે આપે જે શુભ વર્તણુક કલ્યાણગઢના મારા મકાનમાં ચલાવી હતી
તે મેં મારી જાતે ઝાડ ઉપરથી જોઇ હતી. હું તે વખતે તમારા શિર ઉપરના
ઝાડમાં સંતાયો હતો. હું તો તેજ વખતે ઝાડ ઉપરથી કૂદકો મારી તમારો
ઉપકાર માનવાને તમારી સમક્ષ આવવાનો હતો, પણ એમ કરવું તે તમારા
હોદ્દાને હરકતકર્તા થશે, એ વિચારથી હું તે વખતે અટકયો. તે વખતનો
સમય પ્રભુએ મને આ વખતે આપ્યો છે અને તેથી હું તમારો આભાર માનું
છું. તમારો ઉપકાર કદિ વિસરાવાનો નથી. આપણી આજની થએલી દોસ્તી
જન્મપર્યંત જવાની નથી. પ્રભુ તે નિરંતર નિભાવો.

---

# પ્રકરણ બારમું

## જોધપુરમાં દરબાર

---

છપય

ધન દુર્ગા ધન માત, ધન મારુ સરદારો;
મહારાણાજી ધન્ય, ધન્ય બેહુ રાજ્યકુમારો.
દેશ ધર્મ ને રાજ્ય, તણી ભક્તિને પણ ધન્ય;
વીર્ય શૌર્ય ઔદાર્ય, ધરી ખર્ચ્યાં તન મન ધન.

વળિ ધરિ અલોભ નિસ્પૃહ રહી, ગયો નહિ જે ગર્વમાં;
લહિ પ્રેમ શત્રુ ને મિત્રનો, સંપ જમાવ્યો સર્વમાં.

ર્ગાદાસની આ જીતની ખ્યાતિ, જોધપુરનું જીતાવું અને તૈબરખાન જેવા બાદશાહના મહાન સરદારનું ૭૦ હજાર લશ્કર સાથે હારીને કેદ પકડાવું, એ વાત આખા દેશમાં પવનની પેરે પ્રસરી.

આ જીત મેળવ્યા પછી દુર્ગાદાસ શાંત બેસી રહ્યો નહિ. જે સરદારોએ પોતપોતાનાં લશ્કર દુર્ગાદાસની મદદે મોકલી તેનો પક્ષ ગ્રહણ કર્યો હતો તેમને દુર્ગાદાસે પોતાના વિજયના સમાચાર મોકલી જોધપુર બોલાવ્યા; એટલુંજ નહિ પણ જેઓ રાઠોડોના જયની આશા થોડી હોવાથી તટસ્થ રહ્યા હતા તેમને પણ સંદેશા મોકલી જોધપુર બોલાવ્યા; પરંતુ જેઓ બાદશાહના પક્ષમાં ખુલ્લીરીતે રહ્યા હતા, તેમને કાંઇ પણ કહાવ્યું નહિ. ગંભીરસિંગના પિતા કેશરીસિંગે દુર્ગાદાસને કહ્યું કે તેમને પણ આપણી સહાયમાં આવવાને કહાવીએ તો શી હરકત છે? દુર્ગાદાસે કહ્યું કે નહિ સાહેબ! આપણે તેમ કરીને આપણા પગનીચે જાળ પાથરવી નહિ જોઇએ. પોતાના દેશના છૂટકારા માટે જો તેમનામાં લેશ પણ દેશદાઝ હોત તો તેઓ દેશના દુસ્મનને મળી જાત નહિ. આપણા જોધસિંગ, માલદેવ, ગજસિંગ, જશવંતસિંગ એમના રાજ્યનું સુખ એમણે ચાખ્યું છે. તે તેમને યાદ હોવું જોઇએ; તેમજ આ દેશ પચાવી પાડનારના રાજ્યનાં દુઃખનો પણ તેમને થોડો અનુભવ થયો નથી! એ સઘળું જાણતાં છતાં તેમને દેશસ્વાતંત્ર્ય માટે સમજ આપવી પડે તો એમજ જાણવું કે તેઓ કદાપિ જોધપુર આવશે તોપણ તે તેનો બચાવ કરવાને નહિ, પણ દગાથી તે દુસ્મનને સોંપવા માટે આવશે. ઠાકોર સાહેબ! આપણું કર્તવ્ય તો દૈવી છે. સત્ય આપણા તરફ છે અને તેને માટે સ્વદેશાભિમાની દેશદાઝવા પુરુષોને કાંઇ સમજાવવા પડે નહિ. એવા વીરપુરુષો તો પોતાની મેળેજ આવીને ખભા ઠોકશે અને જેઓ એવા નથી તેમને તો અલગજ રાખવા જોઇએ; કે જેથી તેઓ દુશ્મનીદાવો ન કરી શકે ને મિત્ર થઇને ફરતા અટકે. દુર્ગાદાસની આ સ્વાભાવિક અનુભવથી મેળવેલી દલીલથી મારુસરદારોની ખાત્રી થઇ કે એવા દેશદ્રોહીઓને આપણા ભેગા ભેળવવાજ નહિ.

દુર્ગાદાસે રાઠોડસરદારો ને ઠાકોરોને લખેલા પત્રો અમલમાં મુકાયા હતા. તેણે

લખેલી સાધારણ હકીકતથી અને તેના વિજયની કીર્તિ ફેલાવાથી આખા દેશમાં જુસ્સો વ્યાપ્યો હતો; તેથી થોડાજ દિવસમાં જોધપુર મારવાડના યોદ્ધાઓથી ઉભરાઇ જવા લાગ્યું. મારવાડને બચાવનારના ઝુંડા નીચે આખો મરુદેશ પોતાના પુત્રોને મોકલવા લાગ્યો. મહાસિંગના હુકમથી માનસિંગ પોતાની ઠકરાતમાંથી જેટલા જમાવી શકાયા તેટલા યોદ્ધા લઇ આવી પહોંચ્યો. જે ઘાયલોને સોજીતગઢમાં દુર્ગાદાસે રાખ્યા હતા તે ઠાકોર રૂપસિંગની સરદારી નીચે સાજાતાજા થઇ આવી મળ્યા. આ સિવાય જોધપુરના નાના મોટા સર્વ પટાવતો પોતપોતાથી જમા થયાં તેટલાં માણસો લઇ તેઓ જોધપુર આવ્યા.

જ્યારે જોધપુરના વિજયના સમાચાર ઉદેપુર પહોંચ્યા ત્યારે મહારાજ રાજસિંગજીએ પોતાનો દરબાર ભરી ખુશાલી જણાવી તથા દુર્ગાદાસને માટે પોતાના કુંવર ભીમસિંગજી સાથે શિરપાવ મોકલ્યો. જ્યારે આ શિરપાવ લઇ કુંવર ભીમસિંગજી મહારાણાજીનાં ડંકાનિશાન સાથે જોધપુરના મેદાનમાં આવ્યા ત્યારે આખું જોધપુર જયજયકારના પોકારથી ગાજી રહ્યું. સર્વ મહારાણાજીની જય પોકારવા લાગ્યા

પોષ સુદ ૧૫ નો દિવસ જોધપુરમાં જોવાલાયક હતો. જોધપુરમાં ઉભરાયલા ભિન્ન ભિન્ન વાવટાવાળા ને ડંકાનિશાનવાળા તે દિવસે જોધપુરના મેદાનમાં ભેગા થવાના હતા. સઘળા સરદારો મેદાનમાં એક પછી એક આવવા લાગ્યા. ચાંપાવત, કુંપાવત, પાતાવત, બીદાવત, ઉદાવત, જેતાવત, જોધાવત, કરણોત, મંડલા, ભાટી, ઉહડ, વિકા, કર્મસોત, મેડતીઆ, ખીચી એમ સઘળા ઠાકોરો ને સરદારો* તથા વિકાનેર, કિશનગઢ, રતલામ, સીતામાઉ ને ઝાબવાના રાજાઓએ પણ પોતાના કુંવરોને લશ્કર આપી જોધપુર મોકલ્યા હતા. તેઓ પણ પોતપોતાનાં ડંકાનિશાન સાથે આવીને હારદોર ઘોડેસ્વાર થઇને ઉભા રહ્યા. મહારાણાના બંને કુંવરોની સ્વારી પણ સર્વથી પાછળ દબદબાથી આવી પહોંચી. તેઓ સ્થિર પડયા નહિ એટલામાં દુર્ગાદાસ પોતાની એક પડખે પોતાના પુત્રને તથા ભાઇને અને બીજે પડખે ગંભીરને તથા ગુલાબને સાથે રાખી આવવા લાગ્યો. રસ્તાની બાજુએ ઉભા રહેલા સ્વારોએ જગ્યા કરવા માંડી. કેટલાક છાપરા ઉપર ચઢીને અને કેટલાક ટેકરા ઉપર ઉભા રહીને એકબીજાની તરફ દૃષ્ટિ નાખીને "મારવાડને તારનાર આ આવે" એમ બોલવા

---

* વિકાનેર, કિશનગઢ, રતલામ, સીતામાઉ ને ઝાબવાનાં રાજ્ય જોધપુરના રાજ્યમાંથી નીકળેલાં છે ને તે રાઠોડ છે.

લાગ્યા. જ્યારે તે નજીક આવ્યો ત્યારે મેઘગર્જનાની માફક આકાશ ગાજી રહ્યું. સર્વે એકઅવાજે દુર્ગાદાસની જય બોલ્યા. આ અવાજની સાથે દુર્ગાદાસ બંને બાજુના લોકોને નમન કરતો અને રસ્તામાં ઉભેલા લોકોના આશીર્વાદ લેતો આગળ આવ્યો. રસ્તામાં તેના ઉપર પુષ્પની વૃષ્ટિ એટલી થઇ હતી કે જો તે ગાડીમાં બેઠેલો હોત તો દબાઇ જાત. નગરની સ્ત્રીઓ જેઓ મલાજેદાર હતી તેઓ ઝરૂખામાં રહી તેનાં ઓવારણાં લેતી હતી. નાની નાની કુંવારિકાઓ ને બ્રાહ્મણો કંકુના ને ચંદનના ચાંલ્લા કરી અક્ષતથી તેને વધાવતાં હતાં. આ પ્રમાણે સર્વ પ્રજાનું એકસરખું સન્માન લેતો સરદાર દુર્ગાદાસ કોટની બહાર આવ્યો. મેદાનમાં ઉભેલા સર્વે એકદૃષ્ટિએ પ્રેમભાવથી જોતા ને નમન કરતા જય જયકાર ઉચ્ચારતા હતા. જ્યારે તે મધ્યભાગે આવ્યો કે એક મંડપમાં તેને લઇ જવામાં આવ્યો; ત્યાં મધ્યમાં બિછાવેલી એક ગાદીની પડખે આવી દુર્ગાદાસ બેઠો.

એ મંડપમાં સર્વે સરદારો એકઠા થએલા હતા. તેમાંના ઘણા ખરા જશવંતસિંગજી મહારાજના બાળકુંવર અજીતસિંગજીની હયાતિથી અજાણ્યા હતા, તેથી તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા કે ભાઇઓ ! દુર્ગાદાસે પોતાના બળથી બાદશાહ આલમગીર જેવા બળવાન પણ જુલમીના ત્રાસથી મારવાડને છોડાવ્યું છે. આપણે શાંત થઈ બેસી રહ્યા, મુસલમાનોના જુલમ સહન કર્યા અને મારવાડની–આપણા ભાઇભાંડું ને સ્ત્રી–પુત્રીની આબરૂ લૂંટાતી જોઈ મુંગા બેઠા અને એ ધણીએ મેદાનમાં પડી આપણી ને આપણા દેશની આબરૂ સાચવી મુસલમાનોના જુલમથી આપણને મોકળા કર્યા તો આપણે જે ગુમાવ્યું તે એણે મેળવ્યું, તો તે ઉપર અલબત્ત એનોજ હક્ક છે. વળી એ પણ રાજ્યકુળનો તો છેજ. મહારાજા જોધાસંગજીના ભાઇ કરણોજીનો વંશજ દુર્ગાદાસ છે. જ્યારે મહારાજા જશવંતસિંગજીના વંશમાં કોઈ રહ્યું નથી ને દુર્ગાદાસે આ રાજ્ય જીત્યું છે, તો જેણે જીત્યું તેનુંજ રાજ્ય, એમાં શો શક છે ? હજુ બાદશાહ આલમગીર આ હારથી ડરીને હઠી જાય એવો નથી. હજુ તે વધારે બળવાન લશ્કર જમાવી આ રાજ્ય પાછું લેવાને આવ્યા વગર રહેવાનો નથી; તેવે વખતે આ રાજ્યને માથે દુર્ગાદાસ જેવો રાજા નહિ હોય તો આ જીત લાંબી મુદત ટકવાની નથી; તેથી જો મારવાડને ફરીને મુસલમાનોના પંઝામાં ફસાતી બચાવવી હોય તો મારવાડની ગાદીએ દુર્ગાદાસનેજ બેસાડવો જોઇએ. દુર્ગાદાસનોજ આ ગાદી ઉપર હક્ક છે અને એજ યોગ્ય છે; માટે એનેજ નમન કરી રાજા સ્વીકારવો, એ આપણો સત્ય ધર્મ છે.

એ મેળાવડામાં દુર્ગાદાસની અદેખાઇ કરનારા પણ હતા; તથાપિ ઘણા જણાનું વલણ દુર્ગાદાસની તરફેણમાં હોવાથી તેઓ બળતી છાતીએ ચૂપ બેઠા.

દુર્ગાદાસને ગાદી આપવાની સરદારોની માંહોમાંહેની વાત તેના કાનપર આવતાંજ તે ઉઠીને ઉભો થયો ને મોટે અવાજે બોલ્યો. એ શું બોલે છે તે સાંભળવાને સર્વે એકચિત્ત થયા. ક્ષણવાર ઉપર જ્યાં એટલો ગડબડાટ મચી રહ્યો હતો કે કાન પડયું કાંઇ સંભળાતું નહિ ત્યાં હમણાં ગણગણાટ સરખો અવાજ થતો નહોતો. દુર્ગાદાસ શું કહે છે તે સાંભળવાને સર્વે શાંત થઇ ગયા. પછી દુર્ગાદાસે કહ્યું કે:—

"રાજ્યગુરુ, સરદારો અને બંધુઓ ! આજે આપણે શામાટે મળ્યા છીએ તે આપને મારે જણાવવું જોઇએ. મારે પડખે બેઠેલા આપણા વૃદ્ધ સરદાર મહાસિંગજીના ઉપર મુસલમાનોએ અસમાન હુમલો કરેલો ત્યારે તેમણે સહાયની બૂમ મારી. તેમનો એક માણસ તેમની સાથે હતો તે ત્યાંજ ઘાયલ થઇ પડયો હતો; એવામાં એમની બૂમ મારા કાનપર આવતાંજ મેં ત્યાં જઇ તેમને છોડાવ્યા ને એમની ઘાયલ સ્થિતિમાં મારે ઘેર લઈ જઇ રાખ્યા; પણ એમનો બચાવ કરતાં મુસલમાનોનો સરદાર મરાયાથી તેનું વેર લેવાને તેમનો આગેવાન મારા ઘર ઉપર ચઢી આવ્યો ત્યારે મહાસિંગજીને છુપાવી હું પણ સંતાઇ ગયો. મારા ઘરમાં મારાં વૃદ્ધ માજીનું ખૂન કર્યું ને તેઓ ચાલ્યા ગયા;એટલે અમે મહાસિંગજીને મારા માણસ સાથે એમને ઘેર પહોંચાડયા ને મારા ઘરના અમે ત્રણે પાસેનાં કોતરોમાં ભરાયા. શત્રુઓ મારાં માજીનું ખૂન કરીનેજ ધરાયા નહિ પણ તેમણે પાછળથી મારૂં ઘરબાર ને ગઢી પણ બાળી રાખનો ઢગલો કરી મૂક્યો. આ સમાચાર મને મળતાંજ મારાં માજીનું વેર લેવા મારી આસપાસના મારા બહાદૂર સોબતીઓ જે અહિં હાજર છે તેમની સહાય મેળવી કંટાળીઆના સુબા-(મારાં વહાલાં માતુશ્રીના ખુની) નું મેં ખૂન કર્યું ને હું ને મારા સોબતીઓ મહાસિંગજી તરફથી મદદ મળતાંજ મુસલમાનોના ઘેરામાંથી નીકળી ઓચિંતા સોજીતગઢ જઇ તેને જીતી લઇ મહાસિંગજીને છોડાવ્યા. તે પછી શું થયું તે મારા બહાદૂર વીરાઓ ! તમે જાણો છો. હવે જે મુસલમાનોએ આપણો દેશ કબજે કરી લૂંટ, ચોરી, ધાડ, જુલમ ને કેર વર્તાવ્યો હતો, જેમણે આપણા મોટા મોટા રાજ્યસ્થંભ સરદારોનાં ઘરોની ઝડતી લઇ લૂંટ ચલાવી હતી, આપણી વહુ દીકરીઓની લાજ લૂંટી હતી, એ મુસલમાનોનું એક ચલિયું સરખું

પણ હાલ મારવાડમાં ફરકતું નથી. આપણા તરફ સત્ય ને ધર્મ હોવાથી પરમેશ્વરે આપણને જય આપ્યો છે ને જુલમીઓને નસાડયા છે. હવે મુસલમાન કેદીઓનો બદલો થતાં આપણા દેશમાં કોઇ મુસલમાન રહેવાનો નથી. આપણે જીત્યા છીએ ખરા પણ એટલાથી સંતોષ માની બેસી રહેવાનું નથી. દિલ્હીનો બાદશાહ આલમગીર આટલી હારથી હિંમત હારી જાય એવો નથી. એનું અસંખ્ય લશ્કર જે ભરતખંડના જૂદા જૂદા ભાગમાં વેરાયલું પડેલું છે તે સઘળું એકઠું કરી મારવાડને મૂળમાંથી ઉખેડી નાખવા જેટલું સામર્થ્ય મેળવી તે આપણા ઉપર ચઢી આવશે તે વખતે તેના સામા થવાને આપણે તૈયાર થવું જોઇએ અને તેનોજ વિચાર કરવાને આજે તમને બોલાવ્યા છે.

ભાઇઓ ! મારવાડને મુસલમાન વગરની કરવામાં મારો હાથ સાધનભૂત થવાથી જો કોઇના મનમાં એમ આવતું હોય કે એ રાજ્ય ઉપર મારો હકક છે અને તેથી મને રાજ્યાભિષેક થવો યોગ્ય છે, તો તે તેમની ભૂલ છે. આ હાથથી જે કાંઇ થયું છે તે સર્વ પરમેશ્વરની સહાયથીજ થયું છે. મે મારા જાતિબંધુઓની મદદથી જે કાંઇ કર્યું છે, તે દરેક સ્વદેશાભિમાની રાઠોડ કર્યા વગર રહેજ નહિ. પ્રસંગ મારે માથે આવી પડયાથી મેં કર્યું, એ કોઇ પણ પ્રકારના લેશ પણ સ્વાર્થની ખાતર નથી. ભાઇઓ ! આપણું પિતાતુલ્ય રક્ષણ કરનાર આપણા બહાદુર મહારાજા જશવતસિંગજીનો વારસ બાળ કુંવર અજીતસિંગજી હજુ હયાત છે. આ રાજયગાદી મારી નથી, મારો એના ઉપર લેશ પણ હક્ક નથી. એ ગાદીનો માલિક પ્રભુએ આપણે માટે હયાત રાખેલો છે અને જ્યાં છે ત્યાં સલામત છે એ એમના પૂજ્ય પિતાની બહાદૂરી વારસામાં મેળવી રાજ્યગાદી ચલવવા લાયક નિવડે એવાં સર્વ ચિન્હ તેમનામાં છે. સિંહનાં બચ્ચાં તો સિંહજ નિવડશે એમાં સંશય નથી; પણ તેઓ હજુ બાળ વયમાં હોવાથી મુસલમાનોના દગાફટકામાં ફસાઇ ન જાય એવી છુપી જગ્યાએ રાખી તેમને ઉછેરવામાં આવે છે. જ્યાંસુધી બાદશાહ સાથે આપણું સમાધાન થાય નહિ, બાદશાહના હુમલાથી આપણે મોકળા થઇએ નહિ ત્યાંસુધી તેમને છુપા રાખવામાંજ મને ડહાપણ લાગે છે અને તેથીજ તેમની હયાતી આજસુધી મારે છુપી રાખવી પડી હતી. જ્યારે સમય આવશે ત્યારે તેમને બહાર પાડી તેમની ગાદીનો રાજ્યાભિષેક તેમને કરવામાં આવશે, એવો સમય જલદી આવે માટે આપણે સર્વે બંધુઓએ એકદીલથી આપણા દેશના ધર્મના શત્રુ સામા થવાને તૈયારી કરવી જોઇએ."

એટલામાં પાસે બેઠેલા સરદારો માંહોમાંહે વાત કરવા લાગ્યા કે આપણે તો એ બાળકુંવર દિલ્હીમાં મરાઇ ગયાનું જાણુતા હતા; ત્યાંથી શી રીતે બચી આવ્યા ? દુર્ગાદાસના કાનપર એ શબ્દ આવતાંજ તે બોલ્યો કેઃ–"ભાઇઓ ! તમારા મનનો અંદેશો દૂર કરવા માટે અગર તમારૂં અજાણપણું મટાડવા માટે મારે કહેવું જોઇએ કે આપણા પૂર્ણ પ્રતાપી મહારાજા જશવંતસિંગજીના ગુજર્યા પછી તેમના એકના એક બાળકને દિલ્હી બોલાવ્યો. આપણા સત્તર મારુ સરદારો અને એક હજાર રાઠોડો મહારાણી ભટીઆણી સાથે દિલ્હી ગયા. બાદશાહે ઘાત કરવા માટે બાળકને માગ્યો, ત્યારે અમે તે છ માસના બાળકને એક વિશ્વાસુ મદારીના કંડીઆમાં મોકલી દીધો. એ મુસલમાન મદારીએ પોતાની ઇમાનદારી બરાબર સાચવીને અમે કહેલી જગાએ તેને લઇ જઇ સોંપ્યો. ત્યાં તે બાળરાજા તેના પાળકના હાથ નીચે ઉછરે છે. આજે તે પાંચ વરસના થવા આવ્યા છે; પણ એવા બાળકને આવા જોખમભરેલા વખતે બહાર પાડવા ઠીક નથી; માટે ભાઇઓ ! લગાર શાંતિ પકડો, ધીરા થાઓ. સમય આવ્યે તમારો રાજા આવીને તમારા ઉપર રાજ્ય કરશે ને તમને સુખ આપશે અને એમના વડીલોની કીર્તિ સાચવશે; પણ ધારો કે એ બાળક રાજા ન હોત–મહારાજા જશવંતસિંગજીના વારસને બાદશાહ કબજે લઇ શક્યો હોત–તોપણુ આ રાજ્યગાદી ઉપર મારો હક્ક નથી. રાજ્યકુળનું લોહી મારા સિવાય અહિં મળેલા ઘણા ઠાકોરોની નસોમાં વહે છે. એ ગાદી ઉપર પ્રથમ તેમનો હક્ક છે, મારો નથી. તેમાંથી વડીલ શાખાના હકદારને ગાદી આપવામાં આવત. તેમનો હકક ડુબાવીને હું ગાદી પચાવી પડું એ દુર્ગાદાસથી "ન ભૂતો ન ભવિષ્યતિ" બનત. રાજ્યલોભનો અંકુર સ્વપ્નમાં પણ ફુટે તો મને ધિક્કાર છે. હવે તમો સર્વ ભાઇઓને મારી એટલીજ વિનતિ છે કે એ બાળરાજાની ખાતર–મહારાજા જશવંતસિંગજીના વારસની ખાતર, આપણા દેશરક્ષણની ખાતર, આપણા દેશની, કુળની, ઘરની ને સ્ત્રીઓની આબરૂ સાચવવાની ખાતર અને છેવટે આપણા ધર્મની ખાતર આપણે એકદીલથી આપણા દેશશત્રુની સામા થવું ને તેમને આપણા દેશમાંથી હાંકી કહાડી આપણી મરુભૂમિ શત્રુ વગરની કરી આપણા બાળરાજા અજીતસિંગજીનો રાજ્યાભિષેક કરવો. પરમેશ્વર એ સમય જલદી આપો કે જ્યાં મારામારી, કાપાકાપી ને ક્રૂરતાએ ઘર કર્યું છે, પાયમાલી થઇ છે, ખેતી ને ખેડુત વગર દેશ ઉજ્જડ થઇ જંગલ થઇ

રહ્યો છે ત્યાં આપણે શાંતિ ને આબાદી ફેલાવી દઇએ."

આ પ્રમાણે બોલી દુર્ગાદાસ સર્વેને નમન કરી પાછો ફર્યો ને વૃદ્ધ સરદાર મહાસિંગજીની પાસે આવી બેઠો કે થોડી વાર સર્વ સ્તબ્ધ થઇ બેસી રહ્યા. એટલે મહારાણા ભીમસિંગજી ઉઠયા ને રાણા સાહેબ તરફથી આણેલો શિરપાવ એક નાનું ભાષણ કરી દુર્ગાદાસના સ્વદેશાભિમાન ને પરાક્રમનાં વખાણ કરી તેને આપ્યો. તે સ્વીકારી દુર્ગાદાસ બોલ્યો કેઃ–"આ સીરપાવ હું મારા માલિક અજીતસિંગજીને મોટા થએ રાજ્યાભિષેક સમયે પહેરાવવા માટે તે શુભ સમય આવતાંસુધી સાચવી રાખીશ; કેમકે મેં એકનિષ્ઠાથી ને શુદ્ધ મનથી માત્ર મારા દેશની સેવા કરી છે. તે સેવાનો કોઇ પણ પ્રકારનો બદલો જો કે તે રાજસ્થાનના છત્રપતિ મહારાણા સાહેબ તરફનો છે, તોપણ મારે તે અંગીકાર કરવો યોગ્ય નથી અને તેથી તે મારા બાળરાજા માટે રાખું છું ને તેમના તરફથી હું મહારાણા સાહેબનો ઉપકાર માનું છુ." એમ કહી તે બેસી ગયો. એટલે સર્વ મહારાણા રાજસિંગજીની જય! મહારાજા અજીતસિંગજીની જય! મારવાડના વીર રાઠોડપુત્ર દુર્ગાદાસની જય! એમ ત્રણવાર જય પોકારી શાંત થયા; એટલે મહાસિંગજી ઠાકોર ઉઠયા ને બોલ્યા કેઃ–"ભાઇઓ! એક ચાંપાવત રાઠોડના બોલવા ઉપર ભરોસો હોય તો હું વૃદ્ધ હોવાથી મારાથી લાંબું બોલાશે નહિ પણ એટલુંજ કહું છું કે મારા બહાદૂર વીરા દુર્ગાદાસે જે કાંઇ અથ ઇતિ અહેવાલ કહ્યો તે અક્ષરશઃ ખરો છે, એમણેજ મારો પ્રાણ બચાવ્યો છે, એમણેજ મારા ઘરની આબરૂ લૂંટાતી સાચવી છે ને એમણેજ મરુદેશને મુસલમાનોના જબરા પંજામાંથી ઝુંટાવી લઇ છૂટો કર્યો છે. જે થયું છે તે એમનાજ પરાક્રમથી થયું છે; તથાપિ એ એવા નિઃસ્વાર્થી છે કે એ સર્વ જશ આપણ સર્વને આપે છે. ધન્ય છે એની મરહુમ માતુશ્રીને કે આવા બિનસ્વાર્થી, પરોપકારી ને બહાદૂર બેટાને જન્મ આપ્યો," એટલું બોલી તે બેસી ગયા.

એટલે એક બહાદૂર ને પુખ્ત સરદાર અજેસિંગ આગળ આવી બોલ્યો કે ભાઇઓ! આપણે આજ સુધી અંધારામાં હતા. આપણે એમ માનતા હતા કે મહારાજા જશવંતસિંગજીનો વારસ દિલ્હીની લઢાઇમાં મરાયો છે ને મરુદેશ રાજ્યવારસ વગરનો થયો છે. રાજા વગર આપણે કોને માટે બાદશાહ સામા થઇ વેર વાળવું? ગાદીપતિવિના બીજાઓને માટે આપણે લઢી મરવું, ઘરબારથી પાયમાલ થવું ને તેટલું છતાં યોગ્ય આગેવાન વગર માંહોમાંહે ઝેર કે દ્વેષનાં

બીજ વાવવાં એ ઠીક નહિ એમ ધારી આજસુધી આપણે અલગ રહ્યા હતા. આજે આપણને યોગ્ય આગેવાન મળેલો જોઇને મરુદેશ બાદશાહના કબજામાંથી છોડવી, સર્વ સરદારો ઉપર ઉપરિપણું ચલાવી મરુમાં શાંતિ ને આબાદી ફેલાવી એવો આગેવાન સરદાર દુર્ગાદાસ બહાર પડેલો જોઇ, આપણે આ જગ્યાએ આપણી માતૃભૂમિની સહાયે આવ્યા છીએ. દુર્ગાદાસ કે જેને આપણે રાજ્ય-ગાદી આપવાને તૈયાર થયા હતા તે, રાજ્યલોભ ગમે તેટલો બળવાન છતાં—જે લોભે રાજા ને સરદારો, રાજા ને પ્રજા, બાપ ને દીકરાને લઢાવી ઘણાં રાજ્યો પાયમાલ કર્યાં છે તે રાજ્યલોભનો તિરસ્કાર કરી, નિમકહલાલી બતાવી મહા-રાજા જશવંતસિંગજીના બાળરાજાને માટે આ ગાદી સાચવવાનું ને નિર્વિઘ્ન કરવાનું આપણને કહે છે તો તે યોગ્ય છે. આપણે સઘળાએ એકદીલથી—સલાહ-સંપથી, વીર સરદાર દુર્ગાદાસને રાજ્યરક્ષક ઠરાવી મહારાજા અજીતસિંગજી મોટા થાય—મરુદેશ શત્રુ વગરનો થઇ આપણે બિનદહેશતે તેમને રાજ્યાભિ-ષેક કરી શકીએ ત્યાંસુધી બાદશાહ સામા લઢી આજસુધી મેળવેલી કીર્તિ સાચ-વવી. મહારાજા અજીતસિંગજીને આજસુધી દુર્ગાદાસજીએ છુપા રાખ્યા અને હજુ તેમને છુપા રાખવાની સલાહ આપે છે તે પણ વાજબી છે. આલમગીર બાદશાહ એવો કપટી છે કે કોઇપણ ઉપાયે કપટકાથી કે લાલચથી આપણા રાજ્ય-ગાદીના વારસને ફસાવી લે, તે વખતે કેવાં માઠાં પરિણામ આવે એ ધારવું આપણને મુસ્કેલ નથી. દુર્ગાદાસજીએ કહ્યું તેમ હજાર રાઠોડ ને ૧૭ સરદારો-માંથી કેટલા જીવતા આવ્યા, જશવંતસિંગજી મહારાજ કેવા કાબેલ હતા તોપણ તેમને અને તેમના પાટવીપુત્રને કેવા ફસાવ્યા ? શિવાજીમહારાજ જેવા પ્રતાપીને પણ દિલ્હી બોલાવી ફસાવ્યા હતા; પણ એ તો "જેસાને તેસા" મળ્યા ત્યારે છૂટયા. આલમગીરેજ રાજ્યલોભથી પોતાના ભાઇભત્રીજાના પ્રાણ લીધા ને વૃદ્ધ પિતાને કેદ કર્યા. હજુ પણ તેમને કોઇનો વિશ્વાસ નથી. એવા કપટી, પાપી ને રાજ્યલોભીથી સાવધ રહેવાને દુર્ગાદાસે જે પગલું ભર્યું છે તે બીલ-કુલ યોગ્ય છે. હું ધારૂં છું કે મહારાજા અજીતસિંગજી હયાત છતાં તથા દુર્ગા-દાસજીએ પ્રાપ્ત કરેલા રાજ્ય ઉપરથી સ્વામીભક્તિથી પોતાના હકક તેમણે છોડી દીધા પછી રાજ્યગાદી માટે હવે કોઇ વાંધો રહ્યો હોય એમ નથીજ; તેથી હાલમાં રાજ્યગાદી અજીતસિંગજી મહારાજ પોતાને સ્વાધીન લે ત્યાંસુધી દુર્ગાદાસજીને રાજ્યરક્ષક નિમી તેમની સરદારી નીચે આપણે સર્વેએ એકમનથી

રાજ્યનું રક્ષણ કરવું એવો મારો મત છે. તે સૌને કબૂલ હોય તો બોલો, મરુદેશની જય! મહારાજા અજીતસિંગજીની જય! અને રાજ્યરક્ષક દુર્ગાદાસની જય!" આ મત ત્યાં મળેલા સર્વને પસંદ પડયાથી તેઓ એકેઅવાજે જય પોકારી શાંત થઇ બેઠા.

હવે દુર્ગાદાસજી આગળ આવી બોલ્યા કે:-"ભાઇઓ! આપણે જોધપુર જીત્યું એટલે શાંત થઇ બેસવાનું નથી. આલમગીર બાદશાહ એવો નથી કે આટલા પરાજયથી આ દેશ ઉપર રાજ્ય કરવાનો લોભ છોડે. તે આખી મોગલાઇનું લશ્કર જમાવી એકવાર મરુદેશ પાછો જીતી લેવાનો યત્ન કરવાને દિલ્હીથી આવ્યા વગર રહેશે નહિ; માટે આપણે આવતાં સંકટોને અગાઉથીજ અટકાવવાને તૈયાર થવુ જોઇએ. આજસુધી એણે આપણા દેશમાં આવીને લઢાઇઓ ચલાવી છે અને આપણો દેશ ઉજ્જડ કર્યો છે. જ્યાં લઢાઇઓ થાય ત્યાં કેટલો ત્રાસ વર્તે છે, તેનો આપણને કાંઇ ઓછો અનુભવ નથી, માટે હવે આપણે તૈયાર થઇ તેના સામા ચાલો. રાજ્યની હદ ઉપર જઇ તેની રાહ જોઇએ. આપણા કેદીઓનો પણ બદલો કરવાનો છે, તે પણ ત્યાંજ થશે. આપણા દેશના જે સરદારો બાદશાહ પાસે કેદમાં છે તેમને, બાદશાહના જે સરદારો આપણી કેદમાં છે, તેના બદલામાં છોડાવવાના છે. લશ્કર સાટે લશ્કર અને સરદાર સાટે સરદારોની અદલાબદલી કરવાની છે, તે પણ સરહદ ઉપરજ થશે. આવતા માઘ સુદ ૫ ને મંગળવારને રોજ આપણે જોધપુરથી નીકળીએ તો તે દિવસ સારો છે; માટે આપ સર્વ ભાઇઓનો શો અભિપ્રાય છે?" સઘળાઓએ તે દિવસે જોધપુરથી નીકળવાનું પસંદ કર્યું એટલે દુર્ગાદાસે સર્વ રાઠોડસરદારોને પોતપોતાનાં લશ્કર સાથે તે દિવસે જોધપુરમાં આવવાને વિનતિ કરી દરબાર બરખાસ્ત કર્યો તથા જે સહાયકારીઓ જોધપુરનો જય કર્યા પછી પોતાના રાજ્યમાં પાછા ગયા હતા, તેમને દેસુરી મુકામે આવી મળવાને પત્રો લખી સાંઢણીસવારો મોકલ્યા.

રજપૂતો શરણે આવેલાની સંભાળ લેવી, તેમને દુઃખ ન દેવું, તેમને અપમાન ન આપવું, પડયા ઉપર પાટુ ન મારવી, ઘાયલોની પાટાપટી ને દવાદારૂ કરવી, એ સર્વ કર્તવ્ય સમજે છે; પરંતુ દુર્ગાદાસમાં દૈવીગુણ હતો. તે પોતાની જાતને જોખ આપનાર શરણાગતનું રક્ષણ કરવાના ગુણ ઉપરાંત દૈવીગુણ ધરાવતો હતો. શરણે આવેલા શત્રુને પણ પોતાના ભાંડુતુલ્ય ગણી તેમના ઉપર પ્રેમ

રાખતો હોવાથી સઘળા મુસલમાન કેદીઓ, પછી તે સિપાઇ હોય, સરદાર હોય, સેનાપતિ હોય કે શાહજાદો હોય, તે સર્વનો પ્રેમ સંપાદન કરી શક્યો. સઘળા તેને પોતાનો શત્રુ નહિ, પણ પ્રાણ અર્પનાર બંધુતરીકે માની પૂજ્ય-ભાવથી માન આપતા હતા. દુર્ગાદાસ વચમાં વચમાં અકબરશાહ, ઇનાયતખાન, *તૈબરખાન ને મહમદખાંની ખબરઅંતર લેતો, પોતે જાતે દવાદારૂ કરતો ને ઘણીવાર તો તે પોતાના સરદારો સાથે તેમને જમવાનું આમંત્રણ કરતો. મહમદખાં પણ પોતાને થએલા જખમોમાંથી સાજો થવા આવ્યો હતો. દુર્ગાદાસે એ ચારે સરદારોની પ્રીતિ સંપાદન કરી મૈત્રી કરી હતી.

# પ્રકરણ તેરમું

## હિંદુમુસલમાનસરદારોમાં એકકો

દુહો

માયી એહા પૂત જણ, જેહા દુર્ગાદાસ;
માર મુંડાસો રાખીઓ, વણ થાંભા આકાશ.

મતલબકે—મા! દુર્ગાદાસ જેવા છોકરા જણ કે જેણે માથું મારી વગરથાંભલે આકાશની પેઠે મારવાડ રાખ્યુ.

એમ કરતાં ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો. જે રાઠોડસરદારો પોતાને વતન ગયા હતા તે અને જે સરદારો અધકચરા રહ્યા હતા, તે સર્વ પોતપોતાનાં લશ્કર જમાવી ઠરાવેલા દિવસ અગાઉ જોધપુરમાં આવી હાજર થયા. વિકાનેર, જેસલમેર, કિશનગઢ વગેરે ઠેકાણાંના રાજાઓએ પોતાના સરદારો સાથે પોતાનાં સૈન્ય મોકલ્યાં તથા અગાઉથી કરેલા ઠરાવ પ્રમાણે રતલામ, ઝાબવા ને સીતામાઉવાળા પોતાનાં લશ્કર સાથે ઉદેપુરના મહારાણા રાજસિંગને ચિતોડ મુકામે જઈ મળ્યા. મહારાણાના પાટવી કુંવર જયસિંગજી પોતાનું લશ્કર લઇ દેસુરી મુકામે આવી મળશે એવી ખબર આવી એટલે માઘ સુદ ૫ ને રોજ સર્વ સૈન્ય સજ્જ થયું. મુસલમાન કેદીઓને પણ સાથે લીધા; કેમકે

* તૈબરખાન, ઈનાયતખાનનો જમાઈ થતો હતો.

અજમેર જઇ બાદશાહ પાસે રહેલા રજપૂત કેદીઓની સાથે તેમની અદલા-બદલી કરવાની હતી. લશ્કરનો બરાબર બંદોબસ્ત કરી કુચ કરવાની ગોઠવણી રચી જોધપુરથી શુભ મુહૂર્તે દેસુરીને રસ્તે પડયા.

સર્વ લશ્કર જ્યારે દેસુરી પહોંચ્યું ત્યારે દુર્ગાદાસે ત્યાં પડાવ નાખ્યો. એવામાં સીસોદી સૈન્ય લઈ મહારાણા જયસિંગજી પણ આવી મળ્યા. સૈન્યનો એક સાગર જમાવ થયો હોય એવું જણાતું હતું. મુસલમાનોને પણ પોતે કેદી છે એવો ભાસ થતો નહોતો. રજપૂતો ને મુસલમાનો ભાઇચારાથી વર્તતા હતા. રાત્રિ પડી ને સર્વે વાળુ કરી સુવાની તૈયારી કરતા હતા. ત્યાર પછી સર્વત્ર જળ જંપ્યું જોઇ દુર્ગાદાસ શાહજાદા અકબરના તંબુમાં ગયો. અકબર તે વખતે પોતાના ઢોલીઆ ઉપર બેસી હુક્કો પીતો હતો. દુર્ગાદાસ તંબુમાં આવ્યો એટલે ચોકીદાર સિપાઇઓ દૂર ખસી ગયા.

દુર્ગાદાસે પ્રથમ વાત ઉપાડી. તે બોલ્યો કે:–"શાહજાદા ! બાદશાહે અમારા દેશ ઉપર કેવો જુલમ ગુજાર્યો છે, તે આપના જોવામાં આવ્યું હશે. મહારાજા જશવંતસિંગજીને અને તેમના પાટવીકુંવરને પરદેશમાં દગાથી મરાવી નાખ્યા ને તેમના બાળકુંવરને દિલ્હીમાં ઘેર્યા; અને આ રાજ્ય ખાલસા કરવાનું ધાર્યું. ખાલસા કર્યા પછી પણ આ દેશ ઉપર કેવો કેર વર્તાવ્યો છે, તે તમે જોયું હશે. અમારા જનાનાની આબરૂ લે, લોકો ઉપર વિનાકારણ જુલમ કરે અને દેશમાંથી આબાદી જતી રહે એવા ઉપાયો લે, તેવા નોકરો મોકલી આ દેશની ખેતી, વસ્તી ને વેપાર સર્વ પાયમાલ કીધું; પણ તેની નહિ દાદ કે ફરિયાદ. ફરિયાદ પણ કયાં જઈ કરે ? જ્યાંથી વહાર આવવાની ત્યાંથીજ ધાડ પડે, ત્યાં લોકો બિચારા કયાં જાય ? મારી પોતાની હકીકત તો તમને માલમ પડીજ છે, કે જેથી મારે હથિયાર પકડવાની ફરજ પડી છે. તે ઉપરાંત તમે જુઓ કે જાણે હિંદુધર્મનો તેમણે નાશ કરવાનુંજ ધાર્યું હોય તેવાં કામ આદરી બેઠા છે. તમારા નામરાશી તમારા વડીલ અકબરશાહ હિંદુઓનો પ્રેમ સંપાદન કરી, તેમની સાથે સગપણની ગાંઠથી સંધાયા તથા તેમને મોટા હોદ્દાઓ આપ્યા. તેમના મોટા સેનાપતિઓ ને પ્રધાનોમાં, સલાહકારો અને સુબાઓમાં હિંદુમુસલમાન બંને હતા. હિંદુ ને મુસલમાન ધર્મ સરખા ગણી ધર્મસંબંધી પક્ષપાત ત્યજીને નિષ્પક્ષપાતે રાજ્ય ચલાવ્યું, તો તેમનું રાજ્ય કેવું સલાહશાંતિભરેલું ને આબાદ થયું. હિંદુઓએ મુસલમાની રાજ્યો જીત-

વામાં મદદ કરી, એટલુંજ નહિ પણ હિંદુરાજ્યો તાબે કરવામાં પણ તેમણે સહાય કરી, તેથી તેમના વખતમાં રાજ્યનો પણ બહોળો ફેલાવો થયો. તેમના પછીના તેમના પુત્ર અને પૌત્રે પણ એજ રાજ્યનીતિ કાયમ રાખી, તો તેઓ પણ રાજ્ય વધારી પ્રજાને સુખી ને આબાદ કરી શકયા; પણ આલમગીરે તો કાંઇ ઓરજ નીતિ ચલાવી છે. તેમણે હિંદુઓને રાજ્યકાજમાંથી બાતલ કર્યા, મોટા મોટા હોદ્દાઓ આપવા બંધ કર્યા ને એટલાથી પણ સંતોષ નહિ પામતાં તેમના ધર્મમાંએ હાથ ઘાલવાને ચૂકયા નહિ. જાત્રાળુ ઉપર વેરો ને જજીઆવેરો એ શું ઓછો જુલમ ચલાવ્યો છે? અસલના અફઘાનબાદશાહોને પણ વિસરાવી દે એવાં કાર્યો આરંભ્યાં છે.

વારૂ તે પણ ઠીક. તેમને હિંદુઓનો વિશ્વાસ નજ હોય, પણ તેમને પોતાના સરદારો ને દીકરા વટીકનો પણ વિશ્વાસ કયાં છે? એક ઠેકાણે સરદાર મોકલ્યો કે તેની સાથે પોતાનો કુટુંબી બાતમીદાર છેજ. એક જગ્યાએ શાહજાદાને મોકલ્યો કે તેની પાછળ વિશ્વાસુ સરદાર બાતમીદાર છેજ. આ પ્રમાણે સર્વત્ર અણવિશ્વાસ પ્રસરી ગયો છે. તમે ને તૈબરખાન અહિં આવ્યા છો, પણ તૈબરખાનને તમારા ઉપર ને તમને તૈબરખાન ઉપર દેખરેખ રાખવાની ખાનગીમાં સલાહ આપી હશે. તમને કહેતી વખતે તમારા ઉપર ને તૈબરખાનને કહેતી વખતે તેના ઉપર પોતાનો પૂર્ણ ભરોસો છે, એમ જણાવ્યું હશે. આવા અણવિશ્વાસનું પરિણામ શું આવ્યું છે તે જુઓ. આપના વડીલોએ જે રાજ્યનો મજબૂત પાયો ચણી આ વિસ્તીર્ણ બાદશાહત સ્થાપી છે, તે બાદશાહત દોદળી કરી નાખી છે. એનો પાયોજ ખણી નાખ્યો તો એ ઇમારત કેમ ટકવાની? જુઓ ઠામ ઠામ હિંદુઓ લઢવા ઉઠયા છે, ઠેકઠેકાણે બળવા જાગ્યા છે ને બાદશાહતમાંથી અલગ પડી નવાં રાજ્યો સ્થપાયાં છે. કાબૂલ ને કંદહાર તો જશવંતસિંગજી મહારાજ ગુજર્યા પછી ગુમાવ્યાંજ છે; પરંતુ આ દેશમાં તેમજ દક્ષિણમાં તો તેમનો કાબૂ રહ્યો નથી. રાજસ્થાનનો દુશ્મન કીધું છે. ગુજરાત ને માળવા ઉદેપુરને શરણે લગભગ થયાં છે. શીખ ને સતરામીઓ પણ જંપ્યા નથી ને ધર્મપક્ષપાત છોડયા વગર જંપવાના પણ નથી. આ બળવાનો પવન કયાં જઇ થોભશે તે અટકળી શકાતું નથી. સૈયદવંશીની માફક બીલકુલ બાદશાહત સત્તાહીન થશે ત્યારે થોભશે એવું ભવિષ્ય મને તો જણાય છે અને ત્યારે મોગલો કયાં ને બાદશાહત કયાં?

એવું થઇ જશે.

તમે તમારોજ વિચાર કરો. રાજ્ય ગયા પછી તમારૂં શું રહેશે ? તમે શી ગણત્રીમાં થશો ? અને રાજ્ય રહે એવાં ચિન્હ તમને શું જણાય છે ? આ મરુભૂમિમાં તો તમે જોયું કે હવે તમારી અણુમાત્ર જગા છે ? અને બાદશાહ પંડે આવે તોપણ અમારા રાઠોડો એને નમ્યું આપે એમ તમે માનો છો ? શિવાજીમહારાજનું મરેઠી રાજ્ય તો કયારનુંએ સ્વતંત્ર થયુંજ છે. વિજાપુર, ગોવળકોંડાવાળા તો અસલથીજ મોગલોને ધિક્કારતા આવ્યા છે—પઠાણો તો તમારાથી જુદા પડેલાજ છે. જ્યાં જુઓ ત્યાં એમણે વૈર વસાવ્યું છે. જયાંથી આધાર મળવાનો તે આધારભૂત ડાળીઓનેજ છેદી નાખી છે. ત્યારે હવે તમે તમારોજ વિચાર કરો; તમારૂં શું થશે ?

તમારા ઉપર બાદશાહ જાદે પ્રેમ બતાવે છે, તમને સર્વથી વહાલા ગણે છે; પણ તમારોજ તેમને વિશ્વાસ નહિ ત્યાં બીજાની શી વાત ? તમે આજ ટાણે તૈબરખાનને બોલાવી કુરાનના સોગન આપી પૂછો કે તમારા ઉપર દેખરેખ રાખવાની તેને ભલામણ કરી છે કે નહિ ? તમે પોતેજ શું કહો છો ! તૈબરખાન જેવા મોટા ને પોતાના વિશ્વાસુ સરદાર ઉપર તમને દેખરેખ રાખવાનું બાદશાહે નથી કહ્યું ?" આટલું બોલી તે શાંત થયો. હવે અકબરને બોલવાનો વારો આવ્યો.

તેણે કહ્યું કે, એ વાત ખરી છે. બાદશાહે મને કહ્યું કેઃ—"તું મારો લાડકવાયો દીકરો છે; અને તારા ઉપર મારો સૌથી વિશેષ પ્રેમ ને વિશ્વાસ છે. તૈબરખાન ગમે તેવો મોટો ને સારો છે. તે ફૂટે એવો તો નથી, તથાપિ રજપૂતો કદાપિ એને ધનની લાલચથી ફોડીને ફેરવી નાખે, તો આટલુ બધુ સૈન્ય રજપૂતો તરફ થઇ ગયે તેમને ચાંપી નાખતાં આપણને ભારી પડે; માટે તારે તેના દરેક કામ ઉપર નજર રાખી મને ખબર આપ્યા કરવી. ઉપર ઉપરથી તને તેના હાથ નીચે લશ્કરી તાલીમ આપવાનું બહાનું બતાવી તને તેના તાબામાં મોકલું છું; પણ મારી ખરી મતલબ તો તેના ઉપર બાતમી રાખવા મોકલવાની છે; કેમકે લઢાઇમાં તું કેવો શૂરો છે તે હું જાણું છું. તારે કાંઇ વિશેષ તાલીમની જરૂર નથી, વળી એવા મોટા વગવાળા સરદાર સાથે તું રહે ને તેની પ્રીતિ સંપાદન કરે, તો આગળ ઉપર હું તને બાદશાહી આપું ત્યારે તે તને મદદગાર થઇ પડે એ પણ મારી મતલબ છે !"

દુર્ગાદાસે કહ્યું કે,"ઓહો! એ કેવી ગત રમનારો છે. ઉપરથી ખુદાનો ડર બતાવે છે, ધાર્મિકપણાનો ઢોંગ લઇ બેઠો છે, પણ એમના જેવો અધર્મી કોને કહેવો ? એમનામાં સત્યનો અંશ તો છેજ નહિ. દગાફટકા ને પ્રપંચમાં સત્ય હોય પણ ક્યાંથી ? આજીમને રાજ્યલાલચ આપે છે તે જૂદી, મોઆજીમને આપે છે તે જૂદી અને તમને આપે છે તે પણ જૂદીજ. દરેકને રાજ્ય આપવાની લાલચમાં લપટાવે છે; દરેકને પોતાનો વહાલો કહી વખાણે છે અને તે છતાં દરેક ઉપર અણુવિશ્વાસ લાવી તેમના ઉપર બાતમીદાર રાખે છે. આહાહા ! કેવો પ્રપચ, કેવું અસત્ય, કેવું ધાર્મિકપણાનું ધુતારૂં ! હવે મને લાગે છે કે તમે તમારા સંબંધમાં ખાત્રી કરી જુઓ કે તૈબરખાનને તમારા ઉપર બાતમીદાર રાખ્યો છે કે નહિ ?" અકબરને એ વાત ગળે ઉતર્યાથી તેને બોલાવવા મોકલ્યો.

તૈબરખાન આવ્યો, તેને અકબરે કહ્યું કે:–"ખાનસાહેબ ! તમને મારા ઉપર પ્રેમ છે કે નહિ ? જો તમે મને ચાહતા હો તો હું પૂછું, તેનો સત્ય ઉત્તર આપજો. જો અસત્ય બોલો તો તમને કુરાનના સોગન છે. આપણને મારવાડ ઉપર મોકલ્યા ત્યારે બાદશાહે તમને ખાનગીમાં બોલાવી શી ભલામણ કરી છે ? તૈબરખાને પ્રતિજ્ઞા ઉપર કહ્યું કે મને કોઇનો ડર રાખવાનું કારણ નથી. દુર્ગાદાસ તો બાદશાહનો દુશ્મનજ છે અને તમારા સંબધી તો તે વાતજ છે, પછી અહિં ચોથું કોણ છે કે જુઠું બોલું ? વળી તમે કુરાનના સોગન આપ્યા છે એટલે બસ. હું જે કહું છું તે સત્યજ; પણ તેથી તમે મારા ઉપર ગુસ્સો કરશો નહિ; અથવા તેથી તમારા ઉપરથી મારો વિશ્વાસ અને પ્રેમ લગાર પણ કમી થયાં છે, એમ સમજશો નહિ. આપણો પ્રેમ અને વિશ્વાસ તો મુવે છૂટશે. તમણે મને એકાંતમાં બોલાવી કહ્યું કે મારા શાહજાદા અકબરને તારા હાથનીચે મોકલું છુ; પણ રજપૂતો ને તેમાં દુર્ગાદાસ ઘણો કપટી છે, તે મારા છોકરાને ભોળવીને રાજ્ય અપાવવાની લાલચમાં નાખશે. જેવી રીતે મેં મારા બાપને કેદ કરીને અને ભાઇભત્રીજાઓને મારીને રાજ્ય લીધું છે, તેવી રીતે દુર્ગાદાસ તેને રાજ્ય અપાવવાની લાલચમાં ફસાવશે; માટે તે પ્રમાણે થાય નહિ, તેની સંભાળ તમારે રાખવી. તમારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ હોવાથી માત્ર તમનેજ એ કામ સોંપું છું. મહમદખાં તો ફુટેલો જણાય છે. એકવાર દગો કર્યો છે, માટે એને મળી જતાં વાર નહિ લાગે. તમે તેની પણ બહુ

સંભાળ રાખજો. માત્ર તમેજ સંભાળથી દગો ન થાય, એમ ચેતતા રહેજો ને વિજયશાળી થઇ વહેલા આવજો. આ કામ થયું એટલે મારા મુખ્ય સેનાપતિ ને પ્રધાન તમેજ થશો તથા તમારા હોદ્દાને છાજતી મારવાડમાંની અજમેરની જાગીર તમને આપીશ. આ પ્રમાણે જે ખરી વાત બનેલી છે તે તમને કહી; પણ શાહજાદા ! એ વાતની તમને આજે ને અત્યારે શી જરૂર પડી તે જણાવો."

અકબરે કહ્યું કે કાંઇ પ્રસંગ ઉપર વાત નીકળતાં તેની જરૂર પડી; પણ જ્યાંસુધી તમે કાંઇ પણ વાત તમારે મોઢેથી બહાર ન જાય તેની પ્રતિજ્ઞા ન લો, ત્યાંસુધી સર્વ વાત કાંઇ બોલવા જેવી નથી. મને તમારા ઉપર વિશ્વાસ હોય માટે આ રજપૂતસરદારને પણ હોવાનું સંભવતું નથી. વળી તમે મારા પ્રેમપાત્ર છો તેમ તમારો પ્રેમ મારાપ્રતિ પણ છે. તમે મારૂં શુભ ઇચ્છનારા છો, મારો ઉદય થએલો જોવાને ચાહનારા છો ને મારા સુખદુઃખમાં ભાગ લો તેવા છો, તેથી એ સર્વ વાત તમને કહેવી તો છેજ; માટે આ કુરાન ઉપાડો ને કહો કે હું તમને સહાય રહીશ અને બનેલી વાત અહિંથી બહાર નહિ જાય. તૈબરખાને તેમ કર્યું.

હવે દુર્ગાદાસે બોલવા માંડયું. તેણે કહ્યું કેઃ—"હું રજપૂત છું, તમારો શત્રુ છું; પરંતુ તમે જુઓ કે મેં તમને જીત્યા છતાં દુશ્મનાવટ બતાવી છે? તમારા ઉપર અણુવિશ્વાસ આણ્યો છે ? તમારૂં અપમાન કર્યું છે ? કિંવા તમે કેદી છો, એવું સ્વપ્નું પણ આવે એવું આચરણ મેં કે મારા સરદારોએ તમારાપ્રત્યે કર્યું છે ? હવે તમે સામી બાજુ જુઓ. અમે પરધર્મી છીએ એ વાત ખરી; પણ તેમ તમે પરધર્મી અમારા કબજામાં નહોતા ? પરધર્મી તોપણ ખુદાના તો સર્વ પુત્ર છીએ અને એ રીતે તો આપણે સર્વે ભાઇઓ છીએ; માટે આપણુ સર્વેએ ભાઇચારાથી એકબીજા સાથે રહેવું જોઇએ. તેને બદલે તેમને દુઃખ દેવું, તેમના ઉપર જુલમ કરવો, તેમની વહુબેટીની લાજ લૂંટવી કે લૂંટવા દેવી, વગરકારણે મુલક પચાવી પાડવો અને પાયમાલ કરવો, પરધર્મી ગણી તેમના હક્ક ડૂબાવવા, સ્વધર્મીને મોંમાગ્યા હક્ક આપવા, પરધર્મીને સરકારી મોટી નોકરીમાં ન રાખવા ને ધર્મવેરા લેવા એ શું ઓછો અન્યાય ? તમે અનુભવી છો એટલે તમારા જાણ્યામાં હશેજ. જશવંતસિંગજી ને પૃથીસિંગજીને કેવા દગાથી મરાવી નાખ્યા ? ને તેમનો નિર્વંશ કહાડવાને બાળકુંવરને મરાવ-

વાનો યત્ન કર્યો ! અમારૂં રાજ્ય લઇ કેવો ઘાતકી સરદાર મોકલ્યો ! અમારો દેશ કેવો પાયમાલ કરી નાખ્યો છે ? જજીઆવેરો ને જાત્રાવેરો નાખવાનું શાહજહાં બાદશાહના પુત્રને છાજે ? સેનાપતિમાં, રાજ્યસભામાં,મોટા સુબાઓમાં, અને વજીરોમાં જુઓ હવે કોઇ ઠેકાણે તમે હિંદુ દેખો છો ? જે હિંદુઓમાં માનસિંગ, મોહોબ્બતખાન ટોડરમલ, જયસિંગ, બીરબલ, જશવંતસિંગ જેવા સરદારો ઉત્પન્ન થયા હતા, તે હિંદુઓમાં શું હવે તેવા સરદાર, સલાહકાર કે મંત્રી થતા નથી કે છેજ નહિ ? જેમણે તાતાર ને કાબુલ, આસામ ને આરાકાનમાં જઇ લઢાઇઓ કરી બાદશાહને વિજયશાળી કર્યા, તે શું આજે બાદશાહને સહાય ન કરે ? પણ બાદશાહે પંડેજ પગ ઉપર કુહાડી મારવા માંડી. બાદશાહી ઈમારતનો પાયો કે બાદશાહી વૃક્ષના મૂળ ખોદવા માંડયાં, તે ઇમારત કે વૃક્ષ ટકશે ? અને નહિ ટકે તો તેનું પરિણામ શું થશે ? તમે શાણા છો તો વિચાર કરો કે બાદશાહને કોઈ સારી સલાહ આપનાર પણ નથી ?

તૈમરખાંએ કહ્યું, સલાહ આપનાર શું કરે ! કાંઇ બાદશાહ માને એવો છે ? એને કોઇનો વિશ્વાસ ન મળે, એટલે વખતે સલાહ આપનારનોજ ઘાત કરાવે. એવા ડરથી બધા હા જી હા કરે છે: બાકી જે વૃદ્ધો અકબર, જહાંગીર ને શાહજહાંને સલાહ આપનારા હતા, તેમના જેવા તેમના વંશજો પણ આજે તેવીજ સારી સલાહ આપનારા છે; પણ તે માનનારા નથી. આલમગીર સર્વજ્ઞ હોઈ સર્વત્ર પહોંચી વળે એવું ગુમાન ધરાવે છે: પોતાને દીર્ઘદૃષ્ટિવાળો ને સર્વશક્ત માને છે, એટલે માથું ખોવાને અને સર્વસ્વ ગુમાવવાને જોખમે એને સલાહ આપવા કોણ જાય ? બાદશાહે ધર્મભેદ કરી દેશમાં કુસંપનાં બીજ બોયાં છે, તેનાં ઝેરી ફળ થશે એ શું કોઇ નથી જાણતુ ? તેનાં વિષફળ થયાંજ છે. રજપૂતો, મરેઠા, શીખ, વેરાગીઓ, વિગેરે લઢાઇ માંડી બેઠા છે તે શું અમને માલમ નથી ? જ્યાંથી સહાય મળવાની તેજ આધારભૂત ડાળી કાપવાની હોય ? પણ શું કરીએ ? અમારી સલાહ સાંભળનાર કોણ છે ? એક દેશમાં જન્મી ઉછર્યા, એટલે આપણે સર્વે એકદેશી ભાઇજ છીએ. પછી ધર્મ તો જેને જે ફાવે તે પાળે. ધર્મ કાંઇ બળાત્કારથી પળાવવાનો નથી. બળાત્કારથી કામ કરાવ્યું કેમ થાય ? રાજીખુશીથી સર્વે સારૂં થાય. ખુદાની દૃષ્ટિમાં આપણે સર્વે ભાઇ છતાં ભાઇ ભાઇ ઉપર જુલમ કરે એ કેટલું અંધેર પણ કરવું શું ! અમને એનું પરિણામ ખુલ્લું જણાય છે કે મોગલાઇ ડુબશે

ને સર્વ માંહોમાંહે લઢીને પાયમાલ થઇ દેશની ખરાબી કરશે અને કદાચ એની લઢાઇમાં ત્રીજો ફાવી જશે; પણ અમને એ ખરાબી થતી અટકાવવાનો ઉપાય જડતો નથી.

દુર્ગાદાસે કહ્યું કે તેના ઉપાય તો છે, પણ અમારા એકલાથી બને તેમ નથી. તમો સર્વ એકદીલથી અમને સહાય કરો તો તે પાર પડે તેમ છે. એટલે અકબર ને તૈબર અધીરા થઇ તે ઉપાય પૂછવા લાગ્યા. ત્યારે દુર્ગાદાસ બોલ્યો, અમને બાદશાહનો ડર લગારે નથી. અમે એટલા મજબૂત છીએ કે કદાચ બાદશાહ આખા હિંદનું સૈન્ય લઇ આવશે તોપણ અમે મારવાડમાં તો એનો પગ ટકવા દેનાર નથી. માટે અમને અમારી ફિકર લગારે નથી. તમારી સાથે અમને સ્નેહ થવાથી તમારા ભલા ખાતર અને મોગલાઈ સાથે અમારી કુંવરીઓ દીધેલી હોવાથી માત્ર મોગલાઇપરના પ્રેમની ખાતર અમારે તો જે કરીએ તે કરવાનું છે. કાલે સવારે તમને બાદશાહ પાસે મોકલ્યા ને અમારા સરદારો પાછા લીધા એટલે અમે અમારા દેશમાં જઇશું. અમે જાણીએ છીએ કે બાદશાહમાં તાકાત હશે, ત્યાંસુધી તે અમારા દેશ ઉપર ચઢી આવશે; પણ તે સાથે અમે એ પણ જાણીએ છીએ કે આખા દેશમાં બળવો જામ્યો છે. દક્ષિણમાં તો બાદશાહી સત્તા સરખી પણ નથી. ગુજરાત ને માળવા ગુમાવવાની અણી ઉપર છે. શીખ ને વેરાગી કાંઇ જંપવાના નથી. જાત્રા ને જજીઆવેરાથી કોઇ હિંદુ સ્થિર પડવાનો નથી, તો પછી અમને બાદશાહ તરફનું ભય રાખવાનું કારણ શું છે ? અતિશે થાય તે થોડા માટે; માટે અમારી તો ખાત્રી છે કે મોગલાઇનો સૂર્ય શાહજહાંના વખતમાં મધ્યાહ્નનો થયો હતો તે આલમગીરના વખતમાં અસ્ત પામશે. પછી અમારે ડર શાનો છે ? તે છતાં ઉપર કહેલાં કારણોથીજ માત્ર અમારે તો જે કરીએ તે કરવાનું છે. અમારે તો માત્ર સહાયભૂત થવાનું છે પણ તેમાં આગેવાની તમારી જોઈએ. જો તમારી ઇચ્છા હોય, મોગલાઇ અસ્ત પામતી બચાવવી હોય, દેશની પાયમાલી થતી અટકાવવી હોય, હિંદુમુસલમાનમાં સંપ કરી હિંદમાં એકછત્રે રાજ્ય કરવું હોય, તો બાદશાહે જે રસ્તો આપણને બતાવ્યો છે, તે રસ્તો આપણે ગ્રહણ કરો. તેમને ઉઠાડીને અકબરને ગાદી આપો. શાહજાદો એના ગુણલક્ષણથી મહાન અકબરશાહ જેવો થાય એમ જણાય છે. વળી તેમની સહાયમાં તમે તો છોજ; ને આખું રાજ્યસ્થાન મશે. આ સિત્તેર હજાર લશ્કર તમારૂં

તૈયાર છે. કાલે તે બાદશાહને સ્વાધીન થશે. અલબત એ લશ્કરે કુરાનના સોગન ખાધા છે, એટલે અમારા સામી તલવાર નહિજ ધરશે અને તેમ થશે એટલે બાદશાહ તેમને બીજી જગ્યાએ મોકલી દેશની પાયમાલી કરાવશે ને તેમને કપાવી નાખશે; કેમકે બાદશાહ એમનો પણ હવે વિશ્વાસ કરવાનો નથી. એ લશ્કર બાદશાહ પાસે ગયા પછી આવો સંજોગ મળવાનો નથી. માટે વિચાર કરો. હજુ વખત છે અમે અમારા સર્વ સહાયકારી સૈન્ય સાથે તમારે પડખે છીએ. ત્રણે શાહજાદાઓ ઘણે દૂર પડેલા છે. બાદશાહ એકલો થોડા લશ્કરથી અજમેર આવેલો છે, તેને ઘેરી લઈ કેદ કરવો એ કાંઇ મુશ્કેલ કામ નથી. હાલ આપણી પાસે લગભગ દોઢલાખ માણસનું સૈન્ય થશે, એટલાવડે તો આપણે આખી મોગલાઇ વશ કરીશું. રાજ્યસ્થાન તો આપણા પક્ષમાં છેજ. શિવાજીમહારાજને આપણા પક્ષમાં લેવા કંઈ મુશ્કેલ નથી; કેમકે તેઓ બાદશાહના ધર્મના જુલમ સામા લઢે છે. કાંઇ મોગલાઇ સામા લઢતા નથી. જાત્રાવેરો ને જજીઆવેરો બંધ કરી હિંદુઓને અકબરશાહની માફક રાજ્યકાજમાં રાખી ધર્મભેદ કહાડી નાખી, ધર્મમાં સ્વતંત્રતા આપી એટલે શિવાજી મહારાજને લઢવાનું કારણ રહેશે નહિ. નાગોરવાળા ને નાનકપંથી તો એ વેરામાટેજ લઢે છે; એટલે એ વેરા બંધ થતાંજ એ લઢાઇઓ તો બંધ પડશે, પછી માત્ર તમારા ભાઇઓ રહ્યા. એ ભાઇઓ સંપીને રહેવા માગે તો સરદારી આપી સુબા બનાવવા; પણ જો લઢવાજ આવે તો તેમને હરાવવા એ કાંઇ મોટી વાત નથી. માટે મારી તો ઇચ્છા છે કે દિલ્હીની ગાદીએથી એ ગાદીનો ને મોગલાઇનો ક્ષય લાવનાર બાદશાહને ઉઠાડી તેની ગાદી શાહજાદા અકબરને આપવી. હવે તમારી સલાહ શી છે તે કહો.

દુર્ગાદાસની વાણી સાંભળી બંનેના મુખ ઉપર પ્રથમ લગાર તેજી આવી ને પછી લગાર ઝાંખા પડયા. બને વિચારસાગરમાં ડોલવા લાગ્યા. બંને કપાળે આંગળી મૂકી સુન થઇ ગયા. થોડીવાર પછી તૈબરખાં બોલ્યો. બહાદૂર દુર્ગાદાસ! તમે જે કહ્યું તે યોગ્યજ છે. તેમજ થવું જોઇએ. જો તેમ નહિ થાય તો મોગલાઇ રહેવાની નથી અને મોગલાઇ ગયા પછી અમે કોણ ગણતીમાં રહેવાના છીએ? માટે મોગલાઇને ડૂબતી બચાવવી જોઇએ. મને અકબર ઉપર પ્રેમ છે, તેમ અકબર પણ મહાન અકબરશાહ જેવા સદ્‌ગુણી છે, એટલે એમના હાથથી મોગલાઇનું પુનર્જીવન થશે. તમારા જેવા સરદારો તે માનસિંગ ને ટોડ-

રમલની ખોટ પૂરશે. ખચિત મોગલાઇ તરશે. વળી બાદશાહે જે રસ્તો બતાવ્યો છે તેજ રસ્તે આપણે જવું છે. જે બાદશાહે કર્યું છે તે આપણે કરવું છે; તેમાં પાપ પણ શાનું ? બાદશાહે તો પોતાના ભાઈભત્રીજાઓને મારી પાપકર્મ કર્યું છે. આપણે તેમ કરવું નથી. આપણે બનતાં સુધી તેમને મેળવી લઇ રાજ્યસહાયક બનાવીશું. પાપકર્મની ઇચ્છા આપણે કરવીજ નથી. બાદશાહે અકબરને ગાદી આપવાનું કહેલું છે, તે ગાદી ગુમાવ્યા પછી ક્યાંથી આપવાના હતા ? માટે હાલ ગાદી છે તેજ તેમને ઉડાડીને તેમની ઇચ્છા પ્રમાણે તેમના વહાલા પુત્રને આપવી છે; એમાં દોષ શાનો ? કેમ શાહજાદા ! તમારો શો વિચાર છે ?

અકબરે કહ્યું, રાજ્ય એ સર્વને વહાલું હોય. રાજ્યગાદી ઉપર બેસવાનું કોને ન ગમે ? પણ મારા પિતાએ જે પાપ કર્યું તે પાપ કરીને મારે ગાદી લેવી કે નહિ, તેનો વિચાર હું કરૂં છું. તેબરખાંએ કહ્યું કે એમાં અમને સ્વાર્થ છે ? અમને તો કદાચ હોય, પણ આ બહાદુર દુર્ગાદાસને શું ? જો એમાં પાપ હોય તો તે કરવાને અમે ઉશ્કેરાઇએજ કેમ ? તમને રાજ્યનીતિ માલમ નથી. જો કોઇ પાપ કરે છે તો તેને આપણે શિક્ષા કરીએ છીએ કે નહિ ? તો બાદશાહે પાપ કરી ગાદી મેળવી છે, તે પાપની તેને શિક્ષા ઘટતી નથી ? આપણે ક્યાં બીજી સજા કરીએ છીએ ? પાપથી મેળવેલું આપણે માત્ર પાછું લેવાનું છે અને તે એટલાજ માટે કે તે ઉપર આપણો હક્ક છે. પાપથી મેળવેલું પણ હક્કવાળું, તે પાપકર્મ કરીને કે અનાચાર કરીને ગુમાવે તો પછી આપણે શું લઇએ ? જે ઉપર આપણો હક્ક છે તે એમને અનાચાર કરીને ગુમાવવાનો હક્ક નથી; માટે એ આપણું ગુમાવે તે પહેલાં એ ગુમાવવા બેઠા છે એવી આપણી ખાત્રી થવાથી આપણે કબજે લઇએ એમાં શું પાપ છે ? એ આપણું ગુમાવવા બેઠા છે એ તો નક્કીજ છે. વળી તમે વિચાર કરો તો તમને જણાશે કે તમે એમ કરો એમાં પાપ નથીજ; પણ ઉલટું પુણ્ય છે. તમે જુઓ કે એમના જુલમથી ઠામ ઠામ કેવી લઢાઇઓ ચાલી છે ? મારામારી ને કાપાકાપી કેવી થાય છે ? દેશમાંથી આબાદી જઇ પાયમાલી પ્રસરી રહી છે. સર્વત્ર કુસંપનાં બીજ વાવ્યાં છે. એ એમના જવાથી બંધ થશે. ધર્મભેદથી થતી લઢાઇઓ બંધ થઇ ખુનામરકી થતી અટકશે. ન્યાય ને ધર્મમાં સ્વતંત્રતા પ્રસરી આબાદી પુનઃ સ્થપાશે. પાપ થતું અટકાવી પુણ્યનાં કામ કરવામાં શું થોડું પુણ્ય

છે ? માટે એ કામ કરવામાં તમે પાપનો વિચાર કહાડી નાખો. તમે ગાદીએ બેસી તમારા પિતાએ જેમ એમના પિતાને દુઃખ દીધું, તેમ તમે ન દેતા. એટલે પછી પાપ શાનું ? તમે ગાદીએ બેસી સુખનાં, આબાદીનાં, સલાહસંપનાં ને પુણ્યનાં કામ કરશો તો દેશનો તમે કેટલો આશીર્વાદ પામશો ? હાલમાં તો તમે ને તમારો પિતા ગાળો ખાઓ છો, માટે મને તો દુર્ગાદાસજીની સલાહ વાજબી લાગે છે. મહમદખાં પણ બાદશાહનાં જુલમી કામોને ધિક્કારે છે. તે આપણા પક્ષમાં આવશે એટલે પછી આપણું સર્વ સૈન્ય એકદિલજ છે એમ સમજવું. મારા સસરા ઇનાયતખાનની તો ફિકર રાખવાની નથીજ. એ તો જ્યાં હું ત્યાં એ; અને રજપૂતો તો આપણે પક્ષે છેજ. તમે ગાદીએ બેસી ધર્મવેરા બંધ કરી ધર્મછૂટનો ઢંઢેરો ફેરવશો ને નોકરી આપવામાં તમારા પિતાએ કરેલો ધર્મપ્રતિબંધ રદ કરશો, એટલે આખા હિંદની પ્રજા તમારા પક્ષમાં આવશે, લઢાઇઓ બંધ પડશે, સલાહશાંતિ પ્રસરી આબાદી થશે ને તમે ને તમારી બાદશાહત મજબૂત થઈ સુખી થશો, માટે બોલો શો વિચાર છે ?

શાહજાદો શરમાઇને નીચું જોઇ બોલ્યો, સ્વાર્થ અંધ છે. તે ખરૂં-ખોટું સૂજવા દેતો નથી. આ કામમાં મારો સ્વાર્થ છે. એટલે હું અંધ થાઉં એ કુદરતી છે; પરંતુ જ્યારે તમે બંને બીનસ્વાર્થી છતાં એવી સલાહ આપો છો તો મારે તે કર્તવ્ય છે. ઓ પ્રભુ ! મને સદ્બુદ્ધિ આપજે અને મારાં હવે પછીનાં કામોમાં મને સન્માર્ગે દોરજે !

હવે એક તરફથી મહમદખાં ને બીજી તરફથી જયસિંગજીને બોલાવવા મોકલ્યા. બંને આવ્યા પછી તેમને પોતાની વાતથી તૈબરખાંએ વાકેફ કર્યા; અને તેમનો અભિપ્રાય પૂછ્યો. એટલે મહમદખાં બોલ્યો, બાદશાહે આદરેલાં જુલમી કામોથી મને એમની રાજ્યનીતિ લગારે પસંદ નથી. એમનાં એ કામો રાજ્યની ખરાબી કરવા લાગ્યાં છે અને પરિણામે એમના વખતમાં કે એમના પુત્રના વખતમાં રાજ્યનો નાશ થશે, એમાં લગારે શક નથી. હિંદુમુસલમાનોમાં ભેદ બતાવવા માંડ્યો ત્યારથીજ મને તો એમના ઉપર અણગમો થયો છે. તેમાં આ બહાદૂર દુર્ગાદાસના ઘર ઉપર થએલો જુલમ નજરે જોવાથી વધારો થયો. જજીઆ ને જાત્રાવેરો એ દેશમાં કુસંપ વાવવાનાં બીજ છે, તે એમણે વાવ્યાં છે અને તેમાં ધર્મભેદ બતાવી હિંદુઓને હોદ્દા આપવા બંધ કરી એ કુસંપના વૃક્ષને પાણી સીંચ્યું છે. તેનાં કડવાં ફળ ચાખવા માંડયાં છે તે આ-

પણે જોઇએ છીએ. બાદશાહ એ રૈયતનો પિતા છે. એક હાથની કયી આંગળીમાંથી લોહી નહિ નીકળે ! બાપે તો પોતાની સર્વ પ્રજાને સરખી ગણવી જોઇએ. મારૂંતારૂં ને વહાલાઅળખામણીનો વિચાર એના અંતઃકરણમાંથી ઉઠવો ન જોઇએ. જે ઘરમાં માબાપ પોતાનાં સર્વ છોરૂને એકસરખા પ્રેમથી ચાહે છે ને પાળેપોષે છે તે ઘરમાંજ સલાહસંપ, સુખ ને આબાદી વાસો કરે છે ને એથી ઉલટું ચાલનારનો પોતાનો ને ઘરનો જલદીથી વિનાશ થાય છે; માટે મોગલાઇ અરત પામતી બચાવવાને તથા આપણી આબરૂ ને કુલીનતા સાચવવાને તમારી સલાહ પ્રમાણે કરવુ એજ મને દુરસ્ત લાગે છે.

એટલે મહારાણા જયસિંગજી બોલ્યા, તમે જાણો છો કે અમારા મહારાણા રાજસિંગજી—મારા પૂજ્ય પિતાએ જજીઆવેરો નહિ નાખવા, ધર્મભેદ કહાડી નાખવા અને મહાન અકબરશાહની રાજ્યનીતિએ રાજ્ય ચલાવવા બાદશાહને શિખામણપત્ર લખ્યો હતો. એ પત્રની બાદશાહને કાંઇજ અસર થઇ નહિ. એણે હિંદુઓ ઉપર ઉલટો વધારે જુલમ કરવા માંડયો ને દગો કરી જેમ આ રાજ્ય ખાલસા કર્યું, તેમ બીજાં રાજ્યો પણ ખાલસા કરશે તો અમારી પણ છેવટે એજ ગતિ થશે, એવો વિચાર કરી અમે બાદશાહ સામા ઉઠયા છીએ. હવે મારવાડ દેશ તો સ્વતંત્ર થયો તે તમે જોયું છે. માળવા ને ગુજરાત અમે જીતી લીધાં છે અને અમારી ધારેલી ઇચ્છા પાર પડશે નહિ ત્યાંસુધી અમે અમારાં હથિયાર મ્યાન કરવાના નથી. બાદશાહને કોઇનો વિશ્વાસ નથી ને અમને બાદશાહનો વિશ્વાસ નથી. અમે મુસલમાનોથી ઘણીવાર દગાથી છેતરાયા છીએ, એટલે તેમના બોલ ઉપર વિશ્વાસ રાખતાં પણ અમને અચકાવું પડે, એવાં આજસુધીનાં એમનાં કાર્યો છે. આલમગીર જેવા જુલમીને ઉઠાડી, ધર્મભેદ અને ધર્મપ્રતિબંધ કહાડી નાખી દેશમાં શાંતિ ને આબાદી ફેલાવે એવો બાદશાહ થાય એવું અમે ઇચ્છીએ તે સ્વાભાવિક છે. તે કાર્યમાં મદદ કરવી એ ખુશાલીભરેલું કાર્ય હું સમજું છું. શાહજાદાના સંબંધથી એમના સદ્‌ગુણો મારા જાણવામાં આવ્યા છે. તેથી એ શાહજાદો બાદશાહ થાય એવું હું ઇચ્છું છું. મારા અંતઃકરણપૂર્વક હું એમને સહાય કરીશ તથા આ બાબત હું મહારાણાશ્રીને સૂચના આપીશ; પરંતુ આપણા પાંચ જણામાં કોઇ દગો કરે નહિ એવી પ્રતિજ્ઞા લેવાવી જોઇએ. તમે ત્રણે કુરાન ઉઠાવો ને અમે બંને ગીતાજી ઉઠાવીએ છીએ. પછી આપણી

શરત એટલી કે શાહજાદા અકબરને ગાદીએ બેસાડવામાં અને એમને ગાદી ઉપર ટકાવવામાં અમારે સહાય કરવી; અને શાહજાદાએ ગાદીએ બેઠા પછી મહાન અકબરશાહની રાજ્યનીતિ ચલાવવી-જજીઆ ને જાત્રાવેરા બંધ કરીને, સર્વ પ્રજાને ધર્મ પાળવામાં સ્વતંત્રતા છે એવું જાહેર કરીને, નોકરી આપવામાં મારૂંતારૂં કે ધર્મીપરધર્મી નહિ જોતાં લાયકાત પ્રમાણે નોકરી આપીને ધર્મભેદ ને ધર્મપ્રતિબંધ કહાડી નાખી જુલમ અટકાવવો ને જેનું જે હોય તે તેને નિર્બાધપણે ભોગવવા દેવું. અકબરે એ સર્વ માન્ય કર્યું અને સર્વેએ મહારાણા જયસિંગજીના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી.

હવે શાહજાદા અકબરનો વારો આવ્યો. તે બોલ્યો, મિત્રો ! હવે કાંઇ મને પૂછવાનું નથી. રાજ્યહિત માટે જે સારૂં હોય તે કરવું, તેમાં આપણું ને દેશનું કલ્યાણ છે. મારા પિતાનો મારા ઉપર પ્રેમ છે અને મને રાજ્ય આપવાનુ વચન આપ્યું છે; પરંતુ તેમનું બોલવું સત્ય હોય એમ જણાતું નથી. મોઢેથી બોલવા જેવી એમની કરણી નથી. બોલી ને કરણી નિરાળી છે. એમને મારા ઉપર વિશ્વાસ નથી ને બીજા કોઇ ઉપર પણ વિશ્વાસ નથી. જેમ મને લાલચ આપે છે ને અણવિશ્વાસથી મારા ઉપર બાતમીદાર રાખે છે, તેમ મારા ભાઇઓમાટે પણ હશેજ. અણવિશ્વાસથી બાતમીદાર રાખે તો તે યોગ્ય છે; પણ પ્રેમ બતાવે ને અણવિશ્વાસ રાખે તે ખોટું છે. રાજાએ કહેવું કાંઇ ને કરવું કાંઇ, એ રાજ્યનીતિની અસત્યતા હું ધિક્કારૂં છું. પિતા એક પુત્રને કાંઇ લાલચ આપે, બીજાને કાંઇ આપે ને ત્રીજાને કાંઇજ કહે, એ પિતા મુરબ્બીપણાને યોગ્ય નથી. પિતાએ ને રાજાએ પોતાની પ્રજાને એકસરખી ગણી વિશ્વાસ રાખવો જોઇએ. વહાલા કહી અવિશ્વાસ લાવવો એ અતિશય બૂરૂં છે. મારા નામરાશી મારા વડીલની રાજ્યનીતિ વખાણવાજોગ હતી. તેઓ સર્વને સરખા ગણી વિશ્વાસ લાવતા; એટલુંજ નહિ પણ અણવિશ્વાસ લાવવા જેવાં પુત્રનાં કાર્ય જોઇને પણ પિતાને શોભતા મહાન મનથી પુત્રના અવગુણ મનમાં ન લાવતાં, તે માફ કરી શિખામણ દેતા. ખરો રાજા કે ખરો પિતા તેજ છે કે જે પોતાની પ્રજામાં સંપ ફેલાવે, કુસંપ દૂર કરી તે સુખી થાય એવા યત્ન કરે, દુર્ગુણ દૂર કરવા શિખામણ દઇ ગુન્હા માફ કરી ભયની સાથે પ્રેમ ઉત્પન્ન કરે. બાદશાહમાં તેવો એકે ગુણ ન છતાં ઉલટા દુર્ગુણો છે. પુત્રો, પરિવાર, રાજ્યસરદારો, સઘળા સંપી સુખી થઇ રાજ્યમાં શાંતિ ફેલાવે એવા ઉપાયો

નહિ કરવાથી સર્વત્ર અશાંતિ, ફાટફુટ, કુસંપ ને મારામારી ચાલી રાજ્ય ડુબવાની અણી ઉપર આવ્યું છે, બાદશાહત નાહક દરિયામાં ડૂબી ગળકાં ખાય છે. તેવે ટાંકણે આપણે તેને આધારભૂત થઇ, બહાર કહાડી બચાવવી એ હું ધારૂં છું કે આપણી પ્રથમ ફરજ છે.

આ સાંભળી સઘળા આગેવાનોએ પોતપોતાના તાબાના સરદારોને સમજાવી દીધા ને ત્યાંથી મુકામ ઉઠાવી ખેડ ગામમાં આવી અકબરને ગાદીએ બેસાડ્યો તથા સઘળાઓએ અકબરને મળતા રહી છેવટસુધી અકબરનેજ સહાય કરવાની પ્રતિજ્ઞા લીધી. એમ કરતાં તેઓ અજમેરથી દોઢ કોશપર બુધવાડા ગામ છે ત્યાં આવી મુકામ કર્યો. બાદશાહ અજમેરમાં ભરાઇ બેઠો. બુધવાડેથી લશ્કરની તથા સરદારોની અદલાબદલી કરવાનો ઠરાવ કરવાને સરદાર ઇનાયતખાનને દુર્ગાદાસે બાદશાહ તરફ મોકલ્યો. ઇનાયતખાન રજપૂત કેદીઓને લઇ બુધવાડે આવે ને મુસલમાન કેદીઓને લઇ તૈબરખાં અજમેર જાય એવો ઠરાવ હતો. રજપૂતકેદીઓ આવે કે મુસલમાનકેદીઓએ અજમેર જઇ બાદશાહના લશ્કર ઉપર હુમલો કરવો ને રજપૂતોએ બીજી તરફથી હલ્લો કરી બાદશાહને કેદ પકડવો અને ત્યાંથી સર્વએ દિલ્હી જઇ અકબરને વિધિપુરઃસર રાજ્યાભિષેક કરવો એવું ઠરાવ્યું હતું.

# પ્રકરણ ચૌદમું

## એકકો તૂટ્યો

દુહો

બળ બુદ્ધિ ધન ખરચીને, કરતાં કોટિ ઉપાય;
જનનું ધાર્યું થાય નહિ, ધાર્યું ધણીનું થાય.

મનુષ્યની ધારણા ગમે તેવી હોય છતાં તે ફળીભૂત થવી ઇશ્વરાધીન વાત છે. મનુષ્ય ધારે છે કાંઇ ને પરિણામ આવે છે કાંઇ! ઇશ્વરની ગતિ ગહન છે. તે કોઇથી કળાતી નથી. તે ધારે તો જોષીઓના જોષ,

વિધાત્રીના લેખ ને ભવિષ્યવાદીઓનું ભવિષ્ય ખોટું પાડે. તેની આગળ ક્ષણુભંગુર દેહધારી મનુષ્યનું શું ગજું છે? તે ક્ષણુમાં જળને ઠામે સ્થળ ને સ્થળને ઠામે જળ કરી મૂકે છે. મોટા પહાડો ને પહાડો ઉડાડી મૂકી દરિયામાં નાખી દઇ દરિયો પૂરે છે ને જ્યાં પહાડો હોય ત્યાં દરિયા કરી મૂકે છે; માટે મનુષ્ય! તું એમ ન ધારતો કે જે થાય છે કે કરે છે, તે તુંજ કરે છે. ઇશ્વરની સહાયતાથી કે તેની ઇચ્છાથી થાય છે, એમ સમજ. કાલે રાત્રે દિલ્હીના બાદશાહને અને તેના મુઠીભર લશ્કરને કેદ કરવાને આખા રજપૂતલશ્કરે અને સિત્તેર હજાર બાદશાહી લશ્કરે તથા તેના આગેવાનોએ ઠરાવ કર્યો છે. તેઓ એમજ જાણે છે કે કાલે આપણે બાદશાહને કેદ કરી દિલ્હી જઇ અકબરને ગાદીનશીન કરીશું; પણ ગરીબ બિચારા મનુષ્ય! તને માલમ છે કે ઇશ્વરે તેમાં શું ધાર્યું છે? કાર્ય તો બહુ ઉમદા હતું, દેશને બહુ લાભકારી હતું, પણ દેશને અને અકબરને વિધાત્રી–પ્રારબ્ધ પ્રતિકૂળ હતુ.

અણુવિશ્વાસુ ઔરંગઝેબનાં રાખેલાં બાતમીદાર મનુષ્યપૈકી એકના સમજવામા આ ઠરાવ આવ્યો. તે જાતે મુસલમાન મૌલવી હતો. મૌલવી સાહેબ યા અલ્લા, કરતા મનમાં વિચાર કરવા લાગ્યા કે આ કાફરોએ શું માંડ્યું છે? હિંદુ કાફરોએ શાહજાદાને રાજ્યલોભથી કેવો ભોળવી નાખ્યો છે? શાહજાદો તો હજુ બાળક, અજ્ઞાન, રાજ્યખટપટથી અજાણ્યો ને કાફરો તરફ દયાદૃષ્ટિથી જોનારો છે, તે કદાચ ઠગાય; પણ તૈબરખાં જેવો ઠરેલ, ખરો મુસલમીન છતાં બાદશાહ જેવા ધર્મચુસ્ત મુસલમાનને પદભ્રષ્ટ કરવામાં સામેલ થાય, એ કેવો દગો કહેવાય? એ કેવી નિમકહરામી? આલમગીર જેવો ખરો મુસલમીન બાદશાહ આજ સુધી કોઇજ થયો નથી. કાફરોને મારી તેમનાં દેવળોની જગાએ મસીદો બંધાવનાર, પુરાણોની જગાએ કુરાનો વંચાવનાર, વેદનાં પુસ્તકો પાણીમાં બોળી મૂર્તિઓ મસીદમાં ચણાવનાર, ખરો મુસલમીન બાદશાહ આલમગીરજ છે. એ પેલા કાફર બાદશાહ અકબરને વખાણે છે; પણ મુસલમાન ધર્મની આજ્ઞા તોડનાર ને કાફરોને આશ્રય આપનાર એ બાદશાહને હું તો અંતઃકરણથી ધિક્કારૂં છું. અલાઉદીન ને સિકંદર કે જેણે કાફરોનાં ખૂન કરી લોહીની નદીઓ વહેવડાવી, દેવળો તોડી મસીદો બંધાવી, મૂર્તિઓ તોડી મસીદમાં ચણાવી, એજ ખરા મુસલમાન બાદશાહ કહેવાય. આલમગીર તો એમના કરતાં પણ ઉત્તમ છે. બ્રાહ્મણોની જનોઇઓ ઉતરાવી તેનાં દોરડાં

કરાવ્યાં; ને હિંદુને વટાળી મુસલમાન કર્યા. નાનકપંથી ને સતરામીઓનાં માથાં ઉડાવી નમાવ્યાં, સરકારી નોકરીમાંથી કાફરનું મૂળ કહાડ્યું ને હમધર્મીઓનાં માન વધાર્યાં. કાફરધર્મ માનનારા ઉપર માથાવેરો નાખ્યો, ને જાત્રાઓ ભરાતી બંધ પાડવા જાત્રાવેરો નાખ્યો. આ પ્રમાણે કાફરોનું માન મોડનાર, તેમનું બળ તોડનાર ને દીનનો ઝુંડો હિંદમાં સર્વત્ર રોપનાર આલમગીર જેવો બીજો બાદશાહ આપણને કયો મળનાર છે? માટે આવતા ભયમાંથી તેને બચાવવોજ જોઇએ, નહિ તો તે કેદ પકડાયા પછી ને કાફર અકબર જેવોજ આ તેનો એક નામી બાદશાહ થશે તો દીનનું પડી ભાગશે ને કાફરોનું બળ જામશે; માટે તે અટકાવવુંજ જોઇએ. પાણી વહી ગયા પછી પાળ બાંધવી શા કામની? પાણી વહી જતા પહેલીજ પાળ બાંધવી જોઇએ અને તે મારા વગર બીજું કોણ બાંધનાર છે? આપણે અકબરને કે તૈબરખાંને શિખામણ દેવા જઇએ તો તે રાજ્યલોભ છોડી પોતાનો દૃઢ ઠરાવ કાંઇ ફેરવનાર છે? તેમને શિખામણ દેવા જતાં કદાચ આપણે પણ માથું ખોઇએ, માથું ખોતાં પણ કાર્ય તો સુધરે નહિ, માટે માથું રહે, કાર્ય થાય અને ઇનામ મળે એવી યુક્તિ કરવી જોઇએ. યુક્તિની પણ કયાં જરૂર છે? ચાલો આપણેજ જઇ બાદશાહને જાહેર કરીએ. આજે રાત્રે જળ જંપ્યા પછી આપણું કામ આપણે સાધીશું. બાદશાહ કયાં દૂર છે? અજમેર દોઢ કોશ છે,ત્યાં આપણાથી પગપાળા એક કલાકમાં જવાશે; પણ મારે હમણાં તો મોંમાંથી વરાળ પણ બહાર કહાડવી ન જોઇએ. યા ખુદા!

બુધવાડેથી અમુક દિવસ અમુક વખતે કેદીઓ અદલબદલ કરવાનું બાદશાહ સાથે નક્કી કરી ઇનાયતખાન પાછો આવ્યો. જે દિવસે કેદીઓ અદલબદલ કરવાના હતા, તેની પહેલાંના દિવસની સવારમાં દુર્ગાદાસના તંબુમાં તેના નોકરના હાથમાં એક કાગળનો બીડો આવ્યો. એ બીડો શાહજાદા અકબરના નામનો હતો. ચાકરે તે દુર્ગાદાસને આપ્યો. દુર્ગાદાસે અકબરના નામનો બીડો લઇ વિચાર કર્યો કે આ બીડો અકબરને કોણે લખ્યો હશે? બાદશાહે તો નહિ લખ્યો હોય? બીજો તે લખે પણ કોણ? મને લાગે છે કે બાદશાહે મોકલેલો છુપો બીડો લાવનાર માણસે અજાણતાં રાત્રે અકબરનો તંબુ સમજી અહિં નાખ્યો હશે. વારૂ જોઉં તો ખરો કે અંદર શું છે? આપણે દગો કરવો નથી; પરંતુ એ દગાખોર મુસલમાનોનો ભરૂસો પણ શો? બીડો ખોલી અંદર જોતાં

તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"તમારો પત્ર પહોંચ્યો છે. તમારી યુક્તિ હું મંજુર કરૂં છું: અને એ બદલ તમને હું શાબાશી આપું છું. મેં તમારા ઉપર બતાવેલા પ્રેમનું તમને ખરેખરૂં સાર્થક કરનારા જોઇ હું ખુશી થાઉં છું અને ખુદા પાસે માગું છું કે તમને દીર્ઘાયુષ્ય આપે! કાફર લોકોને બળથી નહિ તો કળથી કે છળથી પણ મારવા, વટાળવા ને તેમનો નાશ કરવો; એમાંજ પુણ્ય ને જય છે. ખુદા પણ એથીજ રાજી થાય છે. તમે કાફરોના પક્ષમાં રહી અમે આવીએ તે વખતે તમે પાછળથી હુમલો લાવશો તેમાંજ ડહાપણ છે. બે લશ્કરની વચ્ચે ઘેર્યાથી કાફરોનો નાશ પણ થશે. તમારો સોબતી તૈગરખાં પણ તમારા મતને મળેલો જોઇ હું બહુ રાજી થયો. ખાંસાહેબ પણ ખરા ધર્મચૂસ્ત છે, એટલે એ કાફરોનો નાશ કરવામાં સામેલ થાય એમાં નવાઇ નથી; પણ તમે બંને બહુ સાવચેતી રાખજો. દુર્ગાદાસ પાકો ઠગ ને લુચ્ચો છે; માટે તમારી યુક્તિ તેના કળ્યામાં ન આવે એવી સંભાળ રાખજો. નહિ તો આરે આવેલું વહાણુ ડુબશે ને હાથમાં આવેલા કાફરો સટકી જશે. આવેલો ફકીર તમારા લશ્કરમાં આવી તમારા તંબુમાં કાગળ નાખી જશે. સંભાળજો. કોઇનો ભરોસો કરતા નહિ."

આ પત્ર વાંચી દુર્ગાદાસનો ભરોસો અકબર ઉપરથી ઉઠી ગયો. શેરખાં એ જોધપુરનાજ રાજા માલદેવના વખતમાં પોતે ન ફાવ્યો ત્યારે જેવી યુક્તિ કરી ફાવી ગયો હતો, તેજ યુક્તિ આલમગીરે આ સમયે સંકટમાં આવ્યો ત્યારે કામે લગાડી; પરંતુ દુર્ગાદાસના તે કળ્યામાં ન આવી. તેણે બીડા ઉપર બાદશાહી મોહોર જોઇ એટલે મુસલમાનોએ પાછલા કાળમાં હિંદુઓ ઉપર દગાથી મેળવેલી જીતો તેને યાદ આવી. તે સમજ્યો કે બાદશાહે લખ્યું છે તે અક્ષરે અક્ષર ખરૂં છે. કોઇનો ભરોસો કરવો નહિ ને સંભાળ રાખવી. બાદશાહે જે અકબરને લખ્યું છે તે મારે સમજવાનું છે; પણ હવે વિચાર કરવામાં વખત ખોવો કામનો નથી. સવારનો પહોર હતો. કાગળ ગજવામાં મૂકી તલવાર હાથમાં લીધી ને જયસિંગજી રાણાના તંબુ ઉપર ગયો. રાણાને તાબડતોબ કાગળ બતાવી ઠરાવ કર્યો કે કદાચ પાદશાહી લશ્કર અજમેરથી નીકળી ચુકયું હશે અને વખત ખોતાં આ દગાખોર મુસલ્લા આપણા ઉપર ફાવી જશે; માટે માંહોમાંહે મુખ્ય પટાવતોને બોલાવી ચેતાવી દીધા તથા મુસલમાન કેદીઓ ઉપર બરાબર દેખરેખ રાખવાનું ફરમાવ્યું. એમ કરતાં રાત્રિ પડી.

સર્વત્ર શાંતિ પ્રસરી ને જળ જંપ્યું; પણ રજપૂતલશ્કર જંપ્યું નહોતું. તેઓ સર્વે સાવધ થઇ સજ્જ થએલા હતા. રાત્રિના બાર વાગ્યે જ્યારે અકબર, તૈબર ને મહમદ ઉંઘતા હતા, ત્યારે દુર્ગાદાસ, જયસિંગજી, શામળદાસ ને બીજા પટાવતો તથા રજપૂતલશ્કર ઘોડેસ્વાર થઇ એક મુકામ દૂર જવાની તૈયારી કરતા હતા. સુમારે એક વાગે સર્વે ચુપાચુપ નીકળી સવાર થતામાં તો તેઓ એક મજલ પાછા ગયા ને વળી આગળ ચાલ્યા. એમ કરતાં તેઓ અરવલીની ખીણમા દેબારીની નાળ પાસે આવી પહોંચ્યા. ત્યાં તેઓ થંભ્યા. ત્યાં તેમણે વિચાર્યું કે હવે ગભરાવાનું કે દગો થવાનુ કારણ નથી. હવે સર્વ મુસલમાની ફોજ સામી આવશે તોપણ હરકત નથી. આ જગા પહાડી ને એવી વિકટ છે કે આપણે મુસલમાનોને ફાવવા દઇશુ નહિ. આ દેબારીના નાકા આગળ આપણે બેસો. મુસલમાનો આવે તો આપણે પાછા હઠી નાળમાં જવું. શામળદાસને બાતમી રાખવા હરોલમાં મોકલ્યો. એક બાજુ જયસિંગજી અને બીજી બાજુ દુર્ગાદાસનો ભાઇ જશકરણ એ બંનેને બંને ડુંગરા ઉપર રાખ્યા; તેઓ તે બાજુથી મુસલમાનો ઉપર મારો ચલાવે. શામળદાસ મુસલમાનોને આવતા દેખી આડફેટા થઇ જાય ને મુસલમાનો નાળમાં પેસે કે પાછળથી મારો ચલાવે. દુર્ગાદાસે નાળમાં પાછા હઠી મુસલમાનોને અંદર પેસવા દઇ સામા થવું, એટલે ચારે તરફથી ડુંગરાની ખીણમાં મુસલમાનો ઘેરાઇને કાં તો માર્યા જશે કે તાબે થશે. આ વગર બીજો ઉપાય નથી. આ યુક્તિ સર્વેએ મંજુર કરી, સર્વેજણા પોતપોતાની જગ્યા સંભાળવા લાગ્યા. શામળદાસ જે અકબર સામા લઢનાર જેમલ મેડતીયાનો વંશજો હતો, તે ખરેખ પ્રતાપી ને બહાદુર હતો. તે હરોલમાં રહિ બાતમી કહાડવા ગયો.

આણી તરફ સવાર પડી, રજપૂતોની છાવણી ઉજ્જડ પડેલી જોઇને અકબર ગભરાયો. તે તૈબરખાંને બોલાવી પૂછવા લાગ્યો કે રજપૂતો રાત્રિમાં ક્યાં ગયા ને કેમ ગયા? આપણને પૂછ્યા વગર કે કહ્યા વગર ઠરાવ કરેલો આવ્યો નહિ ને ગયા એનો ભેદ શો? ખાં સાહેબ બોલ્યા કે શાહજાદા! તેમને તમારા ઉપર ભરોસો આવેલો નહિ હોય, તેથી તે તમને તજીને જતા રહ્યા. પણ તમને છેડયા કે દુઃખ દીધા વગર ગયા, તે ઉપરથી સમજાય છે કે તેઓ તમને ત્યજી ગયા, પણ માત્ર અણવિશ્વાસથીજ. નહિ તો તેમને દગો કરવો હોત તો આપણા સર્વે તેમના કબજામાંજ હતા. તેઓ જેમ વગરહરકત કર્યે

જતા રહ્યા તેમ રાત્રે આપણા ઉપર છાપો મારી આપણને કાપી નાખ્યા હોત, તો તેમને કાંઇ વાર હતી? વળી જોધપુરમાં તો આપણું કોઇજ નહોતું. હથિયાર વગરના સર્વે હતા, તોપણ આપણી સાથે ભાઇચારાથી ચાલ્યા છે. તેઓ ખરાજ ખુલ્લા દીલના ને ભોળા પણ દુશ્મનની પરોણાગત કરનારા ને દયાળુ છે. પડયા ઉપર પાટુ મારનારા તેઓ નથી; પરંતુ તેઓ ગયા તે માત્ર અણુવિશ્વાસથીજ. આપણા તેમને વિશ્વાસ ન આવ્યો. નહિ આવવાનું કાંઇ કારણ બનવુ જોઇએ. અને તે કારણ બનાવનાર બાદશાહ કે બાદશાહના પક્ષનો કોઇ સરદાર જોઇએ! કાં તો આપણી વાત બાદશાહના કળવામાં કોઇ રીતે કોઇ પાપી મનુષ્ય મારફત આવી હોય, તેથી એણે આપણી ને રજપૂતોની વચ્ચે ફુટ પડાવવા માટે કાંઇ યુક્તિ રચી હોય; કે પછી કોઇ દગાખોર સરદારના કોઇ બોલ ઉપરથી તેમને દગો ભાસ્યો હોય. ખુદા કરે તે ખરૂં; પણ હવે કરવુ શું? એટલામાં મહમદખાં પણ આવી પહોંચ્યો. તેમણે નક્કી કર્યું કે આ ફાટફુટ પાડવાની યુક્તિ કરનાર બાદશાહજ હશે એમાં શક નથી. આપણને રજપૂતોથી છૂટા પાડી આપણો નાશ કરવાનું બાદશાહે નક્કી કર્યું હશે; પણ એ એની મુરાદ બર લાવે તે પહેલાં આપણે સાવધ થાઓ. કદાચ બાદશાહ લશ્કર લઇ આપણાજ ઉપર હુમલો લાવશે. કદાચ આપણા લશ્કરમાં પણ ફાટફૂટ કરી હશે, તેમાં પણ દગાનાં બીજ વાવ્યાં હશે; માટે સાવધ થાઓ. તેમણે વિચાર કર્યો કે બાદશાહે બોલાવેલા આજીમ ને મોઆજીમ કદાચ લશ્કર લઇ આવી પહોંચશે, તો આપણો નાશ નક્કીજ થશે, માટે અકબરને તો બચાવવો જોઇએ; પણ તે શી રીતે કરવું? આપણાં થોડાં પણ વિશ્વાસુ માણસ આપી રજપુતો ગયા તે રસ્તે તેમને પાછળ મોકલો. દુર્ગાદાસ એવો ઈમાની છે કે એ દગો નહિજ કરે અને એ જોશે કે અકબર નાસીને આપણે આશ્રયે આવ્યો છે, તેનો વિચાર દગો કરવાનો નહોતો. માત્ર બાદશાહે કપટથી તેમને છેતર્યા છે; તો તે શરણે આવેલાનું રક્ષણ કરશેજ. આપણે બંને અકબરના ગયા પછી આપણું લશ્કર લઇ બાદશાહ ઉપર ચાલો. જો મોઆજીમ ને આજીમ આવી મળ્યા નહિ હોય તો બાદશાહને હરાવી કેદ કરીને દુર્ગાદાસ પાસે લઇ જઇ સોંપીશું ને એને બતાવીશું કે અમે કેવા તેના વિશ્વાસપાત્ર છીએ. પ્રથમથીજ આપણી દાનત દગો કરવાની નહોતી એમ સાબીત કરી આપીશું; પરંતુ જો બંને ભાઇ બાદશાહની સહાયમાં આવી મળ્યા હશે તો બહેતર છે કે આપણે

લઢીને મરવું; કેમકે આપણો દગો બાદશાહે જાણ્યા પછી બાદશાહ આપણને જીવતા રાખશે નહિજ. તો હરામખોરને હાથે મરવા કરતાં બહાદુરીથી લઢાઇમાં લઢતાં કાં નહિ મરવું ? વળી એ રીતે મરવાથી દુર્ગાદાસની પણ ખાત્રી થશે કે આપણે એના દગાખોર મિત્ર નહોતા, પણ વિશ્વાસપાત્ર મિત્ર હતા. આ પ્રમાણે વિચાર કરી પચીસ સવારો આપી અકબરને રજપૂતસૈન્ય ગયું હતું તે માર્ગે મોકલ્યો. ત્યાં માર્ગમાં શામળદાસ મેડતીઓ મળ્યો. પચીસ સવારો સાથે અકબરને આવતો જોઇ શામળદાસ તેની સામો થયો. શામળદાસ પાસે પાંચસો મેડતીઆ હતા. શામળદાસ લઢવાને સામો આવેલો જોઇ અકબરે કહાવ્યું કે, ભાઇ ! અમે લઢવા આવ્યા નથી. મહેમાનને મારવા નહિ એ રજપૂતના ધર્મથી ઉલટા કેમ ચાલો છો ? પચીસ સવાર શું કરવાના છે ? એમ ધારી શામળદાસ સામો થતો અટકયો; એટલે અકબર આવીને ભેટયો ને તેને સર્વ વાતથી વાકેફ કર્યો. શામળદાસે ભોમીઓ આપી તેને દુર્ગાદાસ પાસે મોકલ્યો ને પોતે પોતાની જગા સંભાળતો રહ્યો.

આ તરફ તૈબર ને મહમદ લશ્કર તૈયાર કરી સજ્જ થઇ અજમેર તરફ ચાલ્યા. માર્ગમાં બાદશાહી લશ્કર સામું મળ્યું. મોઆજીમ ને આજીમ પણ પોતપોતાનાં લશ્કર સાથે આવી પહોંચ્યા હતા, તેમનું એકત્ર લશ્કર અર્ધે રસ્તે મળ્યું. એટલે મૌલવી સાહેબ બાદશાહને કહેવા લાગ્યા કે કાફરોનું લશ્કર આવે છે. ખરેખરૂં તો એ લશ્કર કાફરોનું નહિ પણ હમજાતિઓનું હતું. તૈબરખાં ને મહમદખાંએ બહાદુરીથી લડાઇ કરી. તેમણે જોયું કે બાદશાહની સહાયે એના બંને શાહજાદાનાં લશ્કર પણ આવી મળ્યાં હતાં; તેથી તેમણે જીવવાની આશા છોડી હતી. તેઓ જીવ ઉપર આવી જુસ્સાથી બાદશાહી લશ્કર પર તૂટી પડયા; પણ જેવા એ બહાદુરીથી અને ઉલટમંદ જુસ્સાથી લઢતા હતા, તેવા બીજા નહોતા. તેમનાં અંગી માણસો સિવાય કેટલાક સરદારોને લાલચ આપી બાદશાહે ફોડયા હતા ને કેટલાક ધર્મચુસ્ત ધર્માંધ સરદારો અકબર કરતાં આલમગીરને વિશેષ ચહાનારા હતા તેમનામાં ઉમંગ શાનો હોય ? તેમાંના કેટલાક અલગ રહ્યા, કેટલાક બાદશાહ તરફ જતા રહ્યા ને થોડાક તૈબર ને મહમદ ઉપરના પ્રેમની ખાતર તેમની પડખે લઢતા ઉભા. તૈબરખાં ને મહમદખાંએ જુસ્સાથી હુમલા કર્યા, લશ્કરને પોતાનો દાખલો આપી ઉશ્કેર્યા; પણ સૌ વ્યર્થ ગયું. છેવટે બાદશાહનો જીવ લેવાના ઇરાદાથી તૈબરખાં તેના હાથી

ઉપર ધસ્યો ને એકજ ઝટકે માવતને માર્યો; પણ તેજ ક્ષણે તેના બે કડકા થઈ તે હેઠો પડ્યો. બીજી તરફ મહમદખાં આજીમને મારવા ગયો, તેમાં તે પણ મરાયો. એ રીતે બે આગેવાન મરાયાથી તેમનું લસ્કર હિંમત હારી ગયું, કેટલાક નાસી છૂટયા ને કેટલાક નાસતાં મરાયા. કેટલાક રણમાંજ પોતાના સરદારની પડખે રહી લઢાઈમાં મરાયા. આ પ્રમાણે આલમગીરનો નાશ કરવાની ઇચ્છા રાખનારાની આશા નિષ્ફળ ગઈ, કુદરતની ગતિ ન્યારીજ છે! મનુષ્ય ધારે છે કાંઇ ને પરિણામ થાય છે કાંઇ!

# પ્રકરણ પંદરમું

## દેબારીનું યુદ્ધ

દુહો

દુર્ગા આશકરણરા, થારી દોય બાતાં અથાહ;
શાહજાદો શરણે રહે, પેશ ભરે બાદશાહ.

આ તરફ અકબર દુર્ગાદાસની છાવણીમાં જઇ મળ્યો. સર્વ વાતચીત થતાં ભરમ ખુલ્લો પડી ગયો ને બાદશાહનો દગો સમજાયો, પણ અવસર ગયો. અત્યાર સુધીમાં તો તૈબરખાં ને મહમદખાં લઢીને હતા નહોતા થઇ ગયા હતા. હવે પાછા ફરી રજપૂતોથી તેમને મળી શકાય તેમ નહોતું. બંને પક્ષે ઉતાવળ કરી હતી. થવાનું હતું તે થયું. ભાવી મિથ્યા થતું નથી; એમ વિચારી દુર્ગાદાસે અકબરને પોતાને આશ્રયે રાખ્યો. તે ધારતો હતોજ કે જો બંને શાહજાદાનાં લસ્કર બાદશાહને આવી મળ્યાં હશે તો બાદશાહ લઢવા આવશે, નહિ તો તૈબરખાં એને કેદ કરીને લઇ આવશે; તેથી બાદશાહ ને તૈબરખાંની લઢાઈના સમાચાર સાંભળતાં સુધી તેજ જગાએ થોભવાનો ઠરાવ કર્યો. એટલામાં તૈબરખાંના નાસી આવેલા માણસોએ ખબર આપી કે તૈબરખાં ને મહમદખાં મરાયા ને બાદશાહની કુમકે મોઆજીમને આજીમ આવી પહોંચેલા છે. તે પછી થોડીવારમાં શ્યામળદાસનાં માણસ

ખબર લાવ્યાં કે બાદશાહી લશ્કર આપણી તરફ ધસારાબંધ ચાલ્યું આવે છે. એટલે પ્રથમ કરેલા બંદોબસ્ત પ્રમાણે સર્વે પોતપોતાની જગા સંભાળતા સાવધ થઇ ઉભા.

બાદશાહી લશ્કર ધસારાબંધ આવતુ જોઇ ભીખારામ સોળંકી ને શામળદાસ મેડતીઓ પોતપોતાનાં માણસો સાથે અગાઉથીજ નાળની બહારની બાજુએ ઝાડીમાં ને ડુંગરાની બખોલોમાં છુપાઇ બેઠા. પાછલો ચાર ઘડી દિવસ બાકી હતો તે વખતે બાદશાહી લશ્કર નાળના મોઢા આગળ આવ્યું; એટલે દુર્ગાદાસ જાણે હિંમત હારી ગયો હોય તેમ નાળમાં પાછો હઠયો. રજપૂતોને પાછા હઠતા જોઇ મુસલમાનો વધારે જોરભેર નાળમાં પેઠા. એ નાળ કે ખીણ સાંકડી હોવાથી એક માઇલ લશ્કર અંદર લંબાયું. સર્વ લશ્કર અંદર પેઠેલુ જોયું કે ભીખારામ ને શામળદાસ નાળના નાકા આગળ આવી પહોંચ્યા ને મુસલમાનોની પાછળ પડયા. રજપૂતો ઉપર અણચિંતા ધસી જવાની લહેમાં એકદમ નાળમાં ધુસ્યા હતા તેથી નાળના નાકાનો પૂરતો બંદોબસ્ત કરેલા મુસલમાનો ચૂકી ગયા હતા. થોડાં માણસો પાછળ રહ્યા હતાં તેમને રજપૂતોએ કાપી નાખ્યાથી મુસલમાનો નાળમાં ઘેરાયા. બંને ડુંગરાની ઓળો ઉપરથી મુસલમાનો ઉપર મોટી મોટી ગદાઓ ને ગદાઓ તૂટી પડવા લાગી. રજપૂતોએ ઉપરથી ગોળીઓનો મારો ચલાવ્યો ને ભીલોએ તીર ચલાવ્યાં. આગળથી દુર્ગાદાસે ને પાછળથી શામળદાસે મારો ચલાવ્યો. એટલે મુસલમાનોને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. પ્રથમ જીતના મદમાં ને રજપૂતોને નાસતા જોઇ તેમને પકડી પાડી મારવાના શૂરમાં ઔરંગઝેબ પોતાનું હંમેશનું યુદ્ધકૌશલ્ય ચૂકયો. દેબારીની ખીણમાં મુસલમાનોનાં મડદાંના ઢગલા થયા. મડદાં ઉપર થઇ માણસો આગળ પાછળ થઇ પહાડ ઉપર નાસવા લાગ્યાં; પણ તેઓ જયાં જાય ત્યાં માર પડતો હતો. શું કરવું તે બાદશાહને સૂઝે નહિ. એમ કરતાં રાત્રિ પડી. પહાડની ખીણમાં અંધારી રાત્રિ, નાળમાં મડદાંના ઢગલા પડેલા ને હથિયારબંધ માણસો એકબીજાનાં ગળાં કાપવાને ટાંપી રહેલા, આસપાસ પહાડ ને ઝાડી, એવી જગામાં રાત્રિ કેવી ભયંકર હોય તેનું ચિત્ર કોણ ચિતરી શકે? જયાં ઉભા રહેવાની જગા નહિ ત્યાં ખાવાપીવાનું ને સુવાનું કયાંથી? આલમગીરે જાણ્યું કે હવે છોકરાનું, સરદારોનું ને લશ્કરનું ગમે તે થાય પણ આપણે તો નાસી છૂટી જીવ બચા-

વવો પણ તે શી રીતે ? તેના નસીબે તેને યારી દીધી. તે વેશ પાલટી કોઇ પણ માણસ સાથે લીધા સિવાય પગપાળો અંધારી રાત્રિમાં અહિં તહિં કૂટાતો ટીચાતો હમણાં પકડાઇશ, હમણાં ઓળખાઇશ, એવા ભયમાં ડુંગરા ઉપર ચઢી ઝાડીમાં થઇ આડોતેડો મનુષ્ય ન મળે તેવી રીતે શત્રુની નજર ચૂકાવી જાણે ઇશ્વરેજ તેનો જીવ ઉગારવાનો ધાર્યો ન હોય તેમ નીચે ઉતરી બીજી બાજુએ થઇ ચાલ્યો. જ્યાં ભય જણાય ત્યાં ધીમેથી લગાર પણ ખડખડાટ ન થાય તેમ અને જ્યાં ભય કમી જણાય ત્યાં ઉતાવળથી ચાલતો, એક ઠેકાણેથી બીજે એમ રખડતો ટીચાતો ભૂખ ને તરસ જોયા સિવાય ત્રીજે દિવસે તે અજમેર જઇ પહોંચ્યો, ત્યારે એના જીવને શાંતિ વળી. દિલ્હીના બાદશાહને આવી અઘરી વેળા આ વખતેજ આવી હતી. આલમગીરના જીવનમાં આવો ભયંકર ને ત્રાસકર સમય આ પહેલવહેલોજ આવ્યો હતો. જેમ આલમગીર નાસી છૂટયો તેમ એના સરદારો પૈકી મોઆજીમ, આજીમ ને દીલેરખાન પણ એજ રીતે એક એક નીકળી નાઠા ને જેને જ્યાં ફાવ્યું ત્યાં થઇ અજમેર પહોંચ્યા. ત્યાં જઇ બાદશાહને મળ્યા ત્યારેજ તેમણે પણ તેને સલામત રહેલો જાણ્યો. બાકીના સરદારો ને લશ્કર સવાર થતાં સુધીમાં તો ત્યાંજ કપાઇને મરણ પામ્યું. રજપૂતોએ તેમનાં મડદાં ઠેકાણે પડાવી નાળ ચોખ્ખી કરી મડદાંની તજવીજ કરતાં બાદશાહ, તેના બે શાહજાદા ને દીલેરખાન એટલા નહિ જણાયાથી તેઓ છટકીને બચી ગયા એમ તેમની ખાત્રી થઈ.

હવે સર્વે રજપૂતલશ્કર મેદાનમાં આવ્યું. મુસલમાની લશ્કરનો ઘણો ખરો ભાગ કપાઇ ગયાથી તથા બાદશાહ ને શાહજાદા એકલા જીવ લઇ નાસી ગયાથી તેમના તરફથી હુમલો થવાનો ડર તેમને થોડોજ હતો; તેથી તેઓ બાદશાહ સાથે હાથ મેળવવા મેદાનમાં આવ્યા અને આ જયના સમાચાર મહારાણા રાજસિંગજીને મોકલ્યા.

# પ્રકરણ સોળમું

## બાદશાહી જાળ

સોરઠો

ગૌ બ્રાહ્મણુ સ્ત્રી બાળ, સ્વધર્મ શરણાગત વળી,
શિર સાટે સંભાળ, કરે ક્ષત્રીવટ સાચવી.

આ ણી તરફ બાદશાહી લશ્કરનો નાશ થયાથી આલમગીરે પંજાબ, કાબુલ, આસામ, બંગાળા ને દક્ષિણ એ સર્વ જગાએથી લશ્કર રાજસ્થાનમાં બોલાવ્યાં. દક્ષિણમાં મરેઠા સાથેની લઢાઇ બંધ પાડી ત્યાંનું લશ્કર પણ અજમેર બોલાવ્યું, એટલે થોડા રોજમાં અજમેરમાં બાદશાહી લશ્કરની ભરતી થવા માંડી; પણ એ ભરતી પૂરી થતા પહેલાંજ રજપૂતો હુમલો લાવશે તો માઠી વલે થશે એમ વિચારી બાદશાહે રાણા રાજસિંગ સાથે તથા દુર્ગાદાસ સાથે સંધિ કરવાના મિષે માણસો મોકલ્યાં.

દુર્ગાદાસ પાસે બાદશાહીસરદાર જુલ્ફીકારખાં ચાળીસ હજાર સોનાના દીનાર અને એક પત્ર લઇ આવ્યો. જુલ્ફીકારે દુર્ગાદાસના તંબુમાં મુલાકાત લેવાની અરજ કર્યાથી તેઓ ત્યાં એકઠા થયા ત્યારે બાદશાહી સરદાર બોલ્યો: "બાદશાહે તમને સલામ કહાવી છે ને ખુશાલી પૂછી છે; વળી એમણે કહાવ્યું છે કે તમારા જેવા પ્રમાણિક માણસે મારા દગાખોર પુત્રને આશ્રય આપવો એ યોગ્ય નથી. તમારા બાપદાદાઓ દિલ્હીના બાદશાહોને આજસુધી સહાય આપતા હતા ને બાદશાહતરૂપી ઇમારતના સ્થંભરૂપ હતા. તમે તમારા મનમાં કોઇ તરેહનો વહેમ ભરાયાથી એ બાદશાહત સામા ઉઠયા છો; પણ તમે વિચાર કરો કે બાદશાહતના સ્થંભનો નાશ કરવામાં અમને લાભ છે કે નહિ? તમે શું અમને એવા મૂર્ખ ધારો છો કે જે વડે બાદશાહત ઉભી છે તે સ્થંભ અમે તોડી પાડીએ અને અમે અમારાજ રાજ્યનો નાશ કરનાર થઇએ? અમે સમજીએ છીએ કે તમારી સલામતી ને શુભ ઇચ્છામાં અમારી આબાદી અને શાંતિ રહેલી છે; છતાં કોઇ અવિચારી સરદારના અપકૃત્યથી અથવા અમારી ગેરહાજરીમાં અમારી બાદશાહત તોડવાની ઇચ્છા રાખનાર કોઇ સરદારના

ભમાવ્યાથી તમે ઉંધો માર્ગ પકડી બાદશાહત સામા ઉઠયા છો; પણ બાદશાહત પાડવાથી તમને શો લાભ થવાને છે? આમાં તો તમારી ને અમારી બંનેની ખરાબી થાય છે; હજારો માણસો કપાઇ જાય છે; કરોડો રૂપિયા ખરચાઇ જાય છે ને દેશની ખેતી ને વેપારને નુકસાન થઇ પાયમાલી થાય છે; એટલું છતાં પણ મોગલાઇ જઇને હિંદુરાજ્ય થવાની તમને આશા છે? હું તો ધારૂં છું કે તમે તમારા રાજ્ય માટે લડો છો. તમારી ઇચ્છા માત્ર તમારા રાજાને રાજ્ય અપાવવાની છે. તમારી ઇચ્છા પ્રમાણે તમારૂં રાજ્ય તમને મળે તો પછી લઢવાની શી જરૂર છે? હું નથી ધારતો કે તમને તમારૂં રાજ્ય મળ્યા પછી તમે બાદશાહીના સ્થંભ મટી જવા માગો છો. તમે બાદશાહીના સ્થંભ રહેવા માગતા હો, એટલે પહેલાં જેમ મારવાડના મહારાજાઓ બાદશાહીની ચાકરી કરતા તેમ કરવા અને નેકીથી ચાલવા કબૂલાત કરતા હો તો તમારા પ્રમાણિકપણા ઉપર મને ભરોંસો હોવાથી તમારૂં રાજ્ય તમારે સ્વાધીન સોંપવા હું તૈયાર છું. તમારે માત્ર દિલ્હીના તાબેદાર રહી ઇમાનદારીથી નોકરી કરવી એટલીજ બાંધણી કબૂલ કરવી પડશે. આ પ્રમાણે બાદશાહે કહાવ્યું છે. તે જો કબૂલ હોય તો તમારૂં રાજ્ય પાછું મળવાનું આ રહ્યું બાદશાહી ફરમાન; તે લો, અને આ બાદશાહી નોકરીનું બીજું ફરમાન છે તે પ્રમાણે કરો. એમાં રાજ્યદ્રોહી શાહજાદા અકબરને મારી સાથે બાદશાહની હજુરમાં તેના ઇન્સાફ માટે મોકલવાનો હુકમ છે. એ હુકમનો અમલ કરવાના ઇનામતરીકે આ રોકડા ચાળીસ હજાર સોનાના દીનાર તમારે માટે મોકલ્યા છે. વળી બાદશાહે કહાવ્યું છે કે જો તમે અમારી આજ્ઞા પ્રમાણે કરશો તો આ રોકડ ઉપરાંત તથા તમારી જપ્ત કરેલી જાગીર પાછી આપવા ઉપરાંત તેમાં ૮૦ ગામની જાગીર બાદશાહ તરફથી વધારી આપવામાં આવશે તથા તમારા પુત્રને બાદશાહી લશ્કરમાં પાંચ હજાર સ્વારોની સરદારી આપવામાં આવશે. કેમ બહાદૂર દુર્ગાદાસ! હવે તમો શો જવાબ આપો છો?"

આ સાંભળી દુર્ગાદાસ બોલ્યો કે, "બાદશાહી સરદાર! મારા બોલવામાં તમને કે બાદશાહને અપમાન થાય એવું બોલાય તો હું આશા રાખું છું કે તમે તે મનમાં લાવશો નહિ. બાદશાહે પ્રથમ મહારાજા જશવંતસિંગજી ઉપર વેર લેવામાં બાકી રાખી નથી. તેટલાથી સંતોષ ન થયો ત્યારે તેમના એકના એક બાળકપુત્રનો પણ નાશ કરવાનું ધાર્યું. ત્યારે તેનો બચાવ કરતાં કેટલા

રાઠોડોનો દિલ્હીમાં નાશ થયો તે મેં મારી નજરે જોયું છે. પછી અમારો બાળરાજા નાનો ને અમારા સરદારો દિલ્હીમાં મરાયા એ જોઇ બાદશાહ પોતે પોતાને સલામત સમજી, અમારો મરુદેશ ખાલસા કરી, એણે બાદશાહી સુબો મોકલ્યો. એ સુબો પણ બાદશાહના મતનો હોવાથી તેણે મરુદેશ ઉજ્જડ કર્યો. અમારી માબહેનોની લાજ લૂંટી બામણાનાં ઘરબાર લૂંટયાં. મરાયલા સરદારોની જાગીરો જપ્ત કરી ને હયાત પટાવતોની ઉપર ચોકી પહોરા મૂકયા. ખેડુતોની ખેતી ખરાબ કરી ને વેપારીઓનો માલ મફત લીધો, તેથી વેપાર ને ખેતી બંધ કરી તેઓ ડુંગરા ને જંગલમાં કે પાસેના મુલકમાં જઇ ભરાયા. ન્યાય વેચવા માંડયો. અન્યાય ને જુલમ સવત્ર પાથરી દીધો. બાદશાહ રજપૂતોને શહેનશાહતના સ્થંભરૂપ ગણે છે. એમનુ એ કહેવું સત્ય છે. એજ સ્થંભવડે અકબર, જહાંગીર ને શાહજહાં સર્વત્ર વિજય પ્રાપ્ત કરતા,—દેશમાં ને પરદેશમાં, સપાટ મેદાનમાં ને ડુંગરામાં, મુસલમાન કે હિંદુ સાથે બાદશાહની પડખે રહીને કે સરદારી લઇને એ સ્થંભોએજ વિજય મેળવી મુલકો કબજે કર્યા છે. કાબૂલ, કંદહાર, ખુરાસાન, બલ્ખ, કાશ્મીર એ સઘળા મુલકો કોણે ને કોની સહાયથી મેળવ્યા ને સાચવ્યા ? રજપૂતોએ પ્રમાનદારીથી બાદશાહીને માટે પોતાનાજ ભાઇઓનાં ગળાં કાપી પાયમાલી કરી છે. મહારાણા પ્રતાપસિંગ ને અમરસિંગની ખરાબી કરવામાં રજપૂતો નહિ તો બીજા કોણે આગેવાની કરી હતી ? પણ એ પ્રમાનદારીનો બાદશાહે કેવો બદલો વાળ્યો છે ? આખી બાદશાહતમાં આજે એક પણ રજપૂતસરદાર છે ? કોઇજ નહિ. જે હતા તેમનો પણ ધીરે ધીરે ખોડો કહાડયો. વારૂ, સરદારી રહી; પણ અમારા ધર્મનુંજ રક્ષણ કર્યાં છે ? જાત્રાવેરો, જજીઆવેરો એ શું છે ? મંદિરોની મસીદો બનાવી પુરાણો પાણીમાં બોળ્યાં એ કેવો ન્યાય ? શીખ ને સતરામી ઉપર કેવો જુલમ વર્તાવ્યો છે ? વારૂ, એ બધુંએ રહ્યું; પણ આજપર્યંત અમારી સામે બાદશાહે કેવી વર્તણુક ચલાવી છે તે તો જુઓ. અમને રાજ્ય પાછું આપવાની, સરદારી આપવાની, ને છેવટે આ ૪૦ હજાર સોનાના દીનારની લાંચ આપવાની લાલચ બતાવે છે; પણ તે ક્યારે ? અમે અમારી તલવારવડે અમારાં સગાં વહાલાંનાં લોહી રેડી અમારૂં જે હતું તે અમે પાછું મેળવ્યું છે ત્યારે. હવે અમારે શું મેળવવાનું બાકી છે ? બાદશાહ પાસે અમારૂં શું છે કે તે અમને પાછું આપવાનું કહે છે ? અમારૂં જે હતું તે અમે મેળવ્યું છે. હવે અમારે

મેળવવાનું કાંઇ બાકી રહ્યું નથી. અમારે બાદશાહત જોઇતી નથી ને તે માટે અમે લઢતા નથી. અમે માત્ર અમારૂં મેળવવાને લઢયા ને મેળવ્યું. હવે અમે માત્ર બાદશાહ પાસે એટલુંજ માગીએ છીએ કે અમારૂં પાછું મેળવેલું અમને શાંતિથી ભોગવવા દે. અમારા ઉપર નાખેલા નવીન વેરા કહાડી નાખે ને જુલમ બંધ પાડે. અમારા રાજ્યની રૈયત જે ખેતીવાડીથી ને વેપારથી પાયમાલ થઇ ગઈ છે તે પાછી અમારા મહારાજાના શાંત છત્રમાં આબાદ થઇ સુખી થાય ને લઢાઇઓથી થતો મનુષ્યવધ અટકે એટલુંજ અમે હવે માગીએ છીએ, અમારે સરદારી જોઇતી નથી ને અમારે બાદશાહ સાથે લઢવું નથી. માત્ર અમારૂં જે છે તેને બાદશાહ છેડશે નહિ તો અમારે બાદશાહને છેડવાની કે સામા થવાની જરૂર નથી. શાહજાદાને તમારે સ્વાધીન કરવા માટે મને જે લાલચ આપી છે, તેથી હું બહુ દીલગીર થાઉં છું. હું આશ્ચર્ય પામું છું કે બાદશાહ અમને પ્રમાણિક કહેતા છતાં હજુ મારા પ્રમાણિકપણાની તેને પૂરી બુજ નથી. જો તે બુજ હોત તો ૪૦ હજાર તો શું પણ આખી બાદશાહત આપવાની પણ એ હિંમત કરત નહિ. તમારૂં એ નાણું તમે પાછું લઈ જાઓ. તમારા બાદશાહનો હું ચાકરે નથી ને તેનું ફરમાન હું માન્ય કરતોએ નથી. દુર્ગાદાસ શરણે આવેલાનું મરણ પર્યંત રક્ષણ કરશે, તે રજપૂતવટ અંતની ઘડી સુધી છોડશે નહિ. અમે બાદશાહી ઉંધી વાળવાને કે ઉંધી વાળવાની ઇચ્છા રાખનારના ભમાવ્યાથી ઉઠયા નથી. અમારે બાદશાહી જોઇતી નથી ને ઉધી વાળવી પણ નથી. મોગલાઇને બદલે ક્ષત્રીરાજ્ય થવાનુંએ નથી, ને કરવું પણ નથી. અકબર, જહાંગીર ને શાહજહાં જેવા બાદશાહ હોય, ધર્મપક્ષપાત કરતા ન હોય, યોગ્યતા જોઇ નોકરી આપતા હોય, ન્યાયપરાયણ રીતે વર્તતા હોય, મારૂં તારૂં ને વહાલું અળખામણું ગણી ભેદ રાખતા ન હોય, તો બાદશાહ આલમગીર હોય કે રાજસિંગ, જશવંતસિંગ હોય કે શાહજહાં, પ્રતાપસિંગ હોય, અકબર હોય, તેની પ્રજાને શી જરૂર છે! માત્ર બાદશાહ કે મહારાજા પોતાની પ્રજાને પુત્રતુલ્ય ગણી પિતાની ફરજો બજાવે એટલે બસ છે. પિતાને તો પાંચે આંગળી સરખી જોઇએ. તેને વહાલું ને અળખામણું, પોતાનું ને પારકું, ઉચ ને નીચ, રાજા ને રાંક, હિંદુ ને મુસલમાન સર્વે સરખા જોઇએ. તમારા બાદશાહને તમે સારી સલાહ આપી સન્માર્ગે ને ન્યાયને રસ્તે દોરો એટલુંજ અમારે જોઇએ છીએ. અમારે બીજાું કાંઇ

જોઇતું નથી. અમે અમારા અંતઃકરણથી બાદશાહીને ચાહીએ છીએ; પણ પ્રેમ પરસ્પર છે. બાદશાહનો અમારા ઉપર પ્રેમ ન હોય તો અમારો પ્રેમ કેમ ટકે ? બાદશાહ અમને અંતઃકરણથી રાજ્યના સ્થંભરૂપ માની એમના વડીલોની માફક પાળશે, તો અમે તેને સર્પની માફક નહિ ડસતાં શ્વાનની માફક તેની સેવા કરીશું; પણ બાદશાહ બોલે છે કાંઇ, અંતઃકરણમાં ઘડે છે કાંઇ ને કરે છે કાંઇ. અમે ઘણીએ વાર આવી રીતે છેતરાયા છીએ; કેમકે અમે ભોળા ને વિશ્વાસુ છીએ, પણ એ વિશ્વાસમાં ખાધેલા ધપ્પાથી હવે અનુભવ મેળવી ધરાયા છતાં ભૂલ ખાઇએ તો અમારા જેવા મૂર્ખ કોણ ? અજમેર આગળ હમણાંજ અમને દગાથી બાદશાહે જૂદા પાડ્યા અને હજુએ અમને ફસાવવા ઇચ્છે છે; અથવા અમારી જાતિમાં અમને હલકા પાડવા ઇચ્છે છે. મને લાગે છે કે બાદશાહના હાથમાં કાંઇ પણ આપવાનું ન છતાં આપવાની લાલચ આપી બાદશાહ વખત માગે છે. છેલ્લી લડાઇમાં અમે બાદશાહી લશ્કરનો નાશ કીધો છે, માટે નવું લશ્કર આવતાં સુધી લડાઇ અટકાવવાની બાદશાહે આ યુક્તિ રચી છે.બાકી આલમગીર જેવો છળ, કપટ ને પ્રપંચમાં પ્રવીણ અમારા ગુણથી વાકેફગાર છતાં લાલચ આપી શાહજાદાને કબજે લેવાની માગણી કરેજ નહિ. તે જાણતોજ હોવો જોઇએ કે ગમે તેટલી લાલચથી પણ દુર્ગાદાસ લોભાવાનો નથી; ને શાહજાદો કબજે મળવાનો નથી; પણ એ રીતે સલાહ કરવામાં વખત મળશે,સલાહ તો થશે નહિ; પણ એટલામાં મદદ આવી પહોંચશે એટલે રજપૂતોને છુંદી મારીશું, માટે તમે તમારા બાદશાહને જઇને આ નાણું પાછું આપી કહો કે અમારે નાણું જોઇતું નથી. શાહજાદો આ ખોળીઆમાં પ્રાણ છે ત્યાંસુધી તમારા તાબામાં સોંપાશે નહિ ને અમારૂં જે છે તે મેળવ્યું છે તેનું મરતાંસુધી રક્ષણ કરીશું. સલાહ કરવી અંતઃકરણથીજ ચહાતા હો તો જજીઆ ને જાત્રાવેરો માફ કરો, ધર્મભેદ કહાડી નાખી ન્યાયથી વર્તો ને તમારા વડીલોની રાજ્યનીતિ ગ્રહણ કરો તથા શાહજાદા અકબરને કબજે લેવાની માગણી બંધ કરો. એટલી શરતે અમે અમારા દેશમાં શાંતિથી રહેવા માગીએ છીએ; નહિ તો એ નક્કી સમજજો કે બાદશાહે ગ્રહણ કરેલી અન્યાયપૂર્ણ રાજ્યનીતિ એ જ્યાંસુધી ચલાવશે, ધર્મભેદ ને જાતિભેદ રાખી જુલમ કરશે ત્યાંસુધી અમે બાદશાહને મરણપર્યંત જંપવા દેનાર નથી. સરદાર જુલ્ફીકાર ! જાઓ ને બાદશાહને અમારો આ જવાબ કહેજો. સલામ"

હવે જુલ્ફીકારનો બોલવાનો વારો આવ્યો. તે બોલ્યો કેઃ-"દુર્ગાદાસ ! તમે બહુ ભૂલ કરો છો. આવો સોના જેવો આવેલો લાગ ગુમાવો છે. તે ફરીને આવનાર નથી. બાદશાહીનું બળ કેટલું છે તેની ખરી તુલના તમે કરી શકતા નથી. આલમગીર જો ચાહે તો તમારા દેશની વસ્તી જેટલું સૈન્ય એકઠું કરી આખો મારવાડ દેશ ઉપાડીને દરિયામાં નાખી શકે, એટલી તાકાદ ધરાવે છે, એમના બંડખોર શાહજાદાને કબજે લેવાનું ન હોત તો આટલી કબૂલાત આપવાને બાદશાહ કદી તૈયાર થાત નહિ. ધર્માંધ, હઠીલો ને બળવાન બાદશાહ આટલો નીચો નમે ને તમને સલાહ માટે કહેણ મોકલે એ માત્ર બંડખોર શાહજાદાનેજ માટે. તમારૂં રાજ્ય તમને પાછું આપે, ચાળીસ હજાર સોનાના દીનાર આપે, જાગીરમાં વધારો કરી આપે ને તમારા દીકરાને પાંચ હજારની સરદારી આપે એ શું થોડું છે? તમે કહો છો કે તમારૂં રાજ્ય તમે લીધું છે, પણ તે ક્યાં સુધી ? બાદશાહની કૃપાદષ્ટિ હોય ત્યાંસુધી. આખી મોગલાઇના શહેનશાહને મારવાડ શી ગણત્રીમાં છે ? જે વીસ લાખ બળવાન સૈન્ય જમાવી શકે તેને તમારા મુઠ્ઠીભર રજપૂતો શી બિસાતમાં છે? તમે બાદશાહની માગણીનો અનાદર કરશો તેનું કેવું માઠું પરિણામ આવશે તેનો ખૂબ વિચાર કરો. મને નવાઇ લાગે છે કે એક બંડખોર શાહજાદાને માટે તમે આટલું બધું સોનું પાછું કેમ ઠેલો છો ? હાથમાં આવેલો કોળીઓ ફેંકી દેનારના જેવી મૂર્ખાઇ કયી ? તમે બાદશાહનો અનાદર કર્યાથી શું સુખી થશો ? એક પિતૃદ્રોહીને માટે તમે તમારા દેશની, તમારી પ્રજાની, તમારા સૈન્યની ને છેવટે તમારી પોતાની કેટલી ખરાબી કરવા તયા થયા છો તેનું હજુ તમને બરાબર ભાન હોય એમ સમજાતું નથી. તમારો જવાબ બાદશાહને મળ્યો કે તે આખી શહેનશાહતનું સૈન્ય જમાવી મરુ તો શું પણ આખું રાજસ્થાન ઉજ્જડ કરશે; તમારૂં રાજ્ય, તમારી જાગીર ને માલમિલકત જપ્ત કરશે ને તમારા ધર્માલયોનું શું થશે તે હું કહી શકતો નથી. તમે શરણે આવેલાનું રક્ષણ કરવાના ખાલી દંભમાં જંગલે જંગલ રખડતા થશો, તમારાં બાળકો ઘરબારવિનાનાં રવડશે, ઘરબાર ને દેશ ઉજ્જડ થશે, ને મહાદુઃખી થઇ ભુંડા હાલ ભોગવશો, તે વખતે આ બધી ભૂલનો પસ્તાવો થશે; પણ તે વખતે એ પસ્તાવો શો કામ લાગશે ? માટે એ ખાલી અભિમાન ત્યજો. જો તમને ખરૂં અભિમાન હોય, ખરૂં ધર્માભિમાન, દેશાભિમાન કે સ્વરાજ્યાભિમાન હોય તો તેના રક્ષણ ખાતર, તમારી,

કુળની ને સ્ત્રીપુત્રીની આબરૂની ખાતર બાદશાહની માગણી સ્વીકારી પિતૃદ્રોહીના રક્ષણનો દંભ છોડી દો, તેને મારે હવાલે કરો ને બાદશાહી ફરમાન કબૂલ રાખો. બહાદૂર દુર્ગાદાસ! આ હું છેલ્લીજ વખત બાદશાહની શરતો કહું છું. આનો જવાબ હા કે નાનો આપો, એટલે હું રવાને થઇશ. તમારો જેવો જવાબ હોય તે મને કહો કે તે હું બાદશાહને જઇને કહું. હવે હું બીજીવાર કહેનાર નથી. તમારી મરજીમાં આવે તે કહો; પણ જે કહો તે પકો વિચાર કરીને કહો કે પાછળથી પરતાવું ન પડે. તમારા સરદારોની ને સહાયકારીઓની સલાહ લેવી હોય તો લો ને જવાબ આપો. હજુ વખત છે. થોડો વખત વિચાર કરીને કહેજો. કેમ શું કહો છો?"

અકબર પાસે બેઠેલોજ હતો—તે આ છેલ્લો સવાલ સાંભળી ગભરાયો. તેને રજપૂતોનો ને દુર્ગાદાસનો વિશ્વાસ હતો. તે તેમને ભરોસેજ હતો. તેને પણ હવે ડર લાગ્યો. તે વિચારવા લાગ્યો કે રાજ્યની, દેશની, સગાંવહાલાંની, ઘરબારની, જાગીરની, માલમિલ્કતની, સ્ત્રીપુત્રની ને પોતાની જાતની પણ ખરાબી કરીને મારૂં રક્ષણ કરવાનું રજપૂતો પસંદ કરશે? બાદશાહ એવો ધર્માંધ છે કે તે મારે માટે આખી બાદશાહતનું એકત્ર બળ રજપૂતો સામે વાપરી તેમના ધર્મની, રાજ્યની ને દેશની પાયમાલી કરી નાખશે. એવી ખાત્રી થયા પછી પણ રજપૂતો મારૂં રક્ષણ કરશે? વળી આ લાલચ આપી છે તે તો જૂદી! એ લાલચમાં પણ કદાચ નહિ લપટાયશું? મારે માટે ધર્મ ને રાજ્યની ખરાબી કરવાને તૈયાર થશે? મને તે સંભવિત લાગતું નથી. ખરે, તેઓ છે તો દેવી મનુષ્યો! પણ કોણ જાણે બધા રજપૂતો કાંઈ સરખા હોય છે? એક આડો થયો ને સૈન્યમાં કુસંપ પેઠો, કે દુર્ગાદાસ પણ શું કરશે? એવે વખતે મને બાદશાહને સોંપે નહિ, તો શું કરે? મારે માટે ધર્મની, રાજ્યની, જાતની, સર્વની ખરાબી કરે? તેમનામાં કુસંપ થાય એટલે છેવટે તો મારે બાદશાહ પાસે મરવાને જવાનો વારો આવેજ. બાદશાહ મને મેળવવા માટે કેટકેટલી લાલચો આપે છે? એ શું મારી હયાતી રાખવા માટે? નહિજ. એ રાજ્યલોભીએ પિતાને કેદ કર્યો, ભાઇને હાથીને પગે બાંધીને છુંદી માર્યો, ને ભત્રીજાઓને વિષ અપાવ્યું; તે શું મને જીવતો રાખશે? અને રાખે તોપણ જીવ્યાથી મરવું ભલું, હું એવી સ્થિતિમાં આવું તો પણ રજપૂતોની ખરાબી થતી અટકાવી, ઘણાને દુઃખી કરવા કરતાં મારે એકલાએજ જવું, ઘણાને મારેમાટે મરવા દીધા પછી મરવા જવું તે

કરતાં તેમના જીવ ઉગારીને મરવું એ વધારે સારૂં; માટે હું દુર્ગાદાસની પરવાનગી લઇ જુલ્ફીકાર સાથે જાઉં. એમ વિચારી તે દુર્ગાદાસ તરફ ફરીને બોલ્યો:–

"મારા બંધુ ! મુરબ્બી કે શુભેચ્છક દુર્ગાદાસ ! તમે જવાબ આપો તે પહેલાં મારી એક વિનંતિ છે તે સાંભળો. તમે મારા બંધુ કરતાં વિશેષ છો. તમે મારા પ્રાણદાતા છો. એ પ્રાણદાતાનો, તેના દેશનો, રાજ્યનો, કુટુંબનો–એ સર્વનો જીવ જોખમમાં નાખી આ પ્રાણ ઉગારવાની મારી ઇચ્છા નથી. એકનો જીવ જવાથી ઘણાનો જીવ ઉગરતો હોય તો તે એકનું કલ્યાણ થશે. પણ જો પોતાના જીવની ખાતર તે ઘણાનુ નુકશાન થવા દેશે તો તે નરકમાં પડશે. એવો સ્વાર્થી અંધ જીવ ક્યાંઇ પણ સુખી થનાર નથી. મારા એકલાથી તમારૂં, તમારા રાજ્યનું ને ધર્મનું રક્ષણ થશે; માટે મનેજ એકલાને ત્યાં જવા દો. હું મારી રાજીખુશીથી ત્યાં જાઉં છું, એટલે તમારી આબરૂને બટ્ટો લાગનાર નથી. આ દુનિયામાં હવે જીવીને પણ હું શું કરી શકનાર છું ? તેમ છતાં કદચ તમે મારે માટે સર્વે ખરાબી થવા દેશો, તોપણ પરિણામે હું પકડાઇ ગયો તો મારી તો એજ દશા થવાની છે. તે કરતાં તમારી ખરાબી થતી અટકે, વિનાકારણ લઢાઇઓમાં મનુષ્યવધ થતો બંધ પડે ને તમારી પરોણાગતનો બદલો મારાથી તો વળાય તેમ નથીજ; પણ મારીવતી જે થોડો ઘણો બદલો મારા પિતા વાળવાને તૈયાર થયા છે, તે તમારી પાસે રહ્યાથી મને સંતોષ થશે. માટે હું માગી લઉં છું કે મારી રાજીખુશીથી મને જુલ્ફીકારખાં સાથે જવા દો ને મને મારા નસિબને સ્વાધીન થવા દો. એ સરદાર હું કેવી રીતે ને કેવા કારણથી એની સાથે જાઉં છું તે કહેશે; તેથી જો મારા ઉપર પુત્રપ્રેમ આવ્યાથી મને જીવતો–છૂટો રાખશે તો ભલે, નહિ તો મરવું તો છેજ. મોડું કે વહેલું, ઘરમાં કે જંગલમાં, સુખશય્યામાં કે રણક્ષેત્રમાં મરવું તો છેજ. આ માટીનો દેહ કોઇનો અમર થયો નથી ને થવાનોએ નથી. અમર આત્માને તો કોઇ મારી શકનાર નથીજ; તો એવા ક્ષણભંગુર દેહના મરવામાટે ડરવું શાને ? મહમદખાં ને તૈબરખાં મુવા કે નહિ ? મુવા પણ તે જીવતાજ છે. તેમનાં સદાચરણ ને કીર્તિ આ જગતમાં અમર રહેશે. એમનો માટીનો દેહ માટીમાં મળી ગયો; પણ તેમનો અમર આત્મા કાંઇ મુવો નથી. એ આત્માની પેઠે તેમનું નામ પણ અમર રહેશે ને છેજ. મને પણ તેમની સાથે રહેવાનું મળશે, મારો પિતા મને તેમની સાથે મોકલશે તો હું સંતોષથી જઇશ. માટે પ્રિય બંધુ ! જો તમે તમારૂં, તમારા

દેશનું ને તમારા ધર્મનું ક્ષેમ ચહાતા હો, તો મને રાજીખુશીથી મારા પિતા સમીપ જવા દો. મને પરવાનગી આપો કે હું જાઉં." એમ બોલી ઉઠવા જાય છે, એટલે દુર્ગાદાસ ઉઠયો ને તેનો હસ્ત પકડી ઉભો રહ્યો.

તે પોતાના સરદારમંડળ તરફ ફરીને બોલ્યો કે "ભાઇઓ ! આ સંબંધમાં તમારો શો વિચાર છે ? તે હું જાણવા માગું છું. મેં મારો વિચાર તો અગાઉથીજ જણાવી દીધો છે; તથાપિ તમારો વિચાર જાણી આપણામાંના ઘણાના મતને અનુસરવું એ ડહાપણનું કામ છે; કેમકે આપણે અકબરને શરણાગત રાખીશું તો બાદશાહ આપણા ઉપર વધારે ગુસ્સે થશે ને આપણા દેશની, ધર્મની, રાજ્યની ને આપણી ખરાબી કરશે, એ તો નક્કીજ છે. એ ખરાબીમાં પડવાનું જોખમ ખેડીને પણ શરણાગતનું રક્ષણ કરવું એવો તમારો દઢ ઠરાવજ હોય તો તેમ, કિંવા તમારા વિચારમાં એમ આવે કે એક પરધર્મીના રક્ષણમાટે આપણે આપણી ખરાબી શામાટે વહોરી લેવી ? એનું લાગ્યુ એ ધણીએ ભોગવશે; એવું નકકી થાય તો અકબર પોતેજ બાદશાહ પાસે જવાને તૈયાર થયો છે, તેને રાજીખુશીથી જવા દો. કેમ ભાઇઓ ! તમારો શો અભિપ્રાય છે ? જે જવાબ આપવો તે એકમતથી આપવાનો છે, કે પાછળથી કોઇને પસ્તાવું પડે નહિ તથા એને લીધે આપણી છાવણીમાં માંહોમાંહે વિરોધ થઇ કુસંપનાં બીજ રોપાય નહિ. કોઈની પણ નામરજી હોય તો સુખેથી બોલજો. અકબરને રાખી આપણામાં વિરોધ વાવવો નથી. મારે એ બાબતનો આગ્રહ છે એમ કોઇએ સમજવું નહિ; માટે જેને જે કાંઈ કહેવું હોય તે ખુલ્લા દીલથી કહેજો." એમ બોલી દુર્ગાદાસ સર્વ રજપૂતસરદારો તરફ જોઇ રહ્યો. એટલે મહારાણા જયસિંગ બોલ્યાઃ—

"દુર્ગાદાસ! તમે રજપૂત છો ને બીજા પણ રજપૂતજ છે. રજપૂતમાત્રને પોતાના જીવ કરતાં રજપૂતવટ વહાલી હોય છે. રજપૂતવટ રાખવામાં તો આજસુધીમાં આપણી કેટલી બધી ખરાબી થઇ ગઇ છે, તે યાદ કરો. માથા ઉપર ટપલા પડતા ખમીને પેટ ભરવું, એ કોઇ રજપૂત પસંદ કરશે ? પેટ તો કૂતરાંબિલાડાં પણ ભરે છે. રાજ્યસુખ તો આબરૂનું છે. આબરૂ ગુમાવીને રાજ્યસુખ ભોગવનાર તો કૂતરાંબિલાડાં જેવાજ છે. દુનિયામાં આબરૂ ગુમાવારૂપી ટપલા ખાવા, તેના કરતાં જંગલમાં ભટકીને સ્વતંત્રતામાં આબરૂ સાચવી કંદમૂળ ખાઇ રહેવું એ હજાર દરજ્જે ઉત્તમ છે. મનુષ્યની આબરૂ ગયા પછી

તેનું જગતમાં શું રહે છે? કાંઇજ નહિ—મનુષ્યને આબરૂ એજ સર્વસ્વ છે. આબરૂ ગુમાવ્યા પછી તે જીવતો નર નહિ, પણ ખરૂ—મુવા જેવોજ છે. હવે પ્રસ્તુત વિષયમાં આબરૂ શામાં છે તે વિચારો. શાહજાદાને બાદશાહને સ્વાધીન કરવામાં કે તેનું રક્ષણ કરવામાં? બાદશાહને સ્વાધીન કરવો તે તેના કાળને સ્વાધીન કરવા બરાબર છે. શરણાગતનું રક્ષણ કરવાથી કસાઇના હાથમાંથી ગાય છોડાવ્યા જેટલું પુણ્ય થાય છે. ધર્મ, ગાય, સ્ત્રી, બાળક, બ્રાહ્મણ ને શરણાગત એટલાનું રક્ષણ કરવું, એ મહા પુણ્યનું કામ છે. એજ રજપૂતનો ધર્મ છે. હવે ગાયને કસાઇને સ્વાધીન કરવી કે તેનું રક્ષણ કરવું. એ બેમાંથી કયું કામ કરવું એટલુંજ વિચારવાનું છે. આપણો ધર્મ શું કહે છે? આપણી રજપૂતવટ શામાં છે? કયું કામ કરવાથી આપણી આબરૂ સચવાશે? આ સવાલનો જવાબ કાંઇ મુશ્કેલ નથી ને ઘણા પણ નથી; માત્ર એકજ જવાબ છે અને તે એજ કે "શરણાગતનું રક્ષણ કરવામાં." શરણાગતનું રક્ષણ નહિ કરતાં એને કોઇ રજપૂત તો કાળને સ્વાધીન કરવાનો નથી. એજ અમારો અભિપ્રાય છે. ભાઇઓ, કોઇને વિરુદ્ધ કહેવું હોય તો સુખેથી કહો."

"શાબાશ ! સિસોદી રાણા શાબાશ !" ઠાકોર રામસિંગજી બોલ્યા."તમારા મુખમાંથી એવોજ બોલ નીકળવો જોઇએ. વટ કે પત એ બે અક્ષરને માટે ઉદેપુરની નિષ્કલંકી ગાદીના ધણીઓએ કેટલું સોસ્યું છે, તે અમારૂં ક્યાં અજાણ્યું છે! મહારાજા અમરસિંગજીની કુંવરી રૂપાળીબાનું લગ્ન કરી આલમગીરનું માન તોડનારા તમેજ છો. તે વખતે જો મહારાણા રાજસિંગજી એ અબળાની વહારે નહિ ચઢયા હોત તો અમારી આબરૂ સચવાવી મુશ્કેલ હતી; અને આ વખતે અમારા મહારાજાની બાળ વયમાં તેમના રાજ્યના રક્ષણાર્થે પણ તમેજ આવ્યા છો. એજ રજપૂતવટથી રાજ્યની, કુંટુબપરિવારની, જીવની કે કશાની દરકાર નહિ કરતાં રજપૂતવટ સાચવવાની ખાતર બાદશાહ જેવો બળવાન દુશ્મન માથે વહોરનારા તમેજ છો; એટલે તમારા મુખમાંથી એવાજ બોલની સર્વે આશા રાખતા હતા. "શુદ્ધ રજપૂતબીજ સાચવનારા નિષ્કલંકી ગાદીના માલિક રાજસ્થાનમાં માત્ર તમેજ છો" એવું જે પ્રતાપસિંગ મહારાણાને અમારાજ ભાઇ વિકાનેરવાળા પૃથુરાજે વિશેષણ આપ્યું છે તે સત્ય છે. રાઠોડો પણ તમારેજ પગલે ચાલનારા છે. તેઓ સર્વે તમારા મતને અનુકૂળજ થવાના. તેઓ તમારેજ મત સત્ય માનશે. રાઠોડ પણ રાજ્યસુખની ખાતર આબરૂ કે

રજપૂતવટ ગુમાવનારા નથી. તેઓ અકબરના એક બિંદુ રકતને માટે પોતાનો પ્રાણ અર્પણ કરીને પણ રજપૂતવટ સાચવશે—શરણાગતનું રક્ષણ કરશે. રાઠોડો પોતાના મરણપર્યંત શરણાગતને કાળને સ્વાધીન કરનારા નથી; માટે જુલ્ફીકારખાંને જેવો આવ્યો છે તેવોજ પાછો જવા દો. કેમ, બંધુઓ! કોઇને એ વિરુદ્ધ બોલવું હોય તો બોલી દો. ઢીલ કરવામાં માલ નથી. એમાં કોઇએ શરમાવું નહિ."

આ સાંભળી સૌ એકેઅવાજે બોલ્યા કે:—"અકબરનું રક્ષણ કરવું."

સર્વેને એકમત જોઈ દુર્ગાદાસ બોલ્યો:—"તમો સર્વે એક મત થયાથી મને કેટલો આનંદ થાય છે તે મારૂંજ મન જાણે છે. સર્વેએ સંપીને એકમતથી કામ કરવું એમાંજ આપણું ભૂષણ છે, એજ આપણું લક્ષણ છે ને એજ આપણું કર્તવ્ય છે. મને વધારે આનંદ તો એથી થાય છે કે આપણા સૈન્યમાં એક પણ વિરુદ્ધ મતનો અક્ષાત્રધર્મી નથી. ભાઈ જુલ્ફીકાર, તમે સર્વેનો મત સાંભળ્યો છે. તમારા બાદશાહને એ મુજબ સંદેશો કહેજો, અને આ નાણું તમે લાવ્યા છો તે સુખેથી પાછું લઈ જાઓ. જો કે એ નાણું અધર્મથી મેળવેલું છે, અમારા આર્યબંધુઓ ઉપર પાછલા મહાન બાદશાહોના બંધ કરેલા જાત્રા ને જજીઆ વેરા પાછા ચાલુ કરી બાદશાહે એ ધન મેળવેલું છે. એ ધન અમારૂં હોવાથી, અમારી પાસેથી બાદશાહે બળાત્કારે અમારી મરજીવિરુદ્ધ લીધેલું હોવાથી તે ઉપર અમારો હક્ક છે. વળી બાદશાહેજ અમને પાછું આપવા માટે મોકલેલું છે, અમારા કબજામાં આવેલું છે તોપણ અમે તે લેવાને રાજી નથી. પાપનું ધન પાપીનેજ ભોગવવા દેવું. પાપથી મેળવેલું ધન અમે લઇએ તો તેનો હિસ્સો પણ અમારે ભોગવવો પડે. વળી એ ધન અમને લાંચ આપવા માટે અમુક કાર્ય કરવાના બદલામાં આપેલું છે; પરંતુ એ કાર્ય નહિ કરવા છતાં, અમે જો તે સ્વાધીન આવ્યાનાજ સબબથી માત્ર લઇએ તો અમારા ઉપર આલમગીરે મૂકેલો વિશ્વાસ અમે તોડયો કહેવાય. ગેરવાજબીરીતે સ્વાધીન આવેલું ધન પણ અમારે નથી જોઇતું. અમારે તે અગ્રાહ્ય છે; માટે લઈ જાઓ. પાપથી ધન મેળવી તે વડે પુણ્ય કરવાથી તે પાપ ધોવાય છે એવું માનનારા અમે નથી; નહિ તો અમે એ ધન લઇને અકબરને આપી દેત. બાપની પુંજી ઉપર દીકરાનો હક્ક છે. એ ધોરણે તો એ ધન અકબરને આપવું વાજબી પણ છે; પણ હું માનું છું કે અકબર એ બાપનું ધન ગ્રહણ કરશે નહિ."

અકબર બોલ્યો, "નહિ, મારે એ નથી જોઇતું. જજીઆ ને જાત્રાવેરો હું ધિક્કારૂં છું. એ જુલમી વેરાથી ઉપજેલા પૈસા મારે ન જોઇએ. મારી પાસે ધન નહિ હોય તો હું જે સુકોપાકો રોટલો મળશે તેથી ચલાવી લઇશ. ધર્મની બાબતમાં પક્ષપાત કરવો, જુલમ કરવો, એ અન્યાય ને મહા પાપ છે. રાજાએ તો સર્વ પ્રજાને પુત્રતુલ્ય ગણવી જોઇએ. આ સ્વધર્મી છે, આ મારો ને આ પારકો છે એમ ગણવું એ નીચનું લક્ષણ છે. મનુષ્ય પોતાની મરજીમાં આવે તે ધર્મ પાળે, તેમાં રાજાને પોતાનોજ ધર્મ જુલમ કરીને પણ મનાવવાની શી જરૂર છે? તમે તમારો ધર્મ સાબીત કરી સામાની ખાત્રી કરો, એટલે જેને જે સારૂ લાગશે તે માનશે. પણ હાથમાં તલવાર લઇ "કહે બે લુંડી સલામ" એમ કરવું એથી શું ધર્મની સર્વોત્કૃષ્ટતા જણાય છે. ઉલટો તે ધર્મ ઉપર સામાને ધિક્કાર છૂટે છે. ટુંકામાં મારા જ્યેષ્ઠ બંધુ દુર્ગાદાસ! તમે એ ધન પાછું મોકલો, મારે તે જોઇતુંજ નથી."

દુર્ગાદાસે કહ્યું કે "હું એમજ ધારતો હતો. તમારા સમાગમથી તમારા ગુણોની પરીક્ષા થઇ ગઈ છે. તમારા સર્વ ગુણો તમારા નામશાહી મહાન અકબરને મળતા છે; પણ તેને નસીબે યારી દીધી ને તમને નહિ દીધી; પરંતુ તેમાં તમારો દોષ નથી. સોનું તે સોનુંજ છે; પછી તે તાજમાં હોય કે કીચડમાં હોય. માત્ર આર્યભૂમિનાં કમભાગ્ય કે આપણે છેતરાયા. સરદાર જુલ્ફીકાર! હવે તમને રજા છે."

જુલ્ફીકાર એ સાંભળી કાંઈ બોલવા જતો હતો, પણ તેને અટકાવીને દુર્ગાદાસ બોલ્યો:–"ભાઇઓ! હવે જ્યારે આપણો નિશ્ચયજ થયો છે, તો તેવિષે વધુ વાદવિવાદ ને દલીલો સાંભળી વખત શામાટે ગુમાવવો? મને લાગે છે કે બાદશાહે વધારે વખત મેળવવાને આ યુક્તિ રચી છે. મેં પ્રથમ કહ્યુંજ છે કે બાદશાહ જેવો વિચક્ષણ આપણા ગુણોથી અજાણ્યો થઇને આપણને લાંચ મોકલે, શરણાગતને માગે ને આપણે આપણી તલવારથી આપણું મેળવ્યું છતાં આપણને પાછું આપવાનું ડોળ કરે, એ કાંઇજ નહિ, પણ પ્રપંચજાળ છે. આપણે એનું બધું લશ્કર કાપી નાખ્યું છે ને માત્ર એજ જીવ લઇ નાસી ગયો છે. તે પોતાની ગએલી આબરૂ પાછી મેળવવાને આખી શહેનશાતનું સૈન્ય જમાવતો હશે. એ સૈન્ય આવતાંસુધીનો વખત મેળવવાને એ આ ગત રમ્યો છે; માટે આ સરદારને રજા આપો કે આપણે આપણો બંદોબસ્ત જ-

લદી કરી શકીએ." એવામાં મહારાણા ભીમસિંગજી ત્યાં આવી પહોંચ્યા. તેઓ ગુજરાત તરફથી બાદશાહી લશ્કર અજમેર તરફ જતું હતું, તેને હરાવીને આવ્યા હતા. તેમને મહારાણા જયસિંગજીએ આ દરબારની વાત ટુંકામાં કહી સંભળાવી, એટલે સરદાર જુલ્ફીકારને સર્વેએ રજા આપી.

# પ્રકરણ સત્તરમું

## શાહજાદો ને શંભાજી

સોરઠો

ધરા રસાતળ જાય, કે મેરુ તૂટી પડે;
ભલે થવાનું થાય, પણ શરણાગત સાચવો.

જુલ્ફીકારખાંના ગયા પછી મહારાણા ભીમસિંગજી બોલ્યા કે, "ભાઇઓ! તમે આ ખટપટમાં રોકાયા છો, પણ બાદશાહ શા ઘાટ ઘડે છે તે હજુ તમારા જાણવામાં આવ્યા નથી. દેબારીનો જય અમારા જાણવામાં આવ્યો કે મારા પિતાએ મને ગુજરાતનું બાદશાહી લશ્કર આવતું અટકાવવાને મોકલ્યો ને દિવાન દયાળદાસને માળવા ને દક્ષિણનું સૈન્ય રોકવાને મોકલ્યા ને પોતે બુંદેલખંડનો રસ્તો રોકવાને ગયા છે. હું ગુજરાતની હદ ઉપર ગયો તો તે વખતે આપણા ઉપર આવવાને ગુજરાતનું લશ્કર નીકળી ચૂક્યું હતું, એવા સમાચાર મને મળ્યા. હું તેઓ અસાવધ હોય એવી સ્થિતિમાં તેમના ઉપર છાપો મારવાના ઇરાદાથી વ્યવસ્થા ને જગા નક્કી કરી સાવધાનીથી ચાલ્યો. વડનગરની નજીક મેદાનમાં તેમનો મુકામ હતો. ત્યાંજ રાત્રે ચારે બાજુથી છાપો મારી તેમાંના દરેકને કાપી નાખ્યા. પાછા જઇ ખબર આપવાને કોઇ પણ હયાત રાખ્યું નહિ. ત્યાંથી પછી સુરત સુધી જઇ હજ કરવા જનારાની, ગુજરાતથી બાદશાહનો જે ખજાનો આવતો હતો તેની ને છેવટે બાદશાહી રાજ્યના વેપારીઓની ખબર લઇ ગુજરાતમાં હું બાદશાહને ખર્ચે મોજ કરતો હતો. એવામાં મારા પિતાનો હુકમ આવ્યો કે ગુજરાત લૂંટવાનું કામ પડતું મૂકી એકદમ સોજીતગઢ જઇ દુર્ગાદાસને મળવું. હું એ હુકમથી અહિં આવ્યો

તો અહિંઆં આ નવા સમાચાર સાંભળ્યા. બાદશાહ એક તરફથી લશ્કર જમા કરે છે ને બીજી તરફથી સલાહના સંદેશા ચલાવે છે; માટે હવે એ મ્લેચ્છોથી છેતરાશો નહિ. આપણે ભોળા હોવાથી ઘણીવાર તેમની કપટજાળમાં ફસાયા છીએ, માટે હવે બહુ સાવધાન રહેવું જોઇએ." આ પછી લઢાઇની વ્યવસ્થા કેમ કરવી તેનો વિચાર કરવાનો હોવાથી સર્વેએ રાત્રે મહારાણા જયસિંગજીના ઉતારા ઉપર મળવાનું ઠરાવ્યું.

રાત્રે નક્કી ઠરાવ કરવામાં આવ્યો કે આપણું ગમે તે થાય, પણ અકબરનું તો રક્ષણ કરવું; પણ આખી બાદશાહતનું લશ્કર જમાવી બાદશાહ આપણા ઉપર ચડશે ત્યારે આપણે તેનું રક્ષણ કરી શકીશું કે નહિ? એ લઢાઇઓમાં કદાચ આપણી ખરાબી થાય તો તે વખત અકબરની શી વલે થાય? આપણી નાસભાગમાં એ શત્રુને હાથ પકડાઇ જાય તો એનું શું થાય? એ વિચારવું કાંઈ મુશ્કેલ નથી. હમેશાં ભવિષ્યનો વિચાર ભુંડું ચિંતવીને કરવો ને એ ભુંડું થતું અટકાવવાનો ઉપાય યોજી રાખવો. આ ધોરણે આપણું ગમે તે થાય, આપણી ખરાબી થાય, પણ તે સાથે આપણે જેને માટે ખરાબી બેચી લીધી તેની ખરાબી થતી અટકાવવાનો ઉપાય કરવો જોઇએ. આ વિચારથી એમ નક્કી કરવામાં આવ્યું કે દુર્ગાદાસે અકબરને સાથે લઇ જઇ દક્ષિણમાં મરાઠામહારાજાને આશ્રયે મૂકી આવવો. આપણા જેવાજ વિચારના ને ધર્મલાગણીના મરાઠામહારાજા એનું રક્ષણ કરી શકશે. તેઓ કાંઇ થોડા બળવાન નથી. વળી શરણાગતનું રક્ષણ મરતાં સુધી કરે એવા છે. વળી તેઓ બાદશાહના કટ્ટા શત્રુ છે. હવે દક્ષિણનું પણ બાદશાહી લશ્કર આપણા ઉપર આવશે, એટલે આલમગીરનું બળ દક્ષિણમાં ઘણું રહેશે નહિ એવા સમયમાં મરાઠારાજાને અકબરનું રક્ષણ કરવું ભારે નહિ પડે. પેલા આલમગીરના અવગુણનો ઇતિહાસ ગાનાર ભુખણ બારોટ બાદશાહના ડરથી દિલ્હીથી નાસી ગયા ત્યારે તેમનું શિવાજી મહારાજે આશ્રય આપી કેવું રક્ષણ કર્યું? માટે શાહજાદાને પણ દક્ષિણમાં મરાઠા મહારાજાને આશ્રયે મૂકી આવવામાં ડહાપણ છે. ગુજરાતનું બાદશાહી લશ્કર હમણાંજ કપાઇ ગયું છે, માટે ગુજરાતને માર્ગે દુર્ગાદાસે તેમને લઇ જવા, એટલે હરકત નથી. એ માર્ગે લઇ જતાં ઝાઝા લશ્કરની પણ જરૂર પડશે નહિ. શાહજાદાને સોંપી દુર્ગાદાસે તરતજ પાછા વળવું અને એ પાછા આવતાં સુધી મહારાણા જયસિંગજી એમની જગાનું કામ કરશે. શાહજાદાને ખરચી

માટે હાલમાં પાંચ લાખ રૂપીઆ આપવા ને તે ઉપરાંત આગળ જતાં જરૂર પડશે તો આપણે મોકલી દઇશું. આ પ્રમાણે ઠરાવ કરી ઉઠયા ને બીજે દિવસે દુર્ગાદાસ અકબરને લઇ દક્ષિણમાં મૂકવાને ગુજરાતના માર્ગે ચાલ્યો.

શાહજાદા અકબરને પણ રજપૂતો સાથે બાદશાહના નજીકમાં રહેવામાં જોખમ જણાયું. રજપૂતો દૃઢ ને બળવાન હતા, તથાપિ આખા હિંદના બાદશાહ સામા ઝાઝો વખત ટકી શકશે કે પરિણામે રજપૂતો જયશાળીજ રહેશે તેની એને ખાત્રી નહોતી. તેમ બાદશાહની છાવણી નજીક રહેવામાં રાત્રિદિવસ ભયમાંજ ગાળવા પડે. બાદશાહ છળપ્રપંચમાં પૂરો હોવાથી કોઇપિણ ઉપાયથી શાહજાદાને કબજે લેવાને ચૂકે એવો નહોતો; એટલે આખી જીદગી ભયમાં ગુજારવા કરતાં બાદશાહથી દૂર જઇ કાંઇક શાંતિમાં કે નિર્ભયતામાં રહેવું એ સારૂં છે, એમ એને જણાયું. બીજા હાથ ઉપર શિવાજીમહારાજને તેમના પાટવીકુંવર સાથે જ્યારે દિલ્હીમાં કેદ કર્યા ત્યારે તેમની અકબરને ઓળખાણ થઇ હતી. તેમના સદ્‌ગુણોથી એ માહીતગાર થએલો હતો; એટલુંજ નહિ પણ એ બંને બાપદીકરા નાસી ગયા તેમાં અકબરના પણ આંખઆડા કાન હતા. તેથી આવા સંકટને સમયે એ પોતાને આશ્રય આપશેજ ને ત્યાં તે વધારે સલામતીથી રહી શકશે એવી અકબરને ખાત્રી હોવાથી તે પણ દક્ષિણમાં શિવાજી મહારાજને આશ્રયે જવાને લગારે નાખુશ નહોતો.

દુર્ગાદાસે પોતાના ખાસ વીણી કહાડેલા સો સવારો સાથે લીધા. ગંભીરસિંગને સાથે લીધો ને પોતાના ભાઇને અને દીકરાને મુખ્ય લશ્કરમાં રાખ્યા. એણે ગુજરાતની ઉત્તરના ડુંગરા વટાવી ઋષભદેવ ને શામળાજી ઉપરનો પહાડી રસ્તો લીધો. ત્યાંથી ગુજરાતની પૂર્વના ડુગરા ઓળંગતો લુણાવાડા, દેવગઢ, ઉદેપુર ને નાદોદની હદમાં થઇ નર્મદા ને તાપી ઓળંગી માંડવી, વાંસદા ને ધરમપુરનાં રાજ્ય વટાવી થાણા જીલ્લાના ડુંગરામાં પેઠો. ત્યાંસુધીમાં બાદશાહનું કોઇ ચલિયુંસરખું પણ મળ્યું નહિ. બાદશાહના ચોરને લઇ જવાનો હોવાથી દુર્ગાદાસે આવો વિકટ રસ્તો લીધો હતો. જ્યારે કોકણની હદ ઉપર આવ્યો ત્યારે એ નિર્ભય થયો. એને પોતાના દેહનો ભય નહિ હતો; પણ અકબરની સલામતીનો ભય હતો. રસ્તામાં જતાં શાહજાદો જો ઓળખાઇ જાય તો તે બાદશાહનો ગુન્હેગાર છે એમ સર્વના જાણવામાં હોવાથી પકડાઇ જવાનો ભય વધારે હતો. મહારાષ્ટ્રમાં તો શિવાજીમહારાજનુંજ રાજ્ય હતું; પણ ઘાટની

પૂર્વના સપાટ પ્રદેશમાં બાદશાહી લશ્કર સામું મળવાનો સંભવ હોવાથી અને ઘાટની પશ્ચિમતળેટીએ એ સંભવ બિલકુલ ન હોવાથી તે કોંકણમાં પેઠો. તે વખતે મુંબાઇ એ મચ્છીમારનું એક નાનું ગામડું હતું. અંગ્રેજોએ પોતાની સુરતની વખાર તરતનીજ મુંબાઇમાં આણેલી હતી; તેથી તે વખતે મુંબાઇમાં વેપારરોજગાર કાંઇ વધારે નહોતો. દુર્ગાદાસ મુંબાઇ થઇ કોંકણમાં પેઠો. કોંકણ પ્રદેશ નીચાણનો હોવાથી ત્યાં ઠેકઠેકાણે ખાડીઓ હતી. એ ખાડીઓ ભરતીના વખતમાં ભરાઇ જતી ને ઓટ થાય ત્યારે કીચડ થઇ રહેતો. એ ખાડીઓ ને કીચડ ઘોડાઓ સાથે પસાર થવાં મુશ્કેલ હોવાથી ઘાટના ડુંગરાની તળેટીએ તળેટીએ ભોમીઓ લઇ ચાલ્યા. એ ભોમીઓ પણ પેટપૂર ખાવાનું મળતાં તેમને કે તેમના ઘોડાને કોઇપણ પ્રકારની આપદા પડે નહિ એવે રસ્તે થઇ પરલીને કિલ્લે લાવ્યો. ત્યાં શિવાજીમહારાજના ગુરુ રામદાસ સ્વામી રહેતા હતા. તેમનાં દર્શન કરવાને દુર્ગાદાસ કિલ્લા ઉપર ચઢ્યો. સ્વામી સર્વજ્ઞ હતા. દુર્ગાદાસ, ગંભીરસિંગ, ને અકબરે જઇ સ્વામીને સાષ્ટાંગ કરી બેડા કે તુરત સ્વામીએ અજાણ્યા થઇ નામ, ઠામ ને આવવાનું કારણ પૂછ્યું. દુર્ગાદાસે વિવેકથી જવાબ આપી અકબરને ઓળખાવ્યો ને ટુંકામાં સર્વ હકીકત કહી સંભળાવી. આ વખતે શિવાજીમહારાજની દેહ પડી હતી. *ભુખણ બારોટ વૃદ્ધ હોવાથી પોતાને મળેલી જાગીરમાં પોતાના કુટુંબને રાખી પોતે સમર્થ (સ્વામીશ્રીને સમર્થ કહેતા હતા.) ની સેવામાં રહી ઇશ્વરભજન કરતા હતા. તેમનું સમર્થે ઓળખાણ કરાવ્યું.

* ભુખણ બારોટ ઔરંગઝેબના સમયમાં દિલ્હીમાં રાજ્યકવિ હતા. તેમને ઔરંગઝેબે પોતાના ગુણોનું ખરૂં વર્ણન કરવાનું ફરમાવ્યાથી તેમણે એમના ગુણોનો આબેહુબ ચિતાર એક કાવ્યમાં ચિત્રી તે કાગળ એક પાડાશીને આપી, પોતાના કુટુંબ સાથે તેઓ છાનામાના દેશવટો લઇ દક્ષિણમાં નાસી જઇ શિવાજીમહારાજને આશ્રયે ગયા હતા, એમ કહેવાય છે. ઔરંગઝેબના ગુણોનો ચિતાર નીચેના કાવ્યમાં ચિત્ર્યો છે.

કવિત

કિંબલેકી ઠૌર બાપ બાદશાહ શાહજહાન
તાકો કેદ કીયો માનો મક્કે આગ લાઇહે
બડો ભાઇ દારા વાકો પકડકે કેદ કીયો
મેહેરહુર નાહિમાકો જાયો સગો ભાઇહે

અકબરે તો બારોટને તરતજ ઓળખ્યા ને બંને જણા સમદુઃખી થયા. સમર્થના આગ્રહથી તે દિવસ તો દુર્ગાદાસે ત્યાંજ ગાળ્યો.

બંધુ તો મુરાદ બક્ષ, બાદ ચુક કરવે કો
બીચ લે કુરાન ખુદાકી કસમ ખાઇહે
કહત ભુખન ભાટ સુનકુ નૌરંગ જેબ
એતે કામ કીયે ફિર પાદશાહી પાઇહે
હાથી તસબીન લીએ ઘાત ઉઠ બંદગીકો
આપહી કપટ રૂપ કપટ જાપ જપકે
આગરેમેં જાય દારા ચૌકમાં ચુનાય લીન્હો
છત્રહી છીનાયો માનો બુઢે મરે બાપકે
કીન્હો હે ગોત્ર ઘાત સોતો મેં નાહિ કહો
પીલપે તુરાએ ચાર ચુગલનકે ચપકે
ભુખન ભનત શઠ છંદી મતિ મંદ ભયો
સો સો ચુવા ખાયકે બિલાઈ બેઠી તપકે

શિવાજી મહારાજના દરબારમાં ભુખણ બારોટ ગયા ત્યારે તેમણે બાવન કવિત તેમની પ્રશંસાનાં કર્યાં હતાં. તેને ભુખણ બાવની કહેછે. એ બાવન કવિતમાંનું નમુના દાખલ એક કવિત આ નીચે આપ્યું છે.

કવિત

કુંભકરણ અસુર અવતારી ઔરંગજેબ
કીન્હી મથુરા કતલ દુહાઇ ફેરી રબકી
ખોદ ડારે દેવી દેવ સહર મહલ્લા બાંકે
લાખો કીયે મુસલ્લા માલા છુટ ગઇ તબકી
ભુખન ભનત ભાગ્યો કાશીપતિ વિશ્વનાથ
ઔર કૌન ગીનતીમેં ભૂલી ગત ભવકી
ચારો વર્ણ ધર્મ છોડ, કલમા નિમાજ પઢે
શિવા જો ન હોત તો સુન્નત હોત સબકી

એમ કહેવાય છે કે શિવાજીમહારાજે ભુખણ બારોટનાં આ બાવન કવિત સાંભળી તેમના ગુજરાન માટે બાવન ગામ જાગીરનાં આપી તેમને પોતાના દરબારમાં રાખ્યા હતા.

શિવાજી મહારાજ પછી તેમના પાટવી કુંવર શંભાજી ગાદીએ બેઠા હતા. તે વખતે તેમનો મુકામ સતારામાંજ હતો. સંગતિભેદથી બાપદીકરાના ગુણમાં કેટલોક ભેદ પડયો હતો. તે વખતે શંભાજીને ગાદીએ બેઠાને ઘણો વખત થયો નહોતો. પોતાના પિતાના ગુરુ સમાધિસ્થ થયા નહોતા, તેથી એના પિતાની પેઠે એ પણ સ્વામીશ્રીનાં ઘણી વાર દર્શન કરવા આવતો ને વખતોવખત સમર્થની રાજ્યકાર્યમાં સલાહ પણ લેતો; પરંતુ એ સલાહ પ્રમાણે હમેશાં એની વર્તણુક રહેતી નહોતી, તેથી સમર્થ પણ એનાથી કોઈવાર કંટાળી જતા; તથાપિ જ્યારે જ્યારે સલાહ લેવાને આવતો ત્યારે આદરપૂર્વક એને યોગ્ય સલાહ આપવામાં સ્વામી કોઇવાર કંટાળતા નહિ. શંભાજી પણ સ્વામીની સમક્ષ તો તેમના આજ્ઞાંકિત જેવો થઇ સાંભળતો, પણ સતારે ગયા પછી એના સોબતીની સોબતમાં સ્વામીનો ઉપદેશ સતારાના ગઢની બહાર રહી જતો. સ્વામી ઘણીવાર એને કહેતા કે ભાઇ ! એ કનોજીઆની સોબત છોડી દે એની સોબત તારી ને રાજ્યની ખરાબી કરાવશે ને તારા બાપે મેળવેલી કીર્તિ ઉપર પાણી ફેરવાવશે. સ્વામીની બધી સલાહ શંભાજી માન્ય કરતો, પણ માત્ર એજ સલાહ એને રુચતી નહિ ને એ કનોજીઆની સોબત એણે ત્યજી નહિ. સ્વામી પણ માત્ર એથીજ કંટાળ્યા હતા. બાકી શિવાજીમહારાજના બીજા સર્વ સદ્ગુણો શંભાજીમાં ઓધે ઉતરેલા હતા. શંભાજી પોતાના પ્રિય શિષ્યનો પુત્ર હોવાથી તથા તેના સર્વ સદ્ગુણો એનામાં હોવાથી સમર્થનો એના ઉપર પ્રેમ પણ હતો. એ શંભાજી બીજે દિવસે સ્વામીશ્રીનાં દર્શન કરવાને આવવાનો હતો, તેથીજ સમર્થે સર્વ પરોણાને તે દિવસે ત્યાંજ રોકયા હતા કે તેમની મુલાકાત કરાવાય. સ્વામીશ્રી સમજતા હતા કે દુર્ગાદાસ ને અકબર શંભાજી પાસે જશે તો પેલા કલુષાની સલાહ પ્રમાણે ચાલનાર શંભાજી એમની પરોણાગત કરશે નહિ ને અકબરને આશ્રય આપશે પણ નહિ; તેથીજ તેમણે પોતાને ત્યાંજ તેમની મુલાકાત કરાવવાનું રાખ્યું હતું.

બીજે દિવસે શંભાજી સમર્થનાં દર્શનાર્થે આવ્યો ને સ્વામીશ્રીને સાષ્ટાંગ કરી હાથ જોડી સન્મુખ બેઠો. તે વખતે દુર્ગાદાસ, અકબર ને ગંભીર પણ સ્વામીશ્રીને સાષ્ટાંગ કરીને બેઠા. ભુખણ બારોટ તો ત્યાં બેઠેલાજ હતા, એટલે સ્વામીએ શંભાજીને ઉદ્દેશીને કહ્યું કે, ભાઇ ! આ ભાઇઓ તમારા પરોણા થવા આવ્યા છે. મારવાડમાં બાદશાહ સામા ઉઠી બાદશાહને ત્રાહ ત્રાહ પોકરાવનાર તે આ

બહાદૂર દુર્ગાદાસ છે. એણે બાદશાહી લશ્કરનો ઘાણ કહાડી નાખ્યાથીજ આપણી સામે આવેલું લશ્કર બાદશાહે પોતાની પાસે પાછું બોલવી લીધું છે. આ મુસલમાન ભાઈને તો તું ઓળખતો પણ હશે. શાહજાદા અકબરનું નામ તો તને યાદ હશે; એટલે શાહજાદા તરફ નજર કરીને જોતાં તેને ઓળખ્યો ને મોં મલકાવ્યું. સ્વામી તરફ ફરીને શંભાજીએ કહ્યું કે, હા સ્વામી ! એમણે તો અમારા ઉપર બહુ ઉપકાર કર્યો છે. હું ને મારા પૂજ્ય પિતા જ્યારે દિલ્હીમાં કેદ હતા ત્યારે મહારાજા જયસિંગ ને એજ ત્યાં અમારી સંભાળ લેનારા હતા; અને જો એમની સહાય ન હોત તો અમે દક્ષિણનું મોં જોવા કયાંથી પામત ? એમણે અમારે નાસી જવા માટે આપેલી ઘોડી તો હજુ હયાત છે. એમનો ઉપકાર તો મારાથી ભૂલાય તેમ નથી અને વળાય તેમ પણ નથી. ખરૂં કહીએ તો અમારા પ્રાણદાતા એજ હતા. એટલે સ્વામી બોલ્યા તો ભાઈ ! એમણે કરેલા ઉપકારનો બદલો વાળવાનો સમય હમણાં આવ્યો છે. એમના આવા ધર્મસંબંધી સ્વતંત્ર વિચારથી બાદશાહનો કોપ એમના ઉપર થયો છે; તેથી એ એકલા આ બહાદૂર દુર્ગાદાસની સોબતમાં તમારો આશ્રય મેળવવાને આવ્યા છે. અજાણ્યો ને શત્રુ પણ શરણે આવે તો તેનું રક્ષણ કરવું, એ તમારૂં કામ છે; કેમકે તમારો જન્મ દક્ષિણમાં છતાં તમે ક્ષત્રીયકુળદીપક રામચંદ્રના વંશના છો, ઉદેપુરની ગાદી સૂર્યવંશી ક્ષત્રીયની છે ને તેમના વંશના તમે છો. એટલે ક્ષત્રિયનુંજ લોહી તમારી નસોમાં પણ છે; અને અકબરને શરણું આપવું એ તમારી બેવડી ફરજ છે. એમણે તો તમારા ઉપર ઉપકાર કરી તમારો પ્રાણ બચાવ્યો છે અને ત્યારેજ તમે આ રાજ્ય મેળવવાને શક્તિમાન થયા છો. અકબર તમારા શત્રુનો પુત્ર છે માટે એના ઉપર લેશ પણ સંશય લાવવાનું કારણ નથી. એ દગો કરવાને આવ્યો નથી પણ શરણું માગવા આવ્યો છે ને તે આ બહાદૂર દુર્ગાદાસના કહેવાથી જણાય છે; માટે એને શરણે રાખી, એનું શાહજાદાતરીકે માન સચવાય તેવી જાગીર આપી, તમારા સલાહકારતરીકે રાખો. તમને એમની સલાહ બહુ ઉપયોગી થઈ પડશે. આ દેહ હવે વૃદ્ધ થયો છે. એ કયાં સુધી ટકવાનો હતો ? એટલે તમારે કોઈ સારા અનુભવી સલાહકારની જરૂર પણ પડશે, તે એ ભાઈ પૂરી પાડશે.

એટલે દુર્ગાદાસ સ્વામીશ્રી તરફ હાથ જોડી બોલ્યો, "બાપજી ! એ મુસલમાન છતાં એનામાં એક પણ મુસલમાનનું લક્ષણ નથી. આલમગીર જેવા

દુષ્ટને પેટે આવું સદ્‌ગુણી રત્ન નિવડયું છે, એજ મને તો નવાઇ લાગે છે. એનામાં દુર્ગુણનો સ્પર્શ પણ નથી. વળી એના વિચારો પણ ઉત્કૃષ્ટ છે. રાજ્યકાજમાં અનુભવ મેળવ્યાથી ઘડાયલા છે, એટલે એમની સલાહ પણ મહારાજાને ઉપયોગી થઇ પડશે. અકબર એ એમના એકનામી બાદશાહના સર્વ સદ્‌ગુણોથી ભૂષિત છે. માત્ર પ્રારબ્ધ ફેર છે અને એથીજ એમને શરણું શોધવાને અહિં આવવું પડયું છે."

શંભાજીએ કહ્યું કે સમર્થશ્રીની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા થશેજ. આ તો આપશ્રીની આજ્ઞા ન હોય તોપણ પરમેશ્વરે એમના કરેલા ઉપકાર નો બદલો વાળવાનો મને લાગ આપ્યાથી મારે એમને અવશ્ય આશ્રય આપવોજ જોઇએ. તેમાં વળી આપની આજ્ઞા થઈ. અનુપકાર કરનાર પણ શરણે આવે તો તેનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે તો પછી આ તો ઉપકારનો બદલો વાળવાનો છે, તે વાળવામાં નવાઈજ શી છે? અકબરે મને દિલ્હીમાં શત્રુ છતાં ભાઇના જેવો ગણી મારી સંભાળ લીધી હતી ને છેવટે અમને સહાય કરી નસાડી મૂકયા હતા. મારા પૂજ્યશ્રીની હયાતીમાં આ વખત આવ્યો હોત તો તેમને કેટલો સંતોષ થાત. એમનો દેહ પડયો છે તોપણ સમર્થની સત્તાથી હું અકબરને મારા પુજ્યની ખોટ પડવા દઇશ નહિ, માટે આપ સમર્થની આજ્ઞા થાય એટલે આ સર્વ મેમાનોને લઇ સતારે જાઉં.

એટલે દુર્ગાદાસે કહ્યું કે મારવાડમાં મારી હાજરીની તાકીદે જરૂર છે. હું તો માત્ર આ શાહજાદાને આપને ત્યાં સોંપવા માટેજ આવ્યો હતો. એ કામ મારૂં થયું છે માટે મને તો અહિંથીજ રજા મળે તો સારૂં; કેમકે બાદશાહ અજમેરમાં આખા ભરતખંડના મોગલાઇ લશ્કરનો જમાવ કરે છે, તે થતાં પહેલાંજ એના સામા જવામાં અમને લાભ છે. એનું સર્વ સૈન્ય જમાવ થયા પછી અસંખ્ય મુસલમાનો સામા અમારા મુઠ્ઠીભર રજપૂતોનું શું ચાલે? માટે સબળ થાય તે પૂર્વેજ એને ઘેરી લેવો જોઇએ, માટે મને તો સ્વામીશ્રી અહિંથીજ રજા આપે તો સારૂં.

સ્વામી બોલ્યા, ભાઇ! તમારે ગભરાવાનું કારણ નથી, સતારા નજીકજ છે. ત્યાં એક દિવસ રહી સુખેથી પાછા જજો. પાછા જાઓ ત્યારે પણ આવ્યા તેજ રસ્તે જજો ને અહિં મળીને જજો. આ રસ્તો નિર્ભય છે. આવી સમર્થની આજ્ઞા થતાંજ સર્વ મંડળ સતારે ગયું ને એક દિવસ ત્યાં શંભાજી મહા-

રાજની પરોણા ચાકરી ભોગવી સ્વામીની આજ્ઞા પ્રમાણે દુર્ગાદાસે બીજે દીવસે શંભાજીની રજા માગી. શંભાજીએ અકબરને કોંકણમાં જાગીર બાંધી આપી ને પોતાના સલાહકારતરીકે દરબારમાં રાખ્યો. દુર્ગાદાસને અને બીજાઓને યોગ્યતા મુજબ દરબારમાં શીરપાવ આપી સર્વેને વિદાય કર્યા એટલે તેઓ સર્વે પરલીમાં સ્વામીશ્રીનાં દર્શન કરી તેમની આજ્ઞાથી જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે પાછા જવાને નીકળ્યા.

# પ્રકરણ અઢારમું

## ભણ્યો ભૂલ્યો

### અજમેર બહાર બાદશાહની હાર

આણી તરફ મહારાણા રાજસિંગજી સાથે જે સલાહનું કહેણ ચલાવ્યું હતું, તેમાં પણ બાદશાહ ફાવ્યો નહિ. રાજસિંગ રાણો બાદશાહથી છેતરાય એવો નહોતો. બાદશાહની કપટજાળમાં તે ફસાયો નહિ. બાદશાહી સરદાર દીલેરખાન એ સલાહનું કહેણ લઈ ગયો હતો. તેને રાજસિંગ રાણાએ ચોખ્ખો જવાબ દઇ દીધો કે હવે બાદશાહના ખાલી મોઢાનાં વચનો ઉપર અમને ભરોસો નથી. છેલ્લી લઢાઇમાં બાદશાહના લશ્કરનો સમૂળ નાશ થયા પછી એ સલાહનું કહેણ મોકલે છે ને બીજી તરફ દક્ષિણ, ગુજરાત, બંગાળા ને આગ્રાના સર્વ લસ્કરોને અજમેર બોલાવે છે; એનો અર્થ શો? બાદશાહને જો અંતઃકરણથી સલાહ કરવાની ઇચ્છાજ હોય તો એમને જઇને તમે કહો કે, આજસુધી અમે જે જીતીને મેળવ્યું છે તે ઉપરનો તમારો દાવો છોડી દો, જાત્રા ને જજીઆવેરો બંધ કરી ધર્મપ્રતિબંધ દૂર કરો, હિંદુમુસલમાનનો તફાવત કહાડી નાખી મહાન્ અકબરશાહની રાજ્યનીતિ પુનઃ શરૂ કરવાનું કબૂલ કરો અને એ સર્વ કબૂલતોનો સંધિપત્ર લખી તે ઉપર મહોરસિક્કો કરાવી અમારા તરફ મોકલો, તથા હિંદના દરેક ભાગમાંથી જે જે લશ્કરો અજમેર બોલાવ્યાં છે, તેમને પોતપોતાને સ્થાનકે જવાના હુકમો લખી

મોકલી તેમને આગળ વધતાં અટકાવો. 'આ પ્રમાણે કરશો તો અમે સર્વ રજપૂતો અમારી તલવાર મ્યાન કરીશું; નહિ તો અમે અમારાં હથિયાર છેવટની ઘડી સુધી મૂકવાના નથી. માટે હવેથી જ્યાંસુધી સહીસિક્કા સાથેનો કબૂલાતપત્ર લાવો નહિ ત્યાંસુધી મોઢાની વાતો કરવા હવે ફરીને આવશો નહિ. એમ કહી દીલેરખાનને વિદાયગીરી દીધી ને એ હકીકત પોતાના પાટવીકુંવર જયસિંગજીને જણાવી દીધી.

હવે રાજસિંગ રાણાએ દયાળદાસદિવાનને માળવા ને દક્ષિણમાંથી આવતું લશ્કર રોકવાને કોટાની ખીણનો રસ્તો રોકી રહેવાને મોકલ્યા, શામળદાસને જયપુરના જયસિંગ મહારાજાની સહાયે જઇ પંજાબ, દિલ્હી ને આગ્રાનાં લશ્કર રોકવાને મોકલ્યા ને પોતે બુંદેલખંડ, બંગાળા ને ઓઢીઆનાં લશ્કરને રોકવાને ગયા. એમણે એવી જગા પસંદ કરી હતી કે ત્રણેમાંથી જેને બાદશાહી લશ્કરનો મેળાપ પહેલો થવાનો આવે કે તેની મદદે બીજા બને તરતજ જઇ શકે. આ પ્રમાણે બંદોબસ્ત કરી પોતાના કુંવર ભીમસિંગજીને શિરોહીને માર્ગે ગુજરાત ને સિંધના લશ્કરને રોકવાને મોકલ્યા તથા જેસલમેર ને વિકાનેર-વાળાને પણ સિંધ ને પંજાબનાં લશ્કરની દેખરેખ રાખવાનું સોંપ્યું.

એ વખતે બાદશાહની કેવી સ્થિતિ હતી તે તપાસીએ. દેબારીથી હારીને અજમેર આવ્યો કે તણે દુર્ગાદાસ પાસે ને રાણા રાજસિંગ પાસે સલાહ કર-વાને મિષે બે સરદારોને મોકલી સિંધ, પંજાબ, ગુજરાત, દક્ષિણ, ઓઢીઆ, બંગાળા, દિલ્હી, આગ્રા, બુંદેલખંડ ને કાશીના સરદારોને જેનાથી જેટલાં બ-ચાવી શકાય તેટલાં માણસો પોતાની સહાયે અજમેર મોકલવાને તાકીદના હુકમો લખ્યા. સલાહ કરવાને આવેલા સરદારો નિષ્ફળ જઇ પાછા આવ્યા ત્યાં સુધીમાં તો દરેક ભાગમાંથી સૈન્ય આવવા માંડયું હતું. કેટલેક નજીકને ઠેકાણેથી તો રજપૂતો રોકવા જાય તે અગાઉ આવી પહોંચ્યું હતું, કેટલેક દૂરને ઠેકાણેથી નીકળેલું સૈન્ય હજુ માર્ગમાંજ હતું ને કેટલાક સૈન્યને રજપૂતસરદારોએ અને તેમના મળતીઆઓએ રસ્તામાં જ રોકયું હતું. કેટલુંક સૈન્ય તેમને રોકવા ગએલા રજપૂત સરદારોની નજર ચૂકાવી બાદશાહને આવી મળ્યું હતું. કેટલાક સુબાઓ અને સૈન્યનાયકો પોતેજ સૈન્ય લઇ આવ્યા હતા, ને કેટલાકે પોતાના હાથ નીચેના સરદારોને મોકલ્યા હતા. એ પ્રમાણે બુંદેલખંડ, માળવા, ગુજરાત અને સિંધ એ ભાગનાં આવતાં લશ્કરોને રસ્તામાંજ રોકીને કિંવા હરાવીને પાછાં

કહાડી બાદશાહની સહાયે આવતાં રજપૂતોએ અટકાવ્યાં હતાં. પંજાબ, દિલ્હી, આગ્રા ને કાશીનાં લસ્કર આવી પહોંચ્યાં હતા; અયોધ્યા, બંગાળા, બિહાર, ઓઢીઆ ને દક્ષિણનાં લશ્કર હજુ રસ્તામાંજ હતાં.

બાદશાહના સારા નસીબે તે વખતે શિવાજીમહારાજનો દેહ પડેલો હતો ને તેની ગાદીએ તેનો પુત્ર શંભાજી બેઠો હતો. શંભાજી જો કે એના બાપ જેવોજ બહાદુર ને, મ્લેચ્છોને ધિક્કારનારો હતો, તથાપિ તેનામાં શિવાજીમહારાજ જેવી ચપળતા ને યુદ્ધકૌશલ્ય નહોતા. એવામાં શાહજાદો અકબર તેને આશ્રયે આવ્યો હતો, તેણે તેને બાદશાહી સૈન્ય સામા યુદ્ધે ચઢવાને અને દક્ષિણનું સૈન્ય ઉત્તરમાં જતું રોકવાને ઘણુંએ સમજાવ્યો; પણ સ્ત્રીલંપટ શંભાજીની સુસ્તી ઉડી નહિ. દક્ષિણનું સૈન્ય ઉત્તરમાં આવવા નીકળ્યું, દક્ષિણમાં બાદશાહી સૈન્ય નબળું પડી ગયું, ગોવળકોંડા ને વિજાપુરનાં બ્રાહ્મણી રાજ્યો તો પડવાની અણીપર આવેલાં હતાંજ, તોપણ એ સોના જેવો આવેલો લાગ સંભાજીએ ગુમાવ્યો ને તેના મિત્ર કલુષાની સોબતમાં ને સલાહમાં સુસ્ત થઇ પડી રહ્યો; પણ એ સુસ્તી બાદશાહને બહુ ઉપયોગી થઇ પડી શંભાજીને આવો સુસ્ત, બેદરકાર ને અવગુણી જોઇ અકબર તેનાથી કંટાળ્યો; તેથી એ મક્કે હજ કરવા ગયો ને ત્યાંથી ઇરાન ગયો, ત્યાં તે થોડીજ મુદતમાં મરણ પામ્યો.

આણી તરફ દુર્ગાદાસ આવતાં સુધી તેમની જાતિનું કામ કરનાર મહારાણા જયસિંગજી કાંઇ સુસ્ત થઇ બેસી રહ્યા નહોતા. દેબારીની લડાઇની નુકશાનીમાંથી સાવધ થયા કે તરતજ તેમના પિતાના હુકમ પ્રમાણે પોતાના ભાઇ ભીમસિંગજીને ગુજરાત ને સિંધના આવતા બાદશાહી લશ્કર ઉપર નજર રાખવાને શિરોહીના માર્ગે મોકલ્યા ને પોતપોતાના સર્વ સરદારોને એકઠા કરી કહ્યું કે, ભાઇઓ ! આપણે આપણું આપણી તલવારથી મેળવ્યું છે. બાદશાહની મહેરબાનીથી મેળવ્યું નથી, પણ એ નક્કી સમજવું કે દેબારીની હાર બાદશાહને બહુ સાલતી હશે અને તેથી તેનું વેર વાળવાને અને જે જુલમ અને ત્રાસમાંથી આપણે હમણાં છૂટયા છીએ તેમાં ફરીને જકડવાને તે આખી બાદશાહતનું સૈન્ય જરૂર ફરીને આપણા ઉપર આવશેજ. એટલે આપણે હવે લડી પરવાર્યા છીએ એમ સમજવાનું નથી, આપણને હજુ લડવાનું બાકી છે; એટલુંજ નહિ પણ વધારે જુસ્સો, ઉત્સાહ ને દૃઢતાથી લઢવું પડશે. હમણાંજ ચીતોડથી ખબર આવી છે કે મહારાણાસાહેબે પણ તેમની પાસે સલાહ કરવાને

ગએલા દીલેરખાનને આપણી પેઠેજ ખડખડિયું આપ્યું છે તથા ફરીને દિવાન દયાળદાસને માળવામાં, શામળદાસને જયપુર તરફ ને પોતે એ બંનેની મધ્યમાં લશ્કર સાથે મુકામ નાખી પડેલા છે કે જેથી બાદશાહની મદદે આવતાં લશ્કરોને રોકી શકે; માટે આપણે હવે તૈયાર થઇ જલદીથી અજમેર ઉપર જઇ બાદશાહને પકડી લેવો એ સાથી સારો ઉપાય છે. એ વગર બાદશાહ માન્યું કહે તેવો નથી, માટે બાદશાહ તૈયાર થાય તે પહેલાંજ આપણે આપણા સૈન્યને જીતના મદમાં યુદ્ધમાં દોરવું કે જેથી આપણો જય નક્કીજ જાણવો. આજ સુધીમાં જે કાંઇ થોડું ઘણું લશ્કર એણે જમાવ્યું હશે તેનો નાશ કીધો કે મુસલ્લા હિંમત હારી જવાના. એવે વખતે પૂર્વ તરફથી મહારાણા સાહેબ ને પશ્ચિમથી આપણે અજમેરને ઘેર્યું કે બાદશાહ કાં તો તાબે થાય કે કાં તો આપણી શરતો મુજબ સલાહ કરે. એ બે વગર બીજો ઉપાય એને રહેવાનો નથી. મારા પૂજ્યશ્રીની મતલબ પણ એવીજ સમજાય છે; માટે મારો વિચાર એવો છે કે હજુ બાદશાહ લશ્કર જમા કરે છે, હજુ તે પૂરો તૈયાર થયો નથી, તે તૈયાર થઇ આપણા ઉપર ચડી આવે ને આપણા મુલકની ખરાબી કરે તે કરતાં આપણેજ તેના મુલક ઉપર ચડી જવું એ વધારે સારૂં છે. આજ સુધી દુર્ગાદાસે જય મેળવ્યો છે, એ આવે તો એમના વિજયી હાથનો અને યુદ્ધકળાનો આપણને લાભ મળી શકે; પણ ત્યાંસુધી આપણને થોભવામાં લાભ કરતાં હાનિ મને વધારે સમજાય છે; કેમકે બાદશાહી લશ્કર ચોતરફથી આલમગીરને આવી મળશે તો એ એકત્ર સૈન્યને હરાવવું આપણને બહુ ભારી પડશે. માટે જો આપણો સતારો પાંશરો હશે તો ત્યાંસુધીમાં દુર્ગાદાસ પણ આવી પહોંચશે. એ આવે કે સીધા અજમેર આપણને આવી મળે એવો બંદોબસ્ત કરીશું; પણ તેમના આવતાં સુધી આપણે અહિંજ થોભીને આવેલો લાગ ગુમાવવો મને યોગ્ય લાગતું નથી, માટે બોલો ભાઇઓ ! આપ સર્વેનો શો અભિપ્રાય છે ?

એ સાંભળી રામસિંગજી, રૂપસિંગજી, સુરતનસિંગજી, કેશરીસિંગજી વગેરે સિંહોએ પણ એજ મતને અનુમતિ આપી. તેથી બીજે દિવસે પ્રાતઃકાળે સોજીતગઢથી અજમેર ઉપર જવાને સર્વે નીકળ્યા. હરોલમાં મહારાણા જયસિંગજી રહ્યા. ડાબી બાજુ રામસિંગજીને જમણી બાજુ માનસિંગજી રહ્યા. સોનિંગજી ને કેશરીસિંગજીને પાછળ રાખ્યા. રૂપસિંગજી ને કરણસિંગને બે મુકામ દૂરથી

ખબર મેળવવા આગળ મોકલ્યા. સુરતનસિંગ ને જશકરણને થોડાં થોડાં માણસો સાથે આસપાસ તજવીજ કરવાને મોકલ્યા. આ પ્રમાણે વ્યવસ્થાસર સર્વે અજમેર તરફ ચાલ્યા.

પૂર્વનાં ને દક્ષિણનાં સૈન્ય અજમેર આવતા પહેલાંજ રાઠોડ લશ્કર અજમેર નજીક આવી પહોંચ્યું. રાઠોડસૈન્ય એક મઝલ દૂર હતું. તે વખતે આલમગીરને સમાચાર મળ્યા કે રાઠોડો પૂરજોસમાં અજમેર ઉપર આવે છે. આલમગીર યુદ્ધમાં કુશળ, સંકટ સમયે ધીર ને જાતે બહાદૂર હતો. તેની પાસે બાદશાહી લશ્કરનો ત્રીજો ભાગ તો આવી પહોંચ્યો હતો. હજુ બે ભાગ આવવાના બાકી હતા, તે આવવાની એ રાહ જોતો હતો, એવામાં એને સમાચાર મળ્યા કે ઉદેપુરનો રાણો તેનો દિવાન, શામળદાસ મેડતીઓ ને જયપુરવાળો એ સર્વે દક્ષિણ ને બંગાળાના સૈન્યને આવતાં અટકાવવાને રસ્તો રોકી બેઠા છે; એટલે હવે વધુ લશ્કર તાબડતોબ આવી મળવાનો સંભવ એને જણાયોજ નહિ, તેથી તેણે તેમની રાહ નહિ જોતાં અજમેરની બહાર રજપૂતોની સન્મુખ યુદ્ધે ચડવાની તૈયારી કરી. સર્વે સરદારોને ભેળા કરી તેણે કહ્યું કે મારા શૂરવીર સરદારો! રજપૂતોએ હાથે કરીને આ લડાઇ પોતાને માથે વહોરી લીધી છે. આપણા જશવંતસિંગજી કાબુલમાં મરણ પામ્યા ત્યારે તેમને કોઇ વારસ નહોતો. તેમના પુત્રો તેમની પહેલાંજ મરણ પામ્યા હતા. તેમની રાણીને ગર્ભ હતો એવી વાત રજપૂતોએ ખોટી ઉડાવી હતી. આપણા કાબુલના બાતમીદારોએ મને ખાત્રી પૂર્વક એવી બાતમી આપી હતી અને તેજ ઉપરથી મેં તેમના સર્વ કુટુંબને અને સરદારોને દિલ્હીમાં બોલાવ્યાં હતાં. ત્યા તેમની સાથે તેઓ એક પાંચ સાત માસના બાળકને લાવ્યા હતા. એ બાળક જશવંતસિંગનો છે કે નહિ તેની ખાત્રી કરવાને મે તેને દરબારમાં બોલાવી મંગાવ્યો; પણ તેમ કરતાં પોતાનું કપટ ઉઘાડું પડી જશે એમ ધારી રજપૂતો તેને નહિ આપતાં સામા થયા. તેમાં સર્વે રજપૂતો, સ્ત્રીઓ ને બાળકો મરાયાં. હવે એમ ધારો કે રજપૂતોએ ઉભો કરેલો બાળક ખરો હોય, તોપણ તે તો મરણ પામ્યો એટલે જોધપુરનું રાજ્ય બીનવારસી થવાથી સરકારે તે જપ્ત કરી ત્યાં બાદશાહી સુબો નીમ્યો. તેણે બાદશાહીના બીજા સુબાઓની માફક રાજ્યની વ્યવસ્થા કરવા માંડી. કાફરો ઉપર જાત્રા ને જજીઆવેરો મારવાડમાં પણ લેવા માંડયો. બદશાહીના સર્વ નિયમો જોધપુરને પણ લાગુ પડયા; પરંતુ

તે મારવાડીઓને ખોટા લાગ્યા. તમે જાણો છો કે આપણે આખા હિંદમાં દીનનો ઝુંડો રોપવાનો છે.આપણું દીન સર્વત્ર ચલાવી સર્વત્ર સર્વને કુરાન પઢતા કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. આખા હિંદમાં મુસલમીન લોક ને મુસલમીન ધર્મ કરી, મૂર્તિપૂજકોનું નામ નાશ કરવું છે. તેમની મૂર્તિની જગ્યાએ મસીદો બનાવવી છે, પુરાણો પઢતા પુરાણીઓની જગ્યાએ કુરાન પઢતા કાજીઓ બેસાડવા છે. આપણે આપણા રાજ્યમાં સર્વત્ર તે પ્રમાણે કરવા માંડયું છે, તે પાર પણ પડયું છે. માત્ર આ રજપૂતોમાં તેમ કરવું બાકી છે; પણ એમનો મુલક કેટલો છે ? સાગરમાં બિંદુતુલ્ય. તેમનું સંખ્યાબળ કેટલું છે ? આંગળાના વેઢામાં ગણાય એટલું ! માટે મારા શૂરા સરદારો ! ચાલો, તેમનો નાશ કરી તેમના મુલકમાં પુનઃ દીનનો ઝુંડો રોપી તેમનો સમૂળ નાશ કરીએ કે ફરીને તેઓ ઉઠવા પામે નહિ. ચાલો, મારવાડનું આપણા હકનું રાજ્ય મેળવીએ પેલો આજકાલનો રાજસિંગ મને શિખામણ આપવા નીકળ્યો છે. તે પેલા કાફરશાહ અકબરની માફક મને પણ કાફર બનાવવા માગે છે. હું એ કાફરશાહના નિયમો કદી પાળનાર નથી. તેણે ચલાવેલો પેલો કાફરધર્મ આજે છે કે ? તેનું નામ પણ નાશ પામ્યું, તેના નામશાહી મારા શાહજાદાને ભમાવી, લાલચ આપી તેમણે તેમના પક્ષમાં લીધો છે; પણ તેથી શું થઇ ગયું ? મારો એ શાહજાદો છે, તોપણ તે કાફરોને મળી ગયાથી હું તેને પકડીને રાજ્યદ્રોહને માટે એક કાફરને સજા કરૂં તેમ તેને પણ સજા કરીશ. પણ બહાદૂરો ! મારા આ બોલ ને આ પ્રતિજ્ઞા સાચી કરી આપવી, તમારાં પરાક્રમ, દઢતા ને ઐકય ઉપર આધાર રાખે છે. તમે એમ નક્કી સમજજો કે હું જે લડવા ઉઠયોછું તે મારા સ્વાર્થ માટે નથીજ. માત્ર આપણો ડૂબેલો દીન તારવા માટે, આપણા દીનનો ઝુંડો સર્વત્ર ઉડાવવા માટે ને કાફરોનો નાશ કરવા માટેજ. તમે સર્વે આજ સુધી મારી સાથે એજ મતલબથી ને એજ જુસ્સાથી વળગીને લઢતા રહ્યા છો ને આજે પણ તેવાજ જુસ્સાથી લડશો એવો મને પૂર્ણ ભરોસો છે. કાફરોને નારાજ કરવામાં મને શો લાભ છે ? તેમના સામી લડાઇ ઉડાવવામાં મને શું સુખ છે ? ઉલટો રાત્રિદિવસ ઉજાગરો કરવો પડે છે, અશાંતિ ને અસુખ ભોગવવું પડે છે, અહર્નિશ ચિંતામાં રહેવું પડે છે; પણ એ સર્વ શામાટે ? માત્ર દીન-ધર્મ માટે; અને તેનેજ માટે તમે પણ ચાલો. આજે રણયુદ્ધમાં રજપૂતોને જેર કરી ત્યાં દીનધર્મ વરતાવ્યો, તો પછી મરેઠા કાંઇ ગણત્રીમાં નથી. આજ-

કાલના મરેઠાને લડતાં તો આવડતુંજ નથી. તેઓ વારંવાર હારીને તેમના ડુંગરોમાં છુપાઇ જાય છે; પણ રાજ્યસ્થાનનો બરાબર બંદોબસ્ત થયો કે એ ઘાટીઓનો ઘાટ મૂળમાંથી ઉખેડી, તેમનો ઘાટ ઘડતાં આપણને વાર લાગવાની છે ? તેમાં વળી પેલો ચોર તો મરણ પામ્યો છે. તે બડો લુચ્ચો ને ખળ કાફર હતો, તેના દીકરામાં તો કાંઇજ દમ નથી. આપણે એને દિલ્હીમાંજ જોયો હતો. એ તો પુત્રના લક્ષણ પારણામાંથીજ જણાય. એ બાયલાને હરાવીને મારતાં વાર નથી; પણ આ રજપૂતોને સીધા કરવા એ આપણું પ્રથમ કામ છે. તેમને હરાવીને નમાવો, તેમને દીનમાં લાવો ને તેમનું રાજ્ય ખાલસા કરો, ત્યારેજ આપણું કામ સંપૂર્ણ થયું ગણાશે, ત્યારેજ મને સંતોષ થશે, ત્યારેજ હિંદવી કાફરધર્મનું મૂળ નાશ પામશે. એ મૂળને ખોદનારા તમેજ છો, તમે બાદશાહના બાહુરૂપ છો, બાદશાહ તો ફક્ત કહેવામાત્ર છે, મારા હાથપગ તો તમેજ છો. તમારા વગર હું એકલો શું કરી શકવાનો હતો ? કાફરધર્મનાં ઉંડાં મૂળ ખોદનાર કોદાળીપાવડા તમેજ છો. માટે તમે ધીરતાથી ને ઐક્યથી એ કામ કરવાને મારી સાથે ચાલો. આપણી ફતેહ નક્કીજ છે. આપણે જય મેળવી આપણો જન્મ સાર્થક કરીશું. દુનીઆમાં આપણું નામ અમર રહેશે ને આપણા વંશજો આપણને માનભેર યાદ કરશે, માટે મારા શૂરા સરદારો ને સેનાધિપતિઓ ચાલો રજપૂતોનો નાશ કરીએ.

આના જવાબમાં સઘળાએ દીન દીનનો પોકાર કરી મૂકયો. દરબારમાં બાદશાહ ઉભો થયો કે તલવારોના ખડખડાટ થઇ રહ્યા. સઘળા જોસમાં આવી ગયા. સર્વ હિંદુધર્મનો ને રજપૂતોનો નાશ કરવાની ઇચ્છાના આવેશમાં આવી ગયા. સર્વત્ર કાફરોને મારો મારોનો પોકાર પડી રહ્યો. એવા શૂરભર્યા આવેશમાં તેઓ સર્વે ખ્વાજા પીરની દરગાહમાં દર્શન કરવા ગયા. પીરનાં દર્શન કરતાંજ તેમનો ઉભરો સમાયો નહિ. તેઓ બાદશાહ, સરદાર, નાયક, એ સર્વેનું ભાન ભૂલી ગયા. તેમના હુકમનું માન ભૂલ્યા. માત્ર તેઓ દીન દીન ને મારો મારો કરતાં કિલ્લા બહાર નીકળ્યા. બાદશાહ ને સરદારો, સેનાધિપતિઓ ને નાયકો, નાના ને મોટા, હલકા ને ઉચ્ચા, એ સર્વ એકત્ર થઇ ગયા. તેમનો બંદોબસ્ત તૂટી ગયો. મારો મારોના તાનમાં કોઇ કોઇને ઓળખે નહિ ને કોઇ કોઇનું માન રાખે નહિ એવું થયું. કાફરો ક્યાં છે ? તેમને મારો અને કાપો કરતા ને દીન દીનનો પોકાર કરતા માર્ગમાં અવ્યવસ્થિત ચાલવા લાગ્યા. પ્રથમ તો

બાદશાહ પણ પોતાનું ભાન ભૂલી ગયો. તે સ્વભાવે દાંભિક ને ખળ છતાં, સ્વાર્થમાં સ્વાર્થ છુપાવી પરમાર્થ બતાવવો છતાં, આ વખતે જાણે પીરે તેને પણ ભાન ભૂલાવ્યો નહોય, તેમ તે પણ ધર્માંધ થઇ દીન દીન કરતો ચાલ્યો. શહેર બહાર થોડે સુધી આમ અવ્યવસ્થિત ચાલ્યા, તેવામાં રજપૂતોના ડંકાના અવાજ કાને પડયા. મુસલમાનો સ્થંભિત થાય એટલામાં તો રજપુતો સામા આવી ખડા થયા.

હવે બાદશાહની આંખ ઉઘડી. અજ્ઞાન ને ધર્માંધ ઝનુની લોકોને ધર્મનો જુસ્સો એકદમ ચઢાવવાથી કેવું માઠું પરિણામ થાય છે, તે તેણે જોયું. તેણે જોયું કે રજપુતો વ્યવસ્થા સર લશ્કરી બંદોબસ્તથી આવેલા છે. તેણે જોયું કે બાદશાહી સૈન્ય ધર્માંધ બની જઇ અવ્યવસ્થિત ચાલ્યું જાય છે, એવા લશ્કરને કાપી નાખતાં રજપૂતોને વાર લાગશે નહિ. અવ્યવસ્થિત ધર્માંધ ટોળાને મારી કહાડતાં કે કાપી નાખતાં રજપૂતોને લગારે મહેનત પડવાની નથી; પણ હવે શું કરવું ? એકલો ઉશ્કેરાયલો ધર્મનો જુસ્સો માણસને ઝનુની પણ અંધ બનાવે છે. તે જેમ દીવામાં પતંગ ઝંપલાવે તેમ રણમાં ઝંપલાઇને મરણ પામે છે; પણ તેઓ શત્રુને થોડુંજ નુકશાન કરી શકે છે ? અવ્યસ્થિત ધર્માંધ ટોળાને વ્યવસ્થિત શત્રુઓ મારી હઠાવશે. એકલો ધર્મનો જુસ્સો ઉશ્કેરી, તેમનો બંદોબસ્ત રાખી, તે જુસ્સો કબજે રહે તેમ નહિ કરવાની પોતાની ગફલતી તેણે જોઇ; પણ હવે તે ભૂલ સુધરશે કે નહિ ? તે કેમ સુધારવી ? પ્રથમ તો તેઓ તેનું પોતાનું સંભાળે, એવા શાણપણમાં તેમને શી રીતે લાવવા ? એનો આલમગીર વિચાર કરે છે; એટલામાં તો રજપૂતોએ વ્યવસ્થા કરી તોપો આગળ રાખી, ચારે બાજુથી હાથમાં નાગી તલવારો લઇ મુસલમાનોને ઘેરી લઈ ધસારો કર્યો. ચારે બાજુથી દબાણ થતું જોઈ આલમગીર ગભરાયો. સૈન્યને શુદ્ધિમાં લાવવાનું કે તેની વ્યવસ્થા કરવાનું તો રહ્યું, પણ પોતાની સલામતીમાટેજ તેને ચિંતા થઇ, હવે તે આ સંકટમાંથી કેમ બચવું તેનોજ વિચાર કરવા લાગ્યો.

બાદશાહ નાસી છૂટયો, પણ તેનું સૈન્ય બચ્યું નહિ. જેઓ રાજસ્થાનમાં દીનનો ઝુંડો રોપવાના આવેશમાં આવ્યા હતા, તેઓ અજમેરથી થોડેજ દૂર ધૂળમાં રગદોળાયા. જેમને દુશ્મનોના મારના બળથી ધર્મનો અંધ જુસ્સો જતો રહી, પોતાની સલામતી ખોળવાની આંખો ઉઘડી હતી, તેઓજ માત્ર બાદશાહની પેઠે અજમેરગઢમાં નાસી ભરાઆ. બાકીના સર્વ રજપૂતોની તલ-

વારદેવીના ભોગ થઇ પડયા.

જે થોડું લશ્કર નાસી આવ્યું હતું તે, અને શહેરમાંથી થોડુંક નવીન લશ્કર તાબડતોબ જમાવી, બાદશાહે ગઢના દરવાજા બંધ કરાવી, એ ગઢમાંજ રહી, દક્ષિણમાં ને પૂર્વનાં સૈન્ય આવતાં સુધી પોતાનો બચાવ કરવાનો ધાર્યો.

# પ્રકરણ ઓગણીસમુ

## રજપૂતો સાથે સંધિ

સોરઠો.

દિલ્હી કહે દુરગેશ, કેડે કયમ લાગ્યો કમધ;
વીલસી બાળી વેશ, અજે ન છોડે આસોત.

આ તરફ રજપૂતો રણમાં જય મેળવી અજમેર ઉપર ચાલ્યા. અજમેરગઢ મજબૂત છે તે એકદમ હુમલો કરવાથી લેવાય તેવો નથી; માટે તેમણે કિલ્લાની આસપાસ ઘેરો નાખી પડાવ કર્યો. કે કિલ્લામાં અન્નપાણીનો તોટો પડે ને બાદશાહ તાબે થાય. વળી તેમણે આ જયના સમાચાર રાણાજીને મોકલ્યા. કરણસિંગ, તેજકરણ, જશકરણ ને સોનિંગને થોડાંથોડાં લશ્કર આપી આસપાસ ચારે બાજુની બાતમી મેળવવા તથા બાદશાહના સૈન્યને બહારથી ખોરાકી મળતી અટકાવવા મોકલ્યા. આ પ્રમાણે પાકો બંદોબસ્ત કરી તેઓ અજમેરગઢ ઘેરીને પડયા. એ પ્રમાણે થોડા દિવસ વીત્યા નહિ એટલામાં દુર્ગાદાસ તેમને આવી મળ્યો તથા સિંધના લશ્કરને પાછું મારી કહાડી મહારાણા ભીમસિંગજી પણ આવી પહોંચ્યા. પંજાબના લશ્કરને વિકાનેર ને જેસલમેરવાળાએ મળીને પાછું કહાડયાના સમાચાર મળ્યા. દક્ષિણનું લશ્કર તો હજુ દક્ષિણમાંથી નીકળવાજ પામ્યું નહોતું. દયાળદાસે માળવા પ્રાંત લૂંટીને ઉજ્જડ કર્યો. ત્યાં બાદશાહી સત્તાનું નામનિશાન પણ રહેવા દીધું નહિ. દયાળશાહે દયા તજીને હજારો માણસોને કાપી નાખ્યા. મરદો એના ડરથી સ્ત્રી અને છોકરાં તજીને જતા રહ્યા. મુસલમાનોએ હિંદુઓ

ઉપર જે જુલમ કર્યો હતો તેનો બદલો વાળવાને દયાળશાહે કાજીઓને પકડીને તેમની દાઢીમૂછ મુંડાવી કૂવામાં નખાવી દીધા ને માળવાની લૂંટવડે મેવાડનો ખાલી ખજાનો તર કર્યો. પછી દક્ષિણમાં લશ્કરનું કાંઇ પણ નામનિશાન નહિ જણાયાથી તે પોતાના મહારાણાને જઇ મળ્યો. ત્યાં તેઓ એકત્ર થઇ પૂર્વના લશ્કરનો રસ્તો રોકી પડયા.

આ પ્રમાણે રજપૂતો પાકા બંદોબસ્તથી અજમેરની આસપાસ પડેલા હતા છતાં બાદશાહના છુપા બાતમીદારોથી બાદશાહને સર્વ સમાચાર મળતા હતા. સિંધ ને પંજાબનાં લશ્કરો હારીને પાછાં ગયાના, દુર્ગાદાસ ને ભીમસિંગ અજમેર આવી પહોંચ્યાના ને દયાળશાહે માળવા ઉજ્જડ કર્યાના સર્વ સમાચારો બાદશાહને મળી ચૂકયા હતા. એવામાં બંગાળેથી ખબર આવી કે બંગાળા ને ઓઢીઆમાં બળવો થયાથી ત્યાંથી લશ્કર મોકલી શકાય તેમ નથી. દક્ષિણમાંથી સમાચાર મળ્યા કે બંડખોર શાહજાદો રજપૂતોના લશ્કરમાં નથી. તેને તો વધારે સલામતી માટે દુર્ગાદાસ દક્ષિણમાં મરેઠાઓને આશ્રયે મૂકીને પાછો આવી પહોંચ્યો છે ને એ શાહજાદો શંભાજીને આપણી સામા થવાને ઉશ્કેરે છે તેથી દક્ષિણનું લશ્કર આપણી સહાયે આવવાની આશા નથી. એ રીતે રજપૂતોથી ચારે તરફ ઘેરાવાથી તથા તેમનો પાકો બંદોબસ્ત જોઇને બાદશાહને અજમેરમાંથી છૂટવાનું બારૂં સૂઝયું નહિ. એનાં દક્ષિણ ને પૂર્વનાં જોરાવર લશ્કરોની અજમેર આવવાની આશા ભંગ થઈ, તેથી આલમગીર જેવા દઢ ને વીર પુરુષને પણ ડર લાગ્યો. તેને પોતાની સલામતીની આશંકા ઉપજી; તેથી હવે આ સંકટથી છૂટવાને શું કરવું, તેનો શોચ કરવા લાગ્યો.

ઔરંગઝેબ વિચારવા લાગ્યો કે રજપુતો જીતના મદમાં નજીકમાં પાકા બંદોબસ્તથી પડેલા છે, તેમાંથી નાસી જવાય એમ પણ નથી. આપણું લશ્કર કપાઇ ગયું છે ને આટલા થોડા લશ્કરવડે રજપૂતો ઉપર હુમલો કરી તેમનું લશ્કર ભેદીને જવાય એમ નથી ને કદાચ જવાય તોપણ આગળ રાજસિંગ રાણો રસ્તામાંજ છે. તેમના ને આ લશ્કર વચ્ચે ઘેરાઇને આપણો સમૂળો નાશ થવાનો વારો આવે. દક્ષિણમાં શાહજાદો મરેઠાને ઉશ્કેરે છે, તેથી દક્ષિણનું લશ્કર કદાચ રોકાશે ને નહિ રોકાય તોપણ શું ? એ લશ્કર અજમેર આવતાં રસ્તામાંજ રોકાશે ને આપણું દક્ષિણનું રાજ્ય લશ્કર વગરનું રક્ષકહીન થવાથી તે મરેઠાઓનો ભક્ષ થઇ પડશે. દક્ષિણનાં બંને હમજાતિ રાજ્યો

પણ મરેઠાની મદદમાં છે. એ બધા સાથે હાલની સ્થિતિમાં કાંઇ આપણાથી પહોંચી વળાવાનું નથી; માટે એ કાફરોમાંથી એક વર્ગને ફોડવો જોઇશે. મરેઠા કે રજપૂત. મરેઠા કરતાં રજપૂત વધારે બળવાન છે. તેમનું લશ્કર જીતના મદમાં છકેલું છે. આપણને ઘેરીને પડેલા છે; માટે રજપૂતોને પ્રથમ ફોડવા એ ઉત્તમ માર્ગ છે. રજપૂતોને શાંત પાડયા કે હિંદુસ્તાનમાં સર્વત્ર શાંતિ પથરાશે. પછી હિંદુસ્તાનનું સઘળું સૈન્ય જમાવી દક્ષિણ ઉપર જવું એ સારૂં છે. ત્યાં મરેઠાના પક્ષકાર વિજાપુરવાળાને પ્રથમ તોડવા. ગોવળકોંડાને મેળવી લઇ તેની સહાયે જતું અટકાવવું, એટલે તે ટકી શકવાનું નથી. મરેઠા તો ચોર ને લુંટારા છે. તે વિજાપુરને ઝાઝી મદદ કરી શકવાના નથી અને વિજાપુર પડયું એટલે ગોવળકોંડાના ભાર નથી. એ બે બળવાન સહાયક જીત્યા પછી મરેઠા જેવા ચોર ને લુંટારાને કચરી નાખતાં શી વાર છે? એ રીતે આખું દક્ષિણ એક છત્રમાં આણ્યા પછી રજપૂતો એકલા પડશે એટલે તેમને વશ કરવા મુશ્કેલ નહિ પડે. એકદમ કાંઇ સર્વ કામ સિદ્ધ થશે નહિ. એક પછી એક સર્વ યુક્તિથી સફળ થશે. પગથીએ પગથીએ ચઢાશે. ભાગી ભાગીને ખાઇએ તો આખું ખવાય, પણ આખું એકદમ ખાતાં ગળું બંધ થઇ જાય; માટે પ્રથમ તો રજપૂતોને મેળવી લેવા.

પણ એ કાફરોને મેળવવા કાંઇ સહેલું કામ નથી. તેમના તરફ સલાહનું કહેણ મોકલ્યું કે તેઓ ઉન્મત્ત થઇ વધારે માગણી કરશે; પણ કરવું શું? બહારની મદદ આવતી અટકી છે ને ખોરાકી આવતી પણ બંધ થઇ છે. એકે તરફથી લશ્કરની મદદ આવવાની આશા જણાતી નથી ને આપણી પાસે પૂરતું લશ્કર નથી. ગઢમાંથી ખોરાકી ખૂટી કે આપણે વગરશરતે તાબે થવું પડશે કે કિલ્લા બહાર નીકળી કપાઇ મરવું પડશે. તે વખતે મોગલાઇ ભયમાં આવી પડશે, તેવે વખતે રજપૂતો સીધા દિલ્હી ને આગ્રા ઉપર ચાલ્યા તો તેમને અટકાવનાર કોણ છે? અને એકવાર કાફરોએ દિલ્હી લીધી તો પછી તેમની પાસેથી છોડાવવી મુશ્કેલ છે. ઘોરીશાહને દિલ્હી લેતાં કેટલી મેહેનત પડી હતી, અને તે પણ તે વખતે રજપુતોમાં સંપ નહોતો; તેઓ માંહોમાંહે લઢીને નબળા થઇ ગયા હતા ત્યારે. પણ હાલમાં તો તેઓ સર્વ એકત્ર છે ને તેમાં વળી મરેઠા ઉમેરાશે, એટલે મોગલાઇ ટકવી મુશ્કેલ છે. થડ કપાયું—થડ પડયું કે ડાળપાંખડાં આપોઆપ સૂકાઇ જશે.

માટે પાણી પહેલીજ પાળ બાંધવી. સંકટ આવતાંજ અટકાવવું. રજપૂતોને ફોડવા—જે માગે તે આપીને પણ ફોડવા. એ વગર આપણી મનકામના સિદ્ધ કરવાનો બીજો એકે માર્ગ મને જણાતો નથી.

બીજે દિવસે સવારમાં કિલ્લા ઉપર સલાહનો વાવટો ચઢાવ્યો ને શાહજાદા મોઆજીમ તથા જુલ્ફીકારને સલાહની શરતો માગવાને રજપૂતોની છાવણીમાં મોકલ્યા. તેમણે દુર્ગાદાસને મળીને રજપૂતોનું દરબાર ભરવાનું નક્કી કર્યું.

દરબારમાં દુર્ગાદાસ ને બીજા રાઠોડસરદારો તથા મહારાણા ભીમસિંગજી, જયસિંગજી ને બીજા સહાયકારી સરદારો ભેળા થયા. એટલે શાહજાદા મોઆજીમે બાદશાહનો સલાહ કરવાનો સંદેશો કહી સંભળાવ્યો. એ દરબારમાં સર્વેએ દુર્ગાદાસને આગેવાન ઠરાવેલો હોવાથી તેમણે બાદશાહના સંદેશાનો જવાબ આપવાને દુર્ગાદાસ તરફ નજર કરી એટલે દુર્ગાદાસ બોલ્યો.

"શાહજાદા! અમે લઢાઇની શરૂઆત કરી નથી. લઢાઇનું મૂળ તમારો બાદશાહ છે. અમારૂં રાજ્ય જપ્ત કરવાને અમને દિલ્હીમાં ઘેર્યા. અમારા બાળરાજાને મારવાને યુક્તિ રચી તે અફળ ગઇ ત્યારે રાજ્ય જપ્ત કર્યું. અમારી જાગીરો લઇ લીધી. અમારો મુલક લૂંટી ઉજડ કર્યો. અમારી વહુદીકરીઓની લાજ લૂંટી. રાજ્યમાં સર્વત્ર મુસલમાન કામદારો પાથરી દીધા. અમારા ધર્મનું ઉચ્છેદન કરવા માંડ્યું. હિંદુમાત્રને મારીકૂટીને મુસલમાન કરવા માંડયા. મંદિરોની જગ્યાએ મસીદો બનાવી ને પુરાણીની જગ્યાએ કુરાની બેસાડયા. અમારા ઉપર જાત્રા ને જજીઆવેરા નાખ્યા. અમને બાદશાહી નોકરીમાંથી, લશ્કરની સરદારીમાંથી, ને પ્રાંતની સુબાગીરીમાંથી બાતલ કર્યા. બાદશાહી નોકરીમાં હિંદુ નામનું મીઠું વાળ્યું. આટલું થયું ત્યારે અમારે અમારા રાજ્યના, ધર્મના, આબરૂના ને હક્કના બચાવખાતર હથિયાર લેવાં પડયાં. હવે અમે અમારૂં સર્વ સંપાદન કર્યું છે. તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ. અમે જે મેળવ્યું છે તે અમને નિરાંતે ભોગવવા દો. અમારા કામમાં માથું મારશો નહિ. અમારા રાજસ્થાનનું નામ દેશો નહિ ને અમારા ઉપરનું ઉપરિપણું છોડી દો. અમારા હિંદુઓ ઉપરના જાત્રા ને જજીઆ વગેરે ધર્મવેરા બંધ કરો. જાત્રાળુને હેરાન કરવા છોડી દો. અજમેર અમારૂં છે તે અમને પાછું સોંપો. મહારાજા અજીતસિંગજીને મારવાડના સ્વતંત્ર રાજાતરીકે સ્વીકારો. એટલે અમારે કાંઇજ જોઇતું નથી. અમારે બાદશાહત લેવી નથી. અમે તમારૂં નામ લેનાર નથી.

કેમ બાદશાહને એ શરતો કબૂલ છે ? જો કબૂલ હોય તો બાદશાહના સહી-સિક્કા કરાવો અને એ સંધિપત્ર અમને આપો તથા એ સંધિપત્ર તમે પ્રમાનદારીથી પાળવાના છો એજ ખાત્રી થવાને મહારાજા અજીતસિંગજીને અજમેરમાં તમારે હાથે ગાદી ઉપર બેસાડો. જો એમ હોય તો અમે મહારાણા રાજસિંગજી, મહારાજા જયસિંગજી અને અમારા બીજા સહાયકારીઓને બોલાવીએ અને અમારા બાળ મહારાજાને તેડવા મોકલીએ. સર્વ ક્રિયા પતી રહ્યા પછી તમે તમારે અજમેર ખાલી કરીને હથિયારબંધ આબરૂભેર તમારા રાજ્યમાં જજો. રજપૂતો કાંઇ બેઇમાની નથી. કેમ મહારાણા સાહેબ! આપ સર્વનો પણ એજ અભિપ્રાય છે કે બીજો ?"

મહારાણા જયસિંગજી અને રામસિંગજી વગેરે સરદારો સર્વે એકમત થયાથી તે સર્વે શરતો શાહજાદાએ એક પત્રમાં લખી લીધી ને કિલ્લામાં જઇ બાદશાહનો સહીસિક્કો કરાવી લાવ્યો. આ વખતે આલમગીર એટલો સંકડામણમાં આવી ગયો હતો ને ગમે તેવી શરતે પણ રજપૂતો સાથે સલાહ કરવાની તેને એટલી જરૂર લાગી હતી કે તેણે રજપૂતોની એ સખત માગણી પણ સ્વીકારી. તે સંધિપત્ર ઉપર સહી કરી કિલ્લાના દરવાજા ખુલ્લા મૂકયા.

રજપૂતોએ એ સંધિપત્ર લઇ અજમેરમાં પ્રવેશ કર્યો ને દરવાજા ઉપર પોતાના માણસો મૂકી દીધા ને રાઠોડવાવટો ચઢાવ્યો. બાદશાહની તરફથી દગો ન થાય તેના સર્વ ઉપાયો લીધા પછી દુર્ગાદાસે જયપુર તથા ચીતોડના મહારાજા જયસિંગજી તથા મહારાણા રાજસિંગજીને બોલાવવા માટે સંભાવિત માણસો મોકલ્યા. તેજ પ્રમાણે પોતાના બીજા સહાયકારીઓને પણ મહારાજા અજીતસિંગજીને રાજ્યાભિષેક સમયે પધારવા નિમંત્રણો મોકલ્યાં. તથા વિકાનેર ને નાગોરવાળાને પણ તેડાં મોકલ્યાં. ઠાકોર મહાસિંગજી જેમને જોધપુરમાં રાખ્યા હતા તેમને પણ એ શુભ અવસરે અજમેર બોલાવ્યા. પછી મહારાણા ભીમસિંગજી, જયસિંગજી, રામસિંગજી, સોનિંગ, તેજસિંગજી, સુરતનસિંગ, કરણસિંગ, કેશરીસિંગ, વગેરેને અજમેરમાં રાખી થોડા માણસો સાથે ગંભીરને લઇ પોતે મહારાજા અજીતસિંગજીને તેડવા ચાલ્યો તથા પેલી જોખમકારી પેટી લેવાને મહેંદ્રનાથ બાવાના મઠમાં માનસિંગને મોકલી બાવાને પણ ત્યાં લઇ આવવાની સૂચના કરી.

# પ્રકરણ વીસમું

## રાજકુંવર અજીતને જાહેરમાં મૂકયો

આબાજીની નજીક આબુના ડુંગરાની ખીણમાં ઘાડી ઝાડીનું એક મોટું જંગલ હતું, તે જંગલમાં ડોડવા ગામ છે, ત્યાં ભીલનાં છાપરાના વચમાં જયદેવ ભટનું ઘર હતું. ત્યાં મહારાજા અજીતસિંગજીને ઉછેરવામાં આવતા હતા. ત્યાં તેઓ પોતાની વયનાં ભીલનાં છોકરાં સાથે રમતા ને કૂદતા ફરતા તથા તીરકામઠાં લઇ જંગલમાં જતા. મૂળ તો જાતે રજપૂતજ ને તેમાં ભીલનાં ચંચળ ને ચપળ છોકરાંની સોબત એટલે મહારાજા અજીતસિંગજી ઝાડ ઉપર ચઢવામાં, દોડવામાં, તીર મારવામાં અને બીજી કસરત કરવામાં પોતાના સોબતીઓમાં સર્વોપરિ થયા હતા. કોઇ ભીલ જાણતો નહોતો કે એ પોતાનો સોબતી તે મારવાડનો મહારાજા છે; છતાં બધાં છોકરાંઓએ તેની હોશિયારી, ગુણ ને સ્વભાવ ઉપરથી એને પોતાનો સરદાર ઠરાવ્યો હતો. પેલો મુસલમાન મદારી જે એને દિલ્હીથી છુપાવી લાવ્યો હતો તે, તેજ ડુંગરામાં થોડે દૂર કોઇને શક ન પડે તેવી રીતે એક ગામડામાં રહેતો ને વખત મળે પોતે ઉગારેલા બાળક અજીતસિંગની ખબરઅંતર લઇ જતો. બાળક અજીતને પણ માલમ નહોતું કે તે મારવાડના મહારાજાનો રાજ્યવારસ કુંવર છે. મુકુંદદાસ ખીચી નામે એક રજપૂત સરદારને એક નોકર સાથે અજીતને ઉછેરવાને ત્યાં રાખેલો હતો. તેણે પણ અજીતની પોતાની વાત તેનાથી છુપાવી હતી. એટલે અજીત આઠ વરસનો થયો ત્યાંસુધી આ દુનીઆમાં મુકુંદદાસ ( જેને અજીત કાકા કહી બોલાવતો તે ) ને જયદેવ તથા તે ગામના ભીલ સિવાય બીજા કોઇને ઓળખતો નહોતો. પેલો મુસલમાન આવતો તેને પણ તે કોણ છે, એવું તે જાણતો નહોતો. માત્ર કોઇ કાકાનો પિછાનવાળો હશે, એમ તે સમજતો હતો. અજીતની આવી અજ્ઞાન સ્થિતિમાં દુર્ગાદાસ આબુની ખીણમાં તેના રહેઠાણમાં આવ્યો.

અજીત સમજણો થયો ત્યારથી તેણે દુર્ગાદાસને દીઠો નહોતો, તેથી તે તેને ઓળખતો નહોતો. દુર્ગાદાસ પણ તેને ભાગ્યેજ ઓળખી શકત, પણ મુકુંદદાસનું મકાન પૂછતો જેવો દુર્ગાદાસને પોતાની છાપરી ભણી જતો જોયો કે

તે દોડતો તેની પાસે આવ્યો ને પૂછવા લાગ્યો કે તમારે મારા કાકાનું શુ કામ છે, ? ચાલો તે ઘરમાં છે, હું બતાવું. આવા બોલ સાંભળતાંજ તેના ચહેરા તરફ નિહાળીને જોતાં તે સમજ્યો કે મારો માલિક તે આજ છે. નાનપણનું થોડું પિછાન, તેના બોલવાની છટા, ને તેનો રાજશાહી ચહેરો એ જોતાંજ દુર્ગાદાસ અજીતને ઓળખી શક્યો. તેને ઓળખતાંજ તેની આંખમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. તેણે તેને પોતાની છાતી સરસ્યો ચાંપ્યો ને ઘરમાં પેઠો.

દુર્ગાદાસ ને ગંભીર બેજ જણા એક નોકરને સાથે લઇ આ જગ્યાએ આવેલા હતા. તેની સાથેનાં બીજાં માણસોને અંબા માતાનાં દર્શને મોકલી પોતે ફરવા જવાના મિષે ને પાછા મંદિરમાંજ મળવાની કબૂલાતે આ તરફ નીકળી આવેલો હતો. ગંભીરસિંગને પણ પોતાના મહારાજાને ઓળખતાં વાર લાગી નહિ. તેમને ઘરમાં પેસતા જોઇને મુકુંદદાસ તેમની સામો આવ્યો.

દુર્ગાદાસ અજીતસિંગને પોતાની ગોદમાં લઇ મુકુંદદાસની સાથે વાતે વળગ્યો. મુકુંદદાસ ! આજે હું તમને તેડવા માટે આવ્યો છું. મહારાજાની ગાદી પાછી મેળવી છે. બાદશાહના લશ્કરનો હેબારીની ખીણમાં ને અજમેર પાસે નાશ થવાથી તે અજમેર ગઢમાં ભરાઇ પેઠો; એટલે આપણા લશ્કરે અજમેરગઢ ઘેરી લઈ તેને અન્નપાણીનો તોટો પડે અને બહારના ભાગમાંથી નવું લશ્કર બાદશાહની મદદે આવી ન શકે એવો બંદોબસ્ત કર્યો. ત્યારે નાઇલાજ થઇ બાદશાહે આપણી સર્વ માગણી કબુલ કરી આપણી સાથે સંધિ કરી છે ને તેમાં આપણા મહારાજાને બાદશાહને હાથે અજમેરમાં રાજ્યાભિષેક કરવાનું ઠરાવ્યું છે. તેથી એ શુભ પ્રસંગે આપણા રાજ્યના સર્વ સરદારો ને ભાયાતો તથા આપણા મુખ્ય મદદગાર ઉદેપુરના મહારાણા રાજસિંગજીને તથા જયપુરના મહારાજા જયસિંગજીને તથા વીકાનેર ને જેસલમેરવાળાને અજમેર પધારવાને નિમંત્રણ કરેલાં છે અને હું આપણા મહારાજાને તેડવા માટે આવ્યો છું. માટે ચાલો તૈયારી કરો. મારી સાથેનાં માણસોને અંબાભવાનીના દહેરામાં રાખેલાં છે. રસોઇપાણી પણ ત્યાંજ તૈયાર થશે. માટે આપણે સર્વ સત્વર ત્યાં ચાલો. પેલા મુસલમાન મદારીને પણ ત્યાંજ બોલાવી લો.

અજીતસિંગ આ વાતમાં પ્રથમ કાંઇ સમજ્યો નહિ, તે હવે એ વાત કોને માટે થાય છે તે જાણવાને પૂછવા લાગ્યો. તેને માલમજ નહોતું કે તે મહારાજા

કે મહારાજ્યની ગાદીનો વારસ છે. તે ભીલમાં ઉછરીને મોટો થયો હતો. મુકુંદદાસના સહવાસથી પોતે રજપુત છે એટલુંજ તે જાણુતો હતો. તેણે પૂછયું કે કાકા ! તમને આ ભાઇ કયાં લઈ જાય છે ? મને તમે સાથે લેશો કે નહિ ? આ ભાઇ કયા રાજ્યની ને બાદશાહની વાત કરે છે ? તમે જે મહારાજને માટે કહો છો તે કયાં છે ? જો તે અહિંજ હોય તો તમે મને આજસુધી કેમ બતાવ્યા નથી ? મને સાથે લેવાના હો તો મારા ભીલ સોબતીઓને પણ સાથે લેવા દેશો કે નહિ ? આટલું બધું લંબાણ બોલતાં ને સવાલો કરતાં કાંઇ તે લખવા કે વાંચવા જેટલો વખત ગયો નહિ. પોતાના સવાલના જવાબની રાહ નહિ જોતાં તે બાળકના સ્વભાવ પ્રમાણે બોલ્યોજ જતો હતો. મુકુંદદાસ તેને ઉત્તર આપે તે પહેલાં દુર્ગાદાસ હર્ષાશ્રુથી ભરેલી આંખે બોલ્યો:—

"મહારાજા સાહેબ ! હું ઘણો દિલગીર છું કે મેં તમને આજ સુધી અંધારામાં રાખ્યા—ખરૂં તો એ છે કે તમને આજ સુધી અંધારામાં રાખવાની જરૂર હતી તેથીજ રાખ્યા હતા. અમારા મહારાજા તે તમેજ છો. અમે જેને માટે દિલ્હીના બાદશાહ આલમગીર સામા આજ લાંબી મુદત સુધી લઢીને રાજ્ય પાછું મેળવ્યું છે તે તમેજ છો. મારવાડના એક લાખ રાઠોડ સૈન્યના ને સોળ મહાન પટાવતોના ધણી તમેજ છો. મહારાજા સાહેબ ! હું તમારો એક સેવક છું—તમારો સરદાર છું. તમારા પિતા જશવંતસિંગજી મહારાજ દિલ્હીના બાદશાહના તરફથી કાબૂલમાં સુબા હતા. તમારા મોટાભાઇ પ્રથીસિંગ તે વખતે મારવાડમાં રાજ્ય ચલાવતા હતા. પણ તેમને બાદશાહે દગાથી મરાવી નાખ્યા. તમારા બીજા બે ભાઇ કાબૂલમાં મરણ પામ્યા. એના શોકમાં તમારા પિતાએ પણ દેહ મૂકી. તેમની પાછળ બધી રાણીઓ સતી થઇ. માત્ર તમારી માતુશ્રીને ગર્ભ હોવાથી અને તેમનાજ ઉપર મારવાડની ગાદીનો આધાર હોવાથી તેમને સતી નહિ થવા દેવાને અમને મહારાજા સાહેબે આજ્ઞા કરી હતી. અને ઇશ્વરેચ્છાથી પુત્ર પ્રસવે તો તેનું ને રાજ્યનું રક્ષણ કરવાની પણ એમણે આજ્ઞા કરી હતી. ઇશ્વરેચ્છાથી ને જશવંતસિંગજી મહારાજના પુણ્યપ્રતાપથી રાણીને પુત્ર પ્રસવ્યો. આ વાતની બાદશાહને ખબર થઈ એટલે તેણે અમો સર્વેને દિલ્હી બોલાવ્યાં. અમો સર્વે દિલ્હી આવ્યાં ત્યારે માલમ પડયું કે જશવંતસિંગજી મહારાજનું નામનિશાન કહાડી નાખી મારવાડનું રાજ્ય ખાલસા કરવાનો બાદશાહનો વિચાર છે. આ વાત માલમ પડતાંજ અમે પેલા બાળ-

કને એક મુસલમાન મદારીના કંડીઆમાં આબુના ડુંગરામાં મોકલી દીધો ને અમે એ બાળકની જગ્યાએ એક બીજા બાળકને ઓઢવ્યો. બાદશાહે કહ્યું કે એ બાળક ખોટો છે. જો ખરો હોય તો દરબારમાં લાવો, પણ તેમ કરવું અમને ઠીક ન જણાયાથી અમે તે બાળકને પણ ન આપ્યો ને સામા થયા. તમારી માતાએ કમરમાં કટાર ખોસી અમારી લઢાઈ જોતાં જોતાં દેહ છોડી. અમે સર્વ ઉઘાડી તલવારે બાદશાહનું લશ્કર ભેદી જેટલાથી બચાય તેણે આબુ જઇ પેલા બાળકનું રક્ષણ કરવાનું નક્કી કર્યું ને બીજા ચાર પાંચ કેસરીઆં કરી સઘળા રણમાં પડયા. તેમાં માત્ર હું બચીને આબુ ગયો. ત્યાં જતાં મારા મિત્ર મુકુંદદાસને સાથે લીધા ને પેલા મુસલમાનને ખોળી કહાડી તેની પાસેથી એ બાળકને લઇ આ ડુંગરામાં મુકુંદદાસને તેને સંભાળવા માટે રાખ્યા. એ બાળક તે મહારાજા તમેજ છો ને પેલો મુસલમાન પ્રમાણિક-પણાથી તમને સંભાળીને અહિં લાવનાર તમારે ત્યાં પેલા અલ્લાહીબક્ષ મુસ-લમાન આવે છે તે છે. દિલ્હીનો બાદશાહ તમારૂં રહેઠાણ જાણે તો તપાસ કરાવી પકડી મંગાવે એ દહેશતથી અને તમારૂં રક્ષણ થવા માટે તમને આવી ખીણોમાં એકલા આં ભીલડામાં આજ સુધી રાખવાની અમને જરૂર પડી હતી.

તમારો બદોબસ્ત કરી હું મારે ઘેર ગયો; કેમકે ઘણા જણાએ આ જગ્યાએ રહેવામાં પણ દેહેશત હતી. અમે દિલ્હીથી આવ્યા પછી બાદશાહે આપણું રાજ્ય ખાલસા કર્યું. એક મુસલમાન સુબો નિમી મોગલાઇ લશ્કરથી કિલ્લાઓ કબજે કર્યા. પટાવતોની જાગીરોની ઝડતી લેવા માંડી. લોકો ઉપર જાત્રા ને જજીઆ વેરો લેવા માંડયો. જમીનવેરો વધારી મૂક્યો. દિલ્હીના રાજ્યમાં તો નહિ પણ આપણા મારવાડના રાજ્યમાં પણ કોઇ જગ્યાએ હિંદુ અમલદાર રાખ્યો નહિ. જ્યાં જાય ત્યાં દાઢી, દાઢી ને દાઢી. દાઢી વગર વાત નહિ. હિંદુઓનાં દેવળો તોડી મસીદો બનાવવા માંડી ને મૂર્તિઓને મસી-દનાં પગથીઆમાં ચણાવી. પ્રથમ નાના નાના પટાવતોની જાગીરો જપ્ત કરવા માંડી અને રજપૂતોની વહુદીકરીઓની આબરૂ લૂંટાવા માંડી. એવામાં આપણા માંડાના ઠાકોર મહાસિંગજીને મુસલમાન સુબા સાથે તકરાર થતાં મારામારી ચાલી. તેમનો એક માણસ મરાયો ને એ પોતે પણ એક ભીંતને અઢેલી ઘણા મુસલમાનો સામા એ એકલા પોતાનો બચાવ કરતા હતા. તેમણે મદદની બૂમ મારી. રાતનો વખત હતો. હું તે રસ્તે એ વખતે જતો હતો. મેં તે બૂમ

સાંભળી હું તેમની મદદે ગયો ને કેટલાક મુસલમાન સિપાઇઓને માર્યા. તેમાં તેમનો સરદાર મરાયાની બૂમ પડી. સિપાઈઓ નાસી ગયા. મેં મહાસિંગજીને મારા માણસ સાથે મારે ઘેર મોકલ્યા. ત્યાં તેમને પાટાપટી કર્યા. એટલામાં મુસલમાનો વધારે માણસો સાથે મારા ઘર ઉપર આવ્યા. અમે મહાસિંગજીને એક અવડ કૂવામાં ઉતાર્યા ને અમે એક આમલીના ઝાડની ઘટામાં સંતાયા. મુસલમાનોએ મારી શોધ કરી પણ પત્તો ન લાગ્યાથી પાછા ગયા. એટલે અમે મહાસિંગજીને એમને ઘેર વિદાય કર્યા ને હું પાસેની ભેખડોમાં ને જંગલમાં છુપાયો. મારો ભાઈ ને દીકરો પણ સાથેજ હતા. મુસલમાનો બીજીવાર મારા ઘર ઉપર આવ્યા ને મારાં માજીનું ખૂન કરી મારૂં ઘરને ગઢી બાળી મૂકયાં ને મારી શોધ કરવાને ચારે તરફ માણસો મોકલ્યાં. મારી સંતાવાની જગા બહુ વિકટ હતી. તેની આસપાસ પણ મુસલમાનો આવી પહોંચ્યા. એ ઘેરામાંથી છોડાવવાને મહાસિંગજીએ પોતાનાં માણસો ભેળાં કરી મને સહાય મોકલી. એ સહાય સલામત લઇ આવનાર આ મારો બીજો ભાઇ ગંભીર હતો. એ વડે અમે સોજીતગઢ લીધો. એ જીત થઇ એટલે રાજસિંગ પાતાવત કરીને આપણો પટાવત છે તે અમારી સહાયે આવ્યો. ઠાકોર રૂપસિંગ ને કરણસિંગ, માનસિંગ ને સુરતનસિંગ, ગુલાબસિંગ ને પદ્મસિંગ એમ એક પછી એક અમારી મદદે આવ્યા. લશ્કરનો જમાવ થયો ને ઉદેપુરના મહારાણા તરફ અને બીજા રજપૂત રાજાઓ તરફ અમને મદદ કરવાને વિનતિપત્રો લખ્યા. અમારી એ અરજ સ્વીકારી મહારાણા રાજસિંગ પણ બાદશાહ સામા ઉઠયા ને અમારી મદદે તેમના પાટવી કુંવર જયસિંગજીને લશ્કર આપી મોકલ્યા. એ સર્વ સૈન્ય જમાવ થયું કે અમે જોધપુર જીત્યું ને બાદશાહના મોટા સરદારને હરાવ્યો. એટલે બીજા જે રજપૂતસરદારો આપણી જીતની શંકા ધારતા અલગ રહ્યા હતા તે પણ પોતપોતાનાં લશ્કર લઇ આવ્યા. આ તરફ બાદશાહ પંડે એક જોરાવર સૈન્ય લઇ આવ્યો. તેને દેબારીની નાળમાં હરાવ્યો ને બીજીવાર અજમેર આગળ હરાવ્યો એટલે બાદશાહ અજમેરમાં ઘેરાયો. ત્યારે એણે એની ઇચ્છા નહિ છતાં લાચારીથી આપણી સર્વ માગણી સ્વીકારી સલાહ કરી છે ને અજમેરમાંજ આપને બાદશાહને હાથે રાજ્યાભિષેક કરાવવાનું ઠરાવ્યું છે. આપણું સર્વ લશ્કર અજમેરમાં પડેલું છે. ઉદેપુરના મહારાણા ને જેપુરના મહારાજા પણ આવ્યા હશે. બીજા પણ નાનામોટા ઠાકોરો ને સરદારો આ માંગલિક

પ્રસંગે આવશે. ત્યાં લઇ જવાને આપને તેડવા માટે હું અહિં આવ્યો છું. આપને રાજ્યાભિષેક થાય એટલે હું મારો જન્મ સાર્થક થયો ગણીશ. મહારાજા જશવંતસિંગજી–આપના પિતાએ મરતી વખતે મને જે ભલામણ કરી હતી તે પાર પાડયાના મહા સંતોષમાં હું મરણ પામીશ."

દુર્ગાદાસ બોલતો બંધ થયો કે મુકુંદદાસ ને જયદેવે જવાની તૈયારી કરી ને પેલા મુસલમાનને પણ બોલાવી લીધો. એ વાતઆસપાસના ભીલોના જાણવામાં આવી કે નાના મોટા ભીલ ત્યાં આવીને એકઠા થયા. તેમણે જાણ્યું કે પોતાની વચ્ચે ઉછરેલો બાળક અજીત તે મારવાડનો ધણી છે ને તેને રાજ્યાભિષેક કરવાને તેડવા આવ્યા છે. તેથી તેઓ ત્યાં આવી મહારાજા અજીતને પગે લાગ્યા. આજ સુધી એની સાથે જે બાળકો રમતા કૂદતા ને તેને મારતાકૂટતા તે બાળકો હવે એના સામા અદબ વાળી ઉભા ને પ્રેમભરી આંખે તેના તરફ જોઇ રહ્યા. તેઓ વિચાર કરવા લાગ્યા કે હવે એ આપણને સાથે લઇ જશે કે આ જંગલમાંજ આપણુને રખડતા મૂકી ચાલ્યો જશે? હવે એ તો મારવાડનો મહારાજા થશે. હવે એ મારવાડનો મહારાજા કયાં ને આ જંગલનાં આપણે ભીલડાં કયાં? કેટલાક બહુબોલા અજીતના ખાસ સોબતીઓ તો આંખમાં આંસુ લાવી બોલી પણ ઉઠયા કે મહારાજ! હવે અમને અહિં મૂકીને તમે ચાલ્યા જશો? હવે તો તમે અમને શાના સંભારો? રાજ્યસુખમાં ને રાજ્યખટપટમાં પડશો એટલે અમે શાના યાદ આવીએ? ત્યાં તો મોટા મોટા રાજારાણા તમને મળવા આવશે, મોટા મોટા સરદારો તમને નમશે, હાથી ઉપર બેસવાનું મળશે, ગાડીઘોડા ફેરવવાના મળશે, નેકી પોકારનાર નેકી પોકારશે, સુખશય્યામાં પોઢવાનું ને સારૂં સારૂં ખાવાપીવાનું મળશે, હાં કહેતાં હજાર હાજર થાશે ને પાણી કહેતાં દૂધ લાવીને હાજર કરશે. સારા સારા રૂપાળા તમારા જેવા, સુંદર લૂગડાંઘરેણાં પહેરેલા ને તેમના કુમળા હાથને શોભતી ઢાલતલવાર બાંધેલા છોકરા ખેલવાને મળશે, ત્યાં અમારા આ જંગલનાં કંદમૂળ ખાવાનાં, ભૂમિપર સુવાનું, ઝાડ ઉપર ચઢવાનું, અમારા જેવા કાળા, મેલા ને ગંદા છોકરા સાથે તીરકામઠે રમવાનું, કામળો ઓઢવાનું ને પગપ્યાદા કૂદવાનું શાનું સાંભરે? મહારાજા! તમે હાથી ઉપર બેસશો ને અમે સામા આવી સલામ કરીશું ત્યારે તો તમે અમારા સામુંએ નહિ જુઓ તો બોલશો કે વાત તો શાનાજ કરશો!

આવું બોલતાંજ અજીત દુર્ગાદાસની સામું જોવા લાગ્યો ને જાણે પૂછતો હોય કે આ મારા મિત્રોને હું મારી સાથે લઉં ? એવો દેખાયો. દુર્ગાદાસ એમના મનની વાત સમજી ગયો ને તે બોલ્યો, મહારાજા સાહેબ ! આપની ઇચ્છામાં આવે તે સોબતીઓને તેમનાં માબાપ સાથે કે આખા ગામનાં બધાં ભીલ કુટુંબોને લેવાં હોય તો સુખેથી લો. તમે આખી મારવાડના ધણી છો. તમારા બાળસ્નેહીઓને જોધપુરમાં રાખવાને કાંઇ હરકત નથી. ત્યાં તેમના ખાવાપીવાનો સર્વ બંદોબસ્ત થશે. માટે જેમને આપની સાથે આવવું હોય તે બધાને આજ્ઞા કરો કે આપણી સાથે તૈયાર થઇ આવે. આ સાંભળી અજીત બહુ ખુશી થયો ને તેના સોબતીઓ તરફ જોયું કે સર્વે દોડતા ઘેર ગયા ને આખા ગામના બધા ભીલ ટોપલામાં પોતાનો વાસ લઇ અજીત સાથે જવાને તૈયાર થઇ આવ્યા. ત્યાંથી સર્વે અંબા માતામાં જઇ દર્શન કરી જમી પરવારી નીકળ્યા ને થોડે દિવસે અજમેર આવી પહોંચ્યા. ગંભીરે અગાઉથી જઇ સર્વેને મહારાજા આવ્યાની ખબર આપી કે તેમને સમોરે આવી સર્વે શહેરમાં લાવ્યા ને દરબારગઢમાં ઉતારો આપ્યો. આ વખતે મહારાણા રાજસિંગજી, મહારાજા જયસિંગજી, જેસલમેરવાળા ઉદેભાણ, નાગોરવાળા ચંદ્રસિંગજી, વિકાનેરવાળા પ્રથીસિંગજી તથા કીશનગઢ, રતલામ, ઝાબવા, સીતામાઉના રાજાઓ ને જોધપુરથી મહાસિંગજી વગેરે સર્વે આવી પહોંચ્યા હતા. તેથી જોશીને બોલાવી શુભમુહૂર્ત જોવડાવી રાજ્યાભિષેકનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

---

# પ્રકરણ એકવીસમું

## અજીતસિંગને અજમેરમાં રાજ્યાભિષેક

આજે રાજ્યાભિષેક કરવાનો દિવસ છે. મહારાજા અજીતસિંગજીને આલમગીર બાદશાહને હાથે રાજ્યાભિષેક થવાનો છે. મહારાજા જશવંતસિંગનું નામ આખી રાઠોડ પ્રજાને વહાલું હતું. તેમનો નિર્વંશ ગયાનું સર્વ પ્રજા જાણતી હતી. તેમના બાળકની હયાતીની થોડાનેજ માહિતી હતી. એ જશવંતસિંગજી મહારાજનો બાળક આજે ગાદીએ બેસવાનો છે

એમ જાણી સૌ પ્રજા ઉલટમાં આવી ગઈ. ઘેરેઘેર તોરણો બંધાયાં, કેળાના સ્થંભ રોપાયા ને ચંદનઅક્ષતના સાથીઆ પૂરાયા. ઘેરેઘેર સ્ત્રીઓ મંગળગીત ગાવા લાગી, રસ્તામાં ગુલાબજળ છંટાયાં ને શ્રીફળનાં તોરણો લટકાવ્યાં. સર્વ પ્રજાજનોનાં આંગણામાં સુવાસિત ધૂપ થઇ રહ્યા ને ઘીના દીવા સળગવા લાગ્યા. ઘેરેઘેર સુંદર પકવાન્નની રસોઇઓ થઈ તે જમીને દરબારમાં જવાની વખતે નાનાં બાળકોને સુંદર વસ્ત્રઘરેણાં પહેરાવી તથા પોતે પહેરી તૈયાર થઇ દરબારભણી જવા લાગ્યા ને દરબારમાં પોતપોતાની યોગ્યતા પ્રમાણે સર્વ સંભાવિત પ્રજાજનો આવી બેઠા. દરબારગઢમાં ઘોડેસ્વારોની બે હાર સામસામી હથિયારબંધ ઉભી હતી તેની વચમાં થઇને જવાનું હતું. પ્રજાજનો પછી સરદારો, પટાવતો ને ઠાકોરો આવ્યા. રાજાઓ ને ભાયાતો આવ્યા. પછી જેપુરવાળા ને ઉદેપુરવાળા આવ્યા. રાજસિંગજી રાણાની બેઠક સૌથી પહેલી જોઇએ; કેમકે આખા રાજસ્થાનવાળા ઉદેપુરની નિષ્કલંકી ગાદીના મહારાણાને પોતાના મુરબ્બીતરીકે ગણે છે, એટલુંજ નહિ પણ એમની સહાય ન હોત, હિંદુધર્મની અને મારવાડના રાજ્યવારસની વહારે એ ન ચઢયા હોત તો આલમગીર બાદશાહને હાથે અજીતસિંગને રાજ્યાભિષેક થવાનો સમય ભાગ્યેજ આવત. આ સમયનું સઘળું માન એમનેજ ઘટે છે એમ સર્વ સમજતા હતા; પરંતુ આ સમયે અજીતસિંગને રાજ્યાભિષેક થવાનો હોવાથી તેમની બેઠક મધ્યમાં રાખી, જમણી બાજુ બાદશાહ ને તેના શાહજાદા ને સરદારો ને ડાબી બાજુ પોતે, જેપુરવાળા, પછી વિકાનેર, કીશનગઢ, રતલામ, સીતામાઉ,ઝાબવા ને નાગોરવાળા, પછી અનુક્રમે તેમના કુંવરો ને સરદારોની બેઠક રાખી હતી. જોધપુરના સરદારોને તો વ્યવસ્થા કરવાની હોવાથી તેમણે પોતાની બેઠક રાખીજ નહોતી. આ સર્વ વ્યવસ્થા રાજસિંગરાણે, બાદશાહની ને પોતાના બીજા રાજ્યભાઇઓની અનુમતિ લઈ કરી હતી કે આ ખુશાલીને વખતે કોઇનું દીલ દુઃખાય નહિ.

સર્વ વ્યવસ્થાસર આવીને બેઠા કે ઠરાવ પ્રમાણે દુર્ગાદાસ, મહાસિંગજીને રામસિંગજી મહારાજા અજીતસિંગજીને લઇને આવ્યા. મહારાજા મધ્યની બેઠકે બેઠા કે દુર્ગાદાસ પાછળ ઉભો. બાકીના સર્વ પોતપોતાને સોંપેલું કામ કરવામાં રોકાયા. એટલે દુર્ગાદાસે આગળ આવી મહારાજાને નમીને સલામ કરી. પછી એણે મહારાજાની સાથે, બાદશાહની ને તેમના સરદારોની તથા શાહજાદાની, મહારાણા

રાજસિંગજીની, મહારાજા જયસિંગજીની તથા એમના મોસાળ પક્ષના ઉદે-ભાણુ ભાટીની તથા વિકાનેર, કીશનગઢ, રતલામ સીતામાઉ, ઝાભવા ને નાગોરવાળાની તથા મહારાણા ભીમસિંગજી ને જયસિંગજી તથા મારુસરદારો ને પટાવતો તથા ઠાકોરોની ઓળખાણ કરાવી અરસપરસ મળ્યા ને ભેટયા. એવામાં મહેંદ્રનાથ બાવા પેલી પેટી લઇ આગળ આવ્યા ને તેમની પાસે મૂકી. એ પેટીવિષે દુર્ગાદાસે કહ્યું કે મહારાજા સાહેબ! મહારાજા જશવંતસિંગજી જ્યારે નિરાશ થયા ને જીવવાની આશા ન રહી ત્યારે તેમણે એ પેટી +સોનિંગજી ચાંપાવતને આપી કહેલું કે એમાં શું છે તે જોશો નહિ, પણ મારી પાછળ મારવાડનું રાજ્ય બાદશાહના હાથમાંથી છોડાવી જે ગાદીએ બેસે તેજ તે ઉઘાડે, એમ કહી પેટીનું જીવની પેઠે જતન કરવાનું કહ્યું. ચાંપાવત ઠાકોર કાબૂલથી આગળ આવ્યા હતા. જ્યારે સમશેરખાંએ જડતી લેવા તેમના આહવાગઢને ઘેર્યો, ત્યારે તેમણે મારો વિશ્વાસ લાવી એ પેટી મને સોંપી; પણ મારાં માજી મરાયાં, હું નાસી ગયો ને ગઢી બાળી મૂકી ત્યારે એ પેટી માંડાના મહાસિંગજીને ત્યાં ગઈ. તેમના ઘર ઉપર ધાડ આવી ત્યારે એ પેટી આ મહેં-દ્રનાથ બાવાના મઠમાં ગઇ. ત્યાં આજસુધી સલામત રહી છે. એ પેટીમાં શું છે, તે અમે જાણતા નથી. હવે આપ ગાદીપતિ થાઓ છો માટે મોટા મહારાજાની આજ્ઞા પ્રમાણે એ પેટી આપની સમક્ષ ઉઘાડવાને હરકત નથી. એટલે અજીતસિંગે દુર્ગાદાસને એ પેટી ઉઘાડવાની આજ્ઞા કરી. એ પેટી ઉપર જશવંતસિંગજી મહારાજનો સિક્કો સલામત હતો, તે તપાસી ભરદરબારમાં સૌની સમક્ષ એ પેટી ઉઘાડી તો તેમાં જશવંતસિંગજી મહારાજનો રાજ્યમુકુટ તથા મુદ્રિકા હતાં, વળી તેમાં બીજા કેટલાક અમૂલ્ય રાજ્યચિન્હદર્શક શણગારો હતા, તે સર્વ બહાર કહાડી મૂકયા. બાદશાહે પંડે એ મુકુટ અજીતસિંગજીને ધારણ કરાવ્યો તથા મુદ્રિકા પહેરાવી. પછી રાજ્યગોરે આવી મહારાજાને તિલક કરી અક્ષત લગાવ્યા, એટલે એક મહાન મેઘગર્જનાની પેઠે "મહારાજા અજીત-સિંગજીનો જય" નો ઘોષ થયો, કે તરતજ તોપોના ધડાકા ને બંદુકોના ભડાકા થવા લાગ્યા. વાજાં વાગવા લાગ્યાં, દરબારમાં નાચરંગ ને ગાનતાન થવા માંડયું. બંદીજન અને ભાટચારણો કાવ્યના છંદ ને કવિત બોલવા લાગ્યા. એટલે પોતપોતાની પાયરી પ્રમાણે અનુક્રમે પટાવતો, અમીરઉમરાવો, સરદારો,

---

+આ વખતે સોનિંગજીનો દેહ પડયો હતો.

શેઠશાહુકારો, કામદારો સૌ સૌની યોગ્યતા મુજબ મહારાજાને નજરાણું મૂકી કંકુઅક્ષત લગાવી, પાયે પડી, પોતાને સ્થાનકે જઇ બેસવા લાગ્યા. એ સર્વ ક્રિયા થઇ રહી કે શિરપાવ આપવાનું કામ ચાલ્યું. પોતપોતાના દરજ્જા પ્રમાણે ને લાયકી પ્રમાણે સર્વેને મહારાજાએ પોતાને હાથે શિરપાવ આપ્યો. જડાવ કડાં, કંદોરા, હીરારત્નજડિત મુદ્રિકાઓ, સુવર્ણમાળાઓ, શાલજોટા, પાઘ, શિરપેચ, શેલાં ઇત્યાદિ આપ્યાં.

હવે મહારાણા રાજસિંગજી બોલ્યા, "બાદશાહ સલામતા ગમે તેટલી ને ગમે તેવી દુસ્મની બતાવીને પણ છેવટે તમને સત્ય વાત માલમ પડી ને તરતજ તમે સમાધાની કરી હજારો મનુષ્યોનાં રેડાતાં લોહી ઉગાર્યાં ને દેશની પાયમાલી થતી બચાવી એ આપની દીર્ઘદૃષ્ટિને માટે શાબાશી ઘટે છે. આપે સલાહ કરીને અમને આભારી કર્યા એટલુંજ નહિ પણ મહારાજા જશવંતસિંગજીના કુંવરને આપની જાતે રાજ્યાભિષેક કરવાનું કબૂલ કરી અમને વિશેષ આભારી કર્યા છે. એથીજ જણાય છે કે આપ દેશમાં શાંતિ ફેલાવનારી આ સલાહ કરવાને કેટલા ઉત્સુક હતા; તથા એ સલાહ પાળવાને કેટલા દૃઢ હતા. આપે અમારી સર્વ માગણીઓ સ્વીકારી સલાહ કરી તેથી અમે આપનો ઉપકાર માનીએ છીએ તથા એ સલાહ થવાથી આખા દેશમાં શાંતિ પથરાઇ વેપારરોજગાર આબાદ થઇ ખેતીવાડી સારી થશે ને રૈયત સુખી થશે તથા સર્વ પ્રજાજનો આપ નામદારને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપશે. આ સર્વ બાદશાહે મૂંગે-મોઢે સાંભળ્યા કર્યું. પછી રાણા સાહેબે અજીતસિંગજી મહારાજ તરફ ફરીને કહ્યું કે, મહારાજા ! આજનો આ દિવસ આવો ઉજળો આવ્યો, તે સર્વ (દુર્ગાદાસને બતાવીને) આ વીર પુરુષનાં પરાક્રમ, દૃઢતા, દીર્ઘદૃષ્ટિ, સમયસૂચકતા, સ્વદેશ ને સ્વરાજ્યભક્તિ, સ્વધર્માભિમાન ને તેમની અચળ શ્રદ્ધાને આભારી છે. એ વીર પુરુષનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. એમની ગઢી બળી ગઇ છે ને એ ઘરબારવગરના થયા છે. તેમને રાજ્યને ખરચે ગઢી બંધાવી આપવા ને મકાન કરાવી આપવાની તજવીજ આપ રખાવજો. આપની પુખ્ત વય થતાસુધી–આપનું રાજ્ય આપ સ્વતંત્રપણે સાચવી શકો એવા થાઓ ત્યાં સુધી–રાજ્યરક્ષક નિમવાની જરૂર છે અને તે કામ મહારાજાની યોગ્ય વય થતાં સુધી દુર્ગાદાસનેજ સોંપવું એવી મારી સલાહ છે. દુર્ગાદાસ સિવાય પણ આ બીજા સરદારો કે જેમણે આ રાજ્ય મેળવવામાં પોતાનાં લોહી રેડ્યાં છે ને જાગીરો

ને પટાવતોની ખરાબી કરી નાખી તેઓ લાખો રૂપીઆની નુકશાનીમાં ઉતર્યા છે, જેમની મદદ વગર દુર્ગાદાસ એકલા શું કરી શકવાના હતા ? એ સર્વની પણ યોગ્યતા પ્રમાણે કદર પિછાણવી જોઇએ; પરંતુ આપ બાળક છો એટલે હાલમાં કાંઇ પણ નહિ કરતાં આપ લાયક ઉંમરે રાજ્યની લગામ હાથમાં લો ત્યારે તેમની કદર બુજજો, એવી મારી ખાસ ભલામણ છે. હવે મને લાગે છે કે આ દરબારનું કામ ખલાસ છે તો હવે આ નામવર બાદશાહને હથીઆર સાથે આબરૂભેર દિલ્હી જવામાં કાંઇ અટચણ નથી અને આપણે પણ સર્વ પોતપોતાનું રાજ્ય સૂનું મૂકી બહાર આવ્યાને લાંબી મુદત થઇ છે માટે આપણે સર્વેએ પણ કાલેજ મુકામ ઉઠાવવો." એમ બોલી બેઠા કે સર્વેએ મહારાણાની જય બોલાવી ને પાનસોપારી તથા અત્તરગુલાબ લઇ પોતપોતાના ઉતારા ઉપર ગયા.

બીજે દિવસે બાદશાહ હથીઆરસહિત પોતાનું લશ્કર લઇ અજમેરથી દિલ્હી જવા નીકળ્યો ને ઉદેપુર, જેપુરવાળા તથા બીજા જે જે સહાયકારીઓ આ મંગળસમયે આવ્યા હતા તે સર્વે પોતપોતાના રાજ્યમાં ગયા. સર્વેને વિદાયગીરી આપ્યા પછી દુર્ગાદાસે રામસિંગ ઠાકોરને અજમેરના સુબા નીમી ત્યાં રાખ્યા ને બાકીના સર્વે જોધપુર તરફ ગયા.

# પ્રકરણ બાવીસમું

## જોધપુરમાં મહોત્સવ

જોધપુરમાં ઘેર ઘેર જશવંતસિંગજી મહારાજના કુંવર અજમેરમાં ગાદીએ બેઠાની જાણ થઇ હતી. તેમને જોવાને સર્વે ઇંતેજાર હતા. જશવંતસિંગજીના પરાક્રમથી, તેમની નિપુણ રાજ્યનીતિથી રૈયતનું પ્રજા પ્રમાણે પાલન કરવાથી, તેમનું કાબૂલ જેવા દૂરના મુલકમાં વિયોગમાં મૃત્યુ થવાથી, તેમ બીજો કોઇ વારસ રહેલો નહિ હોવાથી, વળી બાદશાહે તેમનું રાજ્ય જપ્ત કરી તેમના ઉપર આકરા કેર વરતાવ્યાથી સર્વ પ્રજાજનો પોતાના બાળરાજાને નિરખવાને આતુર હતા. મુસલમાની જુલમી રાજ્ય જઇને પોતાનું સ્વદેશી

ક્ષત્રિયરાજ્ય થયાની ખુશાલીમાં તેઓ આવી ગયા. મહારાજાને રાજધાનીમાં લાવવાને સર્વ પ્રજાજનો ને પ્રજાકીય મંડળ સામૈયું લઈ શહેર બહાર ગયા. તે વખતે ધાવણાં બાળકો, સ્ત્રીઓ ને અપંગ પુરુષો સિવાય કોઇપણ મનુષ્ય શહેરમાં રહ્યો નહિ. સર્વ આનંદભેર વાજતેગાજતે વધામણાં લઇ ચાલ્યા. શહેરમાં દીપોત્સવીના તહેવારથી પણ વધારે આનંદ જણાતો હતો. ઘેર ઘેર તોરણો અને પતાકા ફરફરતાં હતાં. આંગણામાં સાથીઆ પૂરી શોભા કીધી હતી. ઠામ ઠામ રસ્તામાં ફૂલનાં તોરણો બાંધી મંડપો રચ્યા હતા. ગામમાં જગાએ જગાએ સ્ત્રીઓ ઘરમાં એકઠી થઇને કે એકલી હસતે મુખે મંગળગીતો ગાતી હતી. શણગારેલા હાથી ઉપરની રત્નજડિત અંબાડીમાં મહારાજાને બેસાડ્યા હતા. સૌથી હરોલમાં મહારાજાનો હાથી હતો. તેમની પાછળ પટાવતો, તેમની પાછળ શાહુકારો ને અમલદારો, કોઇ હાથી ઉપર તો કોઇ ઘોડા ઉપર આવતા હતા. ગાડીઓની હલગાર સૌથી પાછળ હતી. બંને બાજુ રસ્તા ઉપર સ્વારો બંદોબસ્ત માટે રાખેલા હતા. દરવાજા નજીક હરોલના ડંકાવાળા આવ્યા કે કિલ્લા ઉપરથી તોપોના ધડાકા થવા લાગ્યા. તોપોના અવાજ સાંભળતાંજ સર્વ સ્ત્રીઓ ઘરનું કામકાજ છોડી, ધાવતાં બાળકો વછોડી, ગાભરી ને ઉતાવળી બારીએ ને જાળીએ, અટારીએ કે ઝરૂખે, કોઇ બુરખો નાખીને તો કોઇ જાળીદાર કપડું નાખીને, કોઇ પોતાના મુખપર સાડલાનો છેડો આગળ લાવીને તો કોઇ ખુલ્લે મુખે આવીને બેઠી. બાળકો પણ દોડતાં દોડતાં પોતાની માતા પાસે આવીને બેઠાં ને 'બા ! આજે તોપો શાની ફુટે છે, ડંકાનગારાં શાનાં વાગે છે, એમ પૂછવા લાગ્યાં. એટલે કોઇ પોતાના બાળકને બોકી લેતી ને કોઇ " છાનો રહેને " બોલતી અધીરી થઇ રસ્તા ઉપર એકીદષ્ટિએ જોવા લાગી. મહારાજાનો હાથી દરવાજામાં પેઠો કે " મહારાજા અજીતસિંગજીનો જય " નો ઘોષ મેઘગર્જનાની પેઠે ગાજી રહ્યો. રસ્તામાં ઉભેલા પુરુષો ને બારીએ બેઠેલી બાઇઓ "મહારાજાનો જય " " મહારાજા અજીતસિંગજીની જય " કે એકલો " જય જય " શબ્દ બોલી પુષ્પથી વધાવી હાથ જોડી દર્શન કરતાં હતાં. કેટલાક તો સોના રૂપાનાં પુષ્પથી વધાવી ગરીબોમાં દાન કરતાં હતાં. મહારાજા પોતે બંને બાજુથી પોતાની પ્રજાનો પ્રેમ જોતા ને નમન કરતા આનંદમય દેખાતા હતા. એમ કરતાં સર્વ રાજમહેલમાં જઇ ઉતર્યા.

મહારાજાને રાજ્યાભિષેક તો થયો હતો; તથાપિ જોધપુરના પ્રજાજનોની આયસથી ત્યાં દરબાર ભરવામાં આવ્યો. સર્વ અમીરઉમરાવો ને પટાવત–સરદારો તથા પ્રજાજનોએ આનંદથી એ દરબારમાં આવી મહારાજાને નજરાણાં મૂક્યાં, એટલે નાચરંગ ને ગાનતાન ચાલ્યું ને ભાટચારણો કાવ્ય બોલવા લાગ્યા. દરબારવિસર્જનનો સમય થતાં પાનસોપારી ને અત્તરગુલાબ અપાયાં ને દરબાર ખલાસ થયો.

મહાસિંગજી ઠાકોરે દુર્ગાદાસને મળી પોતાની દીકરી લાલબાનો વિવાહ ક્યાં કરવો તેનો વિચાર કર્યો. એ બંને તો સગોત્રી હોવાથી તેમને માંહોમાંહે લગ્ન થાય તેમ નહોતું. તેથી શરૂઆતથીજ દુર્ગાદાસને સહાય કરનાર મહારાણા રાજસિંગજીના પાટવીકુંવર જયસિંગજી સાથે લાલબાનું લગ્ન કરવાનું નક્કી કરી શ્રીફળ આપી ગોરને ઉદેપુર મોકલ્યો. તેમની સાથે દુર્ગાદાસે મહારાણાશ્રીને આ લગ્ન કબૂલ રાખવાને એક પત્ર પણ લખી મોકલ્યો. ગોરે ઉદેપુર જઇ એ વિવાહ નક્કી કર્યો. જયસિંગજીના ગુણકર્મથી લાલબા વાકેફ થઇ હતી. તેમ તે ઉદેપુરની નિષ્કલંકી ગાદીના વારસ હતા તેથી તે ખુશી થઇ. મહારાણા રાજસિંગજી જાન લઇ જોધપુર આવ્યા ને ઠરાવેલા દિવસે શુભ મુહૂર્તે બંનેનાં લગ્ન થયાં. એ લગ્નનુ સર્વ ખર્ચ મહારાજા અજીતસિંગજીએ દરબારમાંથી અપાવ્યું તથા એ લગ્નસમયે મહારાજાએ વરરાજાને એક અમૂલ્ય વીંટી, શિરપેચ, કટાર ને તલવાર ભેટ આપ્યાં. તેમજ લાલબાને એક નવસેરો મોતીનો હાર અને ભરગચ્છીની એક કિંમતી સાડી આપી. એ પ્રમાણે સર્વત્ર આનંદ વર્તાઇ રહ્યો. જાનની સાથેજ લાલબાને સાસરે વળાવી, મહાસિંગજી ઠાકોર તેજબાને લઇ માંડે ગયા. તેજબાને પણ પોતાના વૈભવની સલામતી થયાથી શાંતિ વળી હતી. તેનાં જોડકાં છોકરાં રતન ને મદન સરખા કદનાં ને સરખા દેખાવનાં બંને સરખાં ખૂબસુરત હોવાથી બેમાંથી રતન કયો ને મદન કયો એ ઓળખવા મુશ્કેલ પડે એવા હતા. એ બંને બાળકો મહારાજા અજીતસિંગજીના સમોવડીઆ હતા; તેથી મહારાજાની આજ્ઞાથી તેમને દુર્ગાદાસને ત્યાં રાખ્યા. આટલા વખતમાં તો તેજબાએ દુર્ગાદાસની સ્ત્રીનો પ્રેમ મેળવી સહીપણાં કર્યાં હતાં, તેથી તેને પોતાનાં બાળકો ત્યાં રાખવામાં કાંઇ અડચણ જણાઇ નહિ.

મહારાજાની સાથે આવેલા ભીલ ને તેમનાં બાળકોને જોધપુરમાંજ રાખી

તેમને જીવાઇ બાંધી આપી ને ભીલ બાળકોને પોતાની હજુરમાં રાખ્યા. મહારાજા-ને જેના ઘરમાં ઉછેરી મોટા કર્યા હતા તે જયદેવભટને તથા મહારાજાને દિલ્હીથી છુપાવી લાવનાર પેલા મુસલમાન મદારીને પણ જાગીર આપી જોધપુરમાં રાખ્યા. મહારાજાને સંભાળનાર મુકુંદદાસ ખીચીની જાગીરમાં પણ વધારો કરી આપ્યો. રાજ્યકામકાજમાં મદદ કરવાને દુર્ગાદાસે માનસિંગ, ગંભીરસિંગ ને ગુલાબ-સિંગને પોતાની પાસે જોધપુરમાંજ રાખ્યા. દુર્ગાદાસની જાગીરનું ગામ ઉજ્જડ થયુ હતું ને તેનાં ઘરબાર બળી ગયાં હતાં તેથી મહારાજાએ સમંદરી વગેરે ગામોનો પટો કરી આપી રાજ્યખર્ચે ત્યાં ગઢી ને મહેલ બંધાવી આપ્યાં અને તેની સંભાળ રાખવાને મહારાજાની આજ્ઞાથી જશકરણને ત્યાં રાખ્યો. મહેંદ્રનાથ બાવાના મઠના ખર્ચ માટે મહારાજાની આજ્ઞા લઇ દુર્ગાદાસે એક ગામ જાગી-રમાં આપ્યુ. વળી રાજસિંગ પાતાવત, રૂપસિંગ, કરણસિંગ, સુરતનસિંગ વગેરે જે જે ઠાકોરોએ શરૂઆતથીજ દુર્ગાદાસને સહાય કરી છેવટ સુધી વળગી રહ્યા હતા તથા પોતાનાં ને પોતાનાં માણસોનાં લોહી રેડી નાણાંની ખુવારી ખમી હતી તે સર્વેને તેમની જાગીરમાં તેમની જાગીરના પ્રમાણમાં થોડો થોડો વધારો કરી આપી પટા કરી આપ્યા; ઉપરાંત તેમને તેમની યોગ્યતા પ્રમાણે દરબારમાં નોકરીએ વળગાડી નવાજ્યા. મહારાજાની બાળવય હોવાથી બધા સર-દારોએ મહારાજા રાજ્ય સંભાળી શકે એટલી વયના થતા સુધી દુર્ગાદાસને રાજરક્ષક ઠરાવી જોધપુરમાં રાખ્યો.

દુર્ગાદાસે જાતે રાજ્યનાં સર્વ કામકાજ ઉપર દેખરેખ રાખીને તથા માન-સિંગ, ગંભીરસિંગ ને ગુલાબસિંગ જેવા નિપુણ, પ્રમાણિક ને ઉત્સાહી કામ-દારોની સહાયથી રાજ્યમાં એવો બંદોબસ્ત રાખ્યો કે મહારાજા ઇ૦ સ૦ ૧૭૦૧ માં રાજ્ય સંભાળી શકે એવા થએથી રાજ્યની લગામ તેમના હાથમાં સોંપી તે વખતે મારવાડની પ્રજા વેપારરોજગારે ને પૈસેટકે આબાદ થઇ તથા ખેતીવાડીમાં સારૂં ઉત્પન્ન થવા લાગ્યાથી ખેડુતો પણ સુખી થયા. એટલા સમ-યમાં ફરીને કોઇ વાર રાજ્યમાં લઢાઇ કે ટંટાફીસાદ નહિ થયાથી રાજ્યનો ખ-જાનો તર થયો. તેથી તે સમયમાં રાજ્યના બંદોબસ્ત માટે જે જે કિલ્લા સુધારવા જેવા હતા તે દુર્ગાદાસે સુધરાવ્યા ને જ્યાં નવા કરાવવાની જરૂર જણાઇ ત્યાં નવા કરાવ્યા. કેટલેક ઠેકાણે રસ્તાઓ દુરસ્ત કરાવ્યા ને જોધપુર શહેરમાં ને ગઢ ઉપર રાજ્યમહેલો ને ઉતારાનાં મોટાં મકાનો બંધાવ્યાં એટલું છતાં પણ

ખજાનામાં નાખ્યું પૂરતું હતું. આ પ્રમાણે રાજ્યની રૈયતની સારી રીતે સંભાળ રાખ્યાથી, ન્યાય આપ્યાથી, વેપારરોજગાર, ખેતીવાડી ને કારીગરીને ઉત્તેજન આપ્યાથી, લશ્કરનો ને તાબાના નોકરોનો સારો બંદોબસ્ત રાખી ચોર, લૂંટારા ને લાંચીઆને નિર્મૂળ કર્યાથી રાજ્ય ને રૈયત આબાદ થયાં.

આ પ્રમાણે રાજ્યકારભાર ચલાવી સન ૧૭૦૧ માં દુર્ગાદાસે રાજ્યનો સઘળો ભાર મહારાજા સાહેબને માથે નાખી પોતે પોતાની જાગીરમાં જવાનો ઇરાદો જણાવ્યો ત્યારે મહારાજા અજીતસિંગજીએ પોતાને સર્વ કામની માહિતી થતાં સુધી સલાહ આપવાને તેમને દરબારમાંજ રહેવાની ઇચ્છા જણાવ્યાથી બીજાં ૭ વરસ દુર્ગાદાસ જોધપુરમાં રહ્યા. ઇ૦ સ૦ ૧૭૦૭ માં આલમગીર બાદશાહ દક્ષિણમાં મરણ પામ્યો, ત્યારે એનો પાટવી શાહજાદો મોઆજીમ બાદશાહ થયો. ઔરંગઝેબની રાજ્યનીતિથી દેશમાં ઠામઠામ હિંદુઓના બળવા થતા હતા, તે મટાડવા ને દેશમાં સલાહશાંતિ ફેલાવવા એ બાદશાહે મહાન અકબરશાહની રાજ્યનીતિ ચલાવવાનો વિચાર કરી મહારાજા અજીતસિંગજી ને દુર્ગાદાસ સાથે સંધિ કરી. અકબરશાહની રાજ્યનીતિ પ્રમાણે ચાલવાનું પોતે કબૂલ કર્યું, એટલે હવે દેશમાંથી લડાઈટંટાનું મૂળ જશે એમ જણાયું.

# પ્રકરણ તેવીસમું

## ગુણનો બદલો અવગુણથી; સંગદોષ

છેલ્લાં ૭ વરસમાં રાજ્યમાં હલકા લોકોનું ચલણ થવા માંડયું. ગોલાને પાસવાનો મહારાજાના કાન ભંભેરતા, તે મહારાજા અજીતસિંગજી સાંભળવા લાગ્યા. દુર્ગાદાસના સામાવાળાઓ પણ ખટપટ કરવા લાગ્યા. આ સર્વ વાતની રજેરજ બાતમી દુર્ગાદાસના વિશ્વાસુ ગંભીર, ગુલાબ ને માનસિંગ લાવતા. એક દિવસે દુર્ગાદાસ દરબારમાં આવ્યા ત્યારે મહારાજાએ કહ્યું કે " કાકા! જ્યારે જ્યારે હું તમને જોઉં છું ત્યારે ત્યારે મને નાનપણનાં દુઃખ યાદ આવે છે. " આ સાંભળી દુર્ગાદાસે મૌન ધર્યું, પણ એથી એ સમજ્યો

કે હવે મહારાજાનું મન આપણાથી ઉંચું થયું છે ને આપણું અન્નજળ જોધપુરથી ઉઠયું છે. રાજા ગાદીપતિ થયા પછી પોતાની ઇચ્છાનુસાર સ્વતંત્રપણે ચાલવાને ચાહે એ સ્વાભાવિક છે; તથાપિ તેમની ઇચ્છા રાજ્યને કે રૈયતને નુકશાનકર્તા ન જોઇએ; પરંતુ અજીતસિંગજી હલકા લોકમાં ઉછરીને મોટા થયા છે ને જોધપુરમાં પણ ઘણો ખરો એવાજ લોકોનો સહવાસ છે તેથી તેવા સોબતીઓના હલકા ગુણ એમનામાં આવવાનો સંભવ છે. એ હલકા ગુણના યોગથી ભવિષ્યમાં માંહિમાંહે કુસંપનાં બીજ રોપાઈ એમની કે રાજ્યની ખરાબી થવાનો સંભવ છે જે રાજ્ય મહારાજાની ગેરહાજરીમાં બાદશાહે ખાલસા કરી પાયમાલ કર્યું હતું, તે રાજ્ય કેટલી મુશીબતે બાદશાહ પાસેથી છોડાવી કેટલી મુશ્કેલીઓ વચ્ચે મહારાજાને ઉછેરી સ્વાધીન કર્યું; તથા તે પછી ચૌદ પંદર વરસમાં એ રાજ્ય મહારાજા જશવંતસિંગજીના સમયમાં જેવી આબાદીમાં હતું તેવું આબાદ કર્યું છે, તે રાજ્ય પાછું મારાજ દેખતાં પાયમાલીમાં આવવાનો વખત આવે તો આ વૃદ્ધાવસ્થામાં હું શું કરી શકવાનો છું ? તે કરતાં તો આ આબાદ રાજ્ય છોડીને હાલમાંજ જવું એ સારૂં છે. એવો વિચાર કરી તેણે પોતાના કુટુંબકબીલાને ધીરે ધીરે ઉદેપુરના રાજ્યમાં વિદાય કર્યો.

એક દિવસે દુર્ગાદાસ દરબારગઢમાં મહારાજા પાસે જતા હતા, ત્યારે કિલ્લા ઉપર એમના બાતમીદારોએ એમને ખાનગીમાં ખબર આપી કે આજે તમે પાછા ઘેર જાઓ ત્યારે તમને મારવાને કિલ્લાને દરવાજે મહારાજાએ ચાર મારા બેસાડેલા છે. માટે શી આજ્ઞા છે ? દુર્ગાદાસે તેને સમજાવી પોતાને ઘેર મોકલ્યા. દુર્ગાદાસે દરબારમાં જઇ મહારાજાને સલામ કરી કહ્યું કે મહારાજા સાહેબ 'હવે આપ રાજ્ય ચલાવી શકો એવા થયા છો તથા રાજ્યકારભારની સર્વ ખાંચખૂંચથી વાકેફ થયા છો. હું વૃદ્ધ થયો છું તેથી હવે મારો વિચાર આ છેવટના જે થોડા ઘણા દિવસો બાકી હોય તે કાશીમાં જઇ ભગવદ્‌ભક્તિમાં ગાળવા, એવો થાય છે;માટે હવે આપ કૃપા કરીને મને રજા આપો તો બહુ સારૂં. આ સાંભળી મહારાજા અજીતસિંગજીને પણ ભાવતું હતું ને વૈદે કહ્યા જેવું થયું. જ્યાંસુધી દુર્ગાદાસ જેવો વીર ને સદ્‌ગુણી નર રાજ્યમાં કરતાકારવતા હોય તો. (જો કે દરેક કામ દુર્ગાદાસ મહારાજાના કાનપર નાખી તેમની મંજુરી મેળવીને કરતો હતો તોપણ) ત્યાં મહારાજાને કોણ પૂછે ? હલકા લોકોના ભમાવ્યાથી એ વાત મહારાજાને ગમતી નહોતી. વળી

દુર્ગાદાસને જોતા કે મહારાજાને પોતાની બાળપણાની સ્થિતિ યાદ આવતી. મહારાજાએ પડે કોઇ સારૂં કામ કર્યું હોય તોપણ તે દુર્ગાદાસની સલાહથી થયું હશે, એમ લોકો માનતા. આ સર્વ કારણોથી દુર્ગાદાસ મહારાજાને આંખના પાટા જેવો લાગતો હતો, તેથી એ હવે દરબારમાંથી જાય તો સારૂં એમ મહારાજા ઇચ્છતા હતા; પણ હાથ નીચે ઉછરીને મોટા થયેલા અને જેનાવડે રાજ્ય આબાદ ને સુખી થએલું, તેને 'જાઓ.' એમ કહેવાની મહારાજાની હિંમત ચાલતી નહોતી. પરંતુ જ્યારે એમણે જાતેજ જવાની પરવાનગી માગી ત્યારે એમને મન તો ટાઢે પાણીએ ખસ જવા બરાબર થયું. એટલું છતાં જ્યારે દુર્ગાદાસે કાશી જવાની પરવાનગી માગી, ત્યારે જાણે પોતે એમના જવાથી બહુ દીલગીર થતા હોય એમ જણાવી ખાટા દીલથી રજા આપી તથા જ્યારે પોતાને જરૂર પડે ત્યારે તેમની સલાહ માગેથી સલાહ આપવાની વિનતિ કરી, પછી દુર્ગાદાસે કહ્યું કે મહારાજા સાહેબ! ગઢમાં રાજ્યનો ખજાનો આજ સુધી આપનાથી ને અન્ય સર્વથી છુપો રાખવામાં આવ્યો છે, તે કયાં છે ને કેટલો છે, તે માત્ર હુંજ જાણું છું. તે મારા જતાં પહેલાં આપને મારે બતાવવો જોઇએ; પણ આજે હું કુંચીઓ ઘેર ભુલી આવ્યો છું અને તે લાવી આજે બતાવવાનો વખત નથી, તેથી કાલે કુંચીઓ લાવી આપને બતાવી હું આપની રજા લઇશ. મહારાજા તે સાંભળી રાજી થયા; પરંતુ પોતે મનમાં વિચાર કર્યો કે આજે પાછા જતાં તો દરવાજા ઉપર મારા એમનો ઘાત કરશે. તે ન થાય માટે એ ઘેર જાય તે અગાઉ મારાઓને ચેતાવી દેવા જોઇએ કે એમનો ઘાત કરે નહિ. એમ વિચારી તેમને ચેતાવી દીધા. થોડી વારે દુર્ગાદાસ ઘેર ગયો ને પાંચસે સ્વારોને હથિયારબંધ સજ્જ થએલા જોઇ પોતે પણ હથિયાર સજી સ્વાર થયો ને મહારાજાને કહાવ્યું કે મહારાજા સાહેબ! આપ તો દુર્ગાદાસને કુતરાના મોતે મરાવવા તૈયાર થયા હતા, પણ દુર્ગાદાસ એમ કુતરાના મોતે મળે એવો નથી. એ તો રણક્ષેત્રમાં મરવાને તૈયાર છે, માટે આપ રણમાં પધારો. આ સંદેશો સાંભળી અજીતસિંગ ભયભીત થયો ને જેણે પોતાના પરાક્રમ, સાહસ, ધૈર્ય ને દીર્ઘદૃષ્ટિથી મારવાડ જીતી લઇ જેનું ૨૦ વરસ સુધી સાચવી પાલન કર્યું હતું, તેના સામા થવાની પોતાની હિંમત નહિ ચાલ્યાથી તેને નિર્વિઘ્ને જયાં જાય ત્યાં જવા દીધો. ગુણ ઉપર અવગુણ તે આનું નામ.

દુર્ગાદાસ જોધપુરથી નીકળી ઉદેપુર ગયો, ત્યારે ત્યાં મહારાણા જયસિંગજી

રાજ્ય કરતા હતા. તે દુર્ગાદાસની હકીકત સાંભળી તથા એણે કરેલા અથાગ ગુણનો આ રીતે બદલો મળેલો જોઇ, દીલગીર થયા. તેમણે દુર્ગાદાસનું ને એમનાં માણસોનું સારી રીતે પોષણ થાય એટલી જીવાઇ બાંધી આપી, તેથી દુર્ગાદાસે ઉજ્જેણમાં જઇ એકાંતવાસમાં રહી મહાકાળેશ્વરની સેવા કરી પોતાનું બાકીનું આયુષ્ય પૂરું કર્યું. એણે સંવત ૧૭૬૫ માં દેહ છોડી, ત્યારે ક્ષિપ્રા-ને કાંઠે એને અગ્નિસંસ્કાર દીધો.

એના મરણ માટે એક સોરઠો છે કે૦

સોરઠો

પ્રીત ગઇ પરતીત, સાખકેડે હોતી સહી;
ધણ ઘર એહી રીત, દુર્ગાસિંપરા દાગીઓ.

મતલબ કે દુર્ગાદાસના મુવા પછીના એક રાજાએ એના સાખદડાના ભાયાત સાથે પણ અજીતસિંગજીના જેવીજ વર્તણુક ચલાવી ગુણ ઉપર અવગુણ કર્યો, ત્યારે તેણે કવિરાજને પૂછ્યું કે રાજા આમ કેમ કરે છે ? મેં કેટલો બધો ગુણ કર્યો છે તે નહિ સંભારતાં ઉલટો ગુણચોર થાય છે ? ત્યારે કવિએ ઉપલો સોરઠો કહ્યો છે કે, ભાઇ ! તમારી સાથે પ્રીતિ ને પ્રતીતિ હતી તે સર્વ ગયું છે ! પણ જેણે અસહ્ય દુઃખ વેઠી બાળપણાથી ઉછેરી મોટો કર્યો ને દિલ્હીના આલમગીર જેવા બળવાન બાદશાહ સાથે લઢીને મારવાડ જીતી લઇ ગાદીએ બેસાડયો, એવા દુર્ગાદાસનો પણ અજીતસિંગજી મહારાજાએ ઘાત કરાવવાનો વિચાર કર્યાથી દુર્ગાદાસને જોધપુરમાં અગ્નિસંસ્કાર થવા વારો ન આવ્યો ને નદીને કાંઠે એમને અગ્નિસંસ્કાર થયો. ભાઇ ! એ ઘેર તો એવીજ રીતિ ચાલી આવે છે.

સમાપ્ત

# उत्तम अने सस्तुं साहित्य

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઈંચ | મૂલ્ય |
|---|---|---|---|
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ | ૭૮૪ | ૫।।।×૯ | ૨। |
| અખાની વાણી—મનહરપદ સાથે | ૫૦૦ | ૫×૮ | ૧।। |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્રસાથે | ૨૪૮ | ૫।।×૮ | ૦।। |
| શ્રીવાલ્મીકિ રામાયણ-મોટા બે ભાગમાં | ૧૪૦૦ | ૬।।×૧૦ | ૬) |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ | ૬૦૦ | ,, | ૨) |
| શ્રીદાસબોધ-નવી આવૃત્તિ | ૬૨૦ | ૫।।×૮ | ૨।। |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા-નવી આવૃત્તિ | ૭૦૦ | ૫।।×૮।। | ૨।।। |
| શ્રીમદ્ ભાગવત—ઉત્તમ ભાષાંતર | ૭૦૦ | ૮×૧૧ | ૫) |
| શ્રીરામકૃષ્ણકથામૃત-બંને ભાગ ભેગા | ૬૫૦ | ૫।।×૮ | ૨।। |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો. ભા. ૧ થી ૫ | ૫૦૦ | ,, | ૨) |
| ,, ,, ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯ તુરતમાં નીકળશે. | | | ૨।। |
| ,, ,, ગ્રંથ ૩ જો ભાગ ૧૦-૧૧ | ૫૦૦ | ૫।।×૮ | ૨) |
| ,, ,, ગ્રંથ ૪ થો ભાગ ૧૨-૧૪ તુરતમાં નીકળશે. | | | ૨। |
| સ્વામીવિવેકાનંદ ગ્રંથ ૧લો ભા.૧-૨-૩ | ૫૭૫ | ૫।।×૮ | ૨। |
| ,, ,, ગ્રંથ ૨ જો ભાગ ૪-૫ | ૬૦૦ | ,, | ૨। |
| ,, ,, ભાગ ૬ થી ૮ નોખા | ૧૦૦૦ | ૫×૬।। | ૩) |
| ,, ,, ભાગ ૯ મો-સંપૂર્ણચરિત્ર | ૭૪૦ | ,, | ૨।। |
| ,, ,, ભાગ ૧૦ મો-રાજયોગ | ૩૦૦ | ,, | ૧। |
| શ્રીભજનસાગર-નવી આવૃત્તિ | ૨૦૦ | ૫×૮ | ૦।।= |
| સ્વર્ગનું વિમાન | ૩૮૪ | ૫×૯ | ૧)= |
| સ્વર્ગની કુંચી | ૩૭૮ | ,, | ૧)= |
| સ્વર્ગનો ખજાનો | ૩૫૦ | ,, | ૧)= |

ભગવદ્ગીતા-ગુજરાતી, મરાઠી કે હિન્દી ટીકાસહિત ગુટકા... ૦।।

ભગવદ્ગીતા-મૂલમાત્ર-મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦।– અને ૦।।=

પંચરત્નગીતા-મૂલમાત્ર-નાનામધ્યમતથા મોટા અક્ષરમાં ૦।– ૦।। ૦।।।=

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

બંકિમનિબંધમાળા-ધર્મતત્ત્વ સાથે ...૫૬૦ ... પાા×૮ ૧ાાા
ભાગ્યના સૂણાઓ ... ... ...૭૨૦ ... „ ૧ાા
સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ ... ...૫૫૨ ... „ ૧)ℳ
પ્રભુમયજીવન ... ... ...૨૧૬ ... „ ૦ાા

## વૈદક સંબંધી ઉપયોગી પુસ્તકો

આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ... ૧૦૦૦... પાાા×૮ાાા ૪)
આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત...૧૪૦... ૫ ×૬ાાા ૦ાℳ

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

કાઉન્ટ ટૉલસ્ટૉયનું જીવનચરિત્ર... ...૬૨૦... પાા×૮ ૨ાા
મહાન નેપોલિયન બોનાપાર્ટ... ...૮૪૦... „ ૩)
ભારતનાં સ્ત્રીરત્નો—ગ્રંથ ૧ લો ૨૧૦૦... પાાા×૮ા ૬)
„ „ „ ગ્રંથ ૨ જો
„ „ „ ગ્રંથ ૩ જો છુટક દરેક ભાગના ૨ાા
સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર ૭૪૦... ૫×૬ાાા ૨ાા
જગતનો મહાન પુરુષ (મ૦ ગાંધીજી) ૩૫૦... „ ૧)
મહાન સમ્રાટ અકબર ... ... ૩૫૨... પાા×૮ા ૧)
શ્રી શિવાજી છત્રપતિ ... ... ૫૨૮... પાાા×૯ ૨ા
વીર દુર્ગાદાસ ... ... ૨૪૦... પા×૭ા ૦ાા

## સ્ત્રીઓ તથા પુરુષો માટે બોધપ્રદ વાર્તાઓ

ટુંકીવાર્તાઓ ભા. ૧, ૨, ૩, ૪ થોડા માસમાં છપાઇ બહાર પડશે.
ટુંકીવાર્તાઓ-ભાગ ૫મો-૨૮, સાંસારિક વાતો ૩૦૪... ૫×૬ાાા ૦ાાℳ
ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ટ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો ૩૬૦... „ ૦ાાા
ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો ૩૫૦... „ ૧ા
દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી ૧૬૮... ૪×૭ાા ૦ા

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

સદ્ગુણી બાળકો-૬૯ બનાવોનો સંગ્રહ ૧૨૮... ૫×૭ાા ૦ાℳ
બાળસદ્બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૧૧૨... „ ૦ા૦ા
બાળકોનીવાતો-રસિકવાતચિતરૂપે ૨૧ પાઠ ૯૬... ૫×૬ાાા ૦ા

દુઃખમાં વિદ્યાભ્યાસ-સચોટ સાચાં દૃષ્ટાંતો ૯૦... પાx૮ ૦I
સુબોધક નીતિકથા ... ... ૧૫૪... પાx૭ ૦I≈

# हवे पछी बहार पडनारा ग्रंथो

નીચલામાંના ઘણાખરા ગ્રંથો ચાલુ તેમજ આવતા-૧૯૮૨ના વર્ષમાં નીકળશે વિવિધ ગ્રંથમાળાદ્વારા ખબર અપાશે.

- ભારતના સંત તથા વીરપુરુષો
- શ્રીગૌરાંગ પ્રભુનું મોટું ચરિત્ર
- સંતવાણીસંગ્રહ અનેક ભાગોમાં
- તુલસીકૃત રામાયણ-ટીકાસહિત
- રાજસ્થાનનો ઇતિહાસ-૨ ભાગ
- યોગવાસિષ્ઠ ૨-ભાગ-નવી આવૃત્તિ
- ભગવતી ભાગવત-નવી આવૃત્તિ

# संपूर्ण महाभारत

આ ગ્રંથ કહાડવાની યોજના અગાઉ પડતી મૂકેલી, તે પાછી શરૂ કરવાની તૈયારી ચાલે છે. ઇશ્વરેચ્છા હશે તો આવતા વર્ષમાં તેની યોજના રજુ કરાશે અને એકાદ વરસમાંજ આખો ગ્રંથ રૂ. ૨૫) માં બહાર પડી જશે.

## पुस्तको मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીષ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦ સુધીનું રૂ. ૦I જૂદું લાગે છે. ૨-બહારથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૩-મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ સમજવું. ૪-રૂ. ૧) થી ઓછાનાં પુસ્તકાદિ જોઇયે તો વી. પી. થી ન માગતાં મ. ઓ. કે ટીકીટજ મોકલવી. ૫-પૂરૂં મૂલ્ય તથા વધારાના પેકીંગ ઇ૦ બદલ ૦I પ્રથમથીજ મોકલીને દશેક રૂ.નાં સામટાં પુસ્તકાદિ રેલરસ્તે મંગાવનારાને ખર્ચ બહુ ઓછો આવશે. ૬-કમમાં કમ રૂ. ૨૫) નાં પુસ્તકાદિ લેનારને કમીશન પણ મળશે. ૭-બહારનાં પુસ્તકો લાવીને મોકલાશે નહિ.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદમાં—સેશન કોર્ટ પાસે. મુંબાઇમાં-કાલબાદેવી રોડ,